## પૂઠાપરના ચિત્રનો ઉકેલ

મથાળે સૂર્યચન્દ્ર સાથે જે તગતગતા તારકગણ છે, તે સદ્‌ગત સજ્જન–સન્નારીઓનાં તેજોજ્જવલ જીવનજૂથ; અને એ પ્રેરણાવાહી દૃશ્યને ઊંચી નજરે નિહાળતો, નીચે જે બાળક બેઠો છે, તે જ્ઞાતિની ઉછરતી પ્રજા: “આવતી કાલ”નાં નાગરિક કે નેતા થવા ઇચ્છનાર, “આજ”નો જ્ઞાતિબાળક, સદ્‌ગત સજ્જન–સન્નારીઓનાં જીવનસ્મરણોની ઝાંખી કરતો હોય, એવા ભાવનું, પ્રસ્તુત ચિત્રમાં આલેખન થયું છે.

ખડાયતાજ્ઞાતિનાં કેટલાંક સદ્દગત સજ્જન-સન્નારીઓનાં સચિત્ર

# જીવનસ્મરણો

[ પૂર્વાર્દ્ધ ]

લેખક, પ્રકાશક અને મુદ્રક

**કેશવ હ. શેઠ**

મુદ્રણસ્થાન

ખડાયતા મુદ્રણકલા મન્દિર

રાયપુર, **અમદાવાદ**

**પ્રથમાવૃત્તિ    કિમ્મત અઢી રૂપિયા    સંવત્ ૧૯૮૪**

# સાંકળિયું

| નામ | ઉઘડતાં પાને | પાનું |
|---|---|---|


## જીવનસ્મરણો

## કેટલાક પૂર્વપુરુષો

# વસ્તુનિર્દેશ

આ બાઇબલમાં, એક રૂપકવાર્તા છે. તેનો તરજુમો આ પ્રમાણે:— ખેડુત હતો. તે બીજ લઇને ખેતરમાં વાવેતર કરવા જતો'તો. જતાં જતાં, એની પોટલીમાંથી, કેટલાક કણ રસ્તામાં વેરાઇ ગયા. ઉડતાં પંખીએ, તે વેરાયલા કણને વીણી ખાધા. ખેડુત આગળ ચાલ્યો. ખેતરને રસ્તે ઊંચી એક ટેકરીનો ચડાવ હતો. ચડતાં, ચડતાં, થોડાક કણ ત્યાં વેરાયા. માથે ધોમ ધખતો સૂરજનો તાપ ને પાણીના તંગીઃ તેથી ટેકરીપરના દાણા, ઉગ્યા ન ઉગ્યા, ને વેડફાઇ ગયા. ખેડુત ખેતરમાં પેઠો. પેસતાં પેસતાં, થોડાંક બીજ, ઝાડી ઝાંખરાંવાળી વાડમા વેરાયાં. તેનાપર વર્ષા વર્ષી, ને કાંટા સાથે પેલા કણના પણ ફણગા ફૂટયા; ફૂટયા ખરા, પરન્તુ છોડવા વિકાસ પામે તે પહેલાં તો એની આસપાસ કાંટાળી વાડ ફરીવળી ને અંકુરિત બીજછોડ કરમાઇ ગયા.

ખેતરના ફળદ્રૂપ જમીનમાં જે બીજ વવાયાં એ જ ઉગ્યાં ને ફળ્યાં.

વિચારબીજનુ વાવેતર કરવા મથનાર, આપણેય ખરેખર 'ખેડુત' છીએ. ચાલતા શ્વાસોચ્છ્વાસ સાથે, થડકતી નાડી અને ધડકતા હૃદય સાથે, આપણા મગજમાંથી, અવિરત તરંગબીજ ઉદ્‌ભવ્યે જાય છે ખરાં; પણ ઉદ્‌ભવતા તરંગોમાંથી કેટલાક, સમુદ્રના તરંગો પેઠે ઉછળીને શમી જાય છેઃ સંજોગોની પ્રતિકૂળતાથી, કેટલાક વેડફાઇ જાય છેઃ અંતરાયોના નડતરથી કેટલાક વળી વિચારનુ સ્થિર સ્વરૂપ લેતા લેતા કરમાઇ જાય છે અને થોડાં જ વિચારબીજ, યથાશક્તિ અંકુરિત થઇને ફાલે-ફળે છે.

પ્હો ફાટયા પહેલાં શહેરની વસ્તીને વાંધીને, ફરવા જતી વેળાએ નિરવ શાંત હતી. એક ખુશનુમા પ્હરોડિયે, અમદાવાદમાં એલિસબ્રીજ ઓળંગીને આગળ વધતો હતો. નિર્મળ વાયુની હુંફાળ લહરિયોથી સાબરમતીના જળમાં, ધીમા તરંગો હલકારા ખાતા, ઉછળાતા, કિનારે

પછડાતા ને જળ ભેળા ભળી જતા જોયા. એ રમણીય દૃશ્ય સાથે આંતરસરવરની સ્થિતિને સરખામણીમાં મૂકી. ત્યાંય ખડાવતામિત્ર અને ખડાયતાજ્ઞાતિ વિષે તરેહવાર તરંગો ઉદ્ભવતા: ઉદ્ભવતા ને વિલુપ્ત થતા!

તેવા અસંખ્યમાંથી એક તરંગ સ્થિર વિચારનું સ્થિત્યંતર પામ્યો. વિચાર્યું, કે ખડાયતાજ્ઞાતિ વંધ્યા નથી. કેટલાંક વંદ્ય સજ્જન-સન્નારીઓ એવાંય થઇ ગયાં છે, જેમનાથી જ્ઞાતિ ગૌરવશીલ બને, બલ્કે દેશમાં-દેશના બહોળા સમાજમાં-પોતે અધિકારપૂર્વક સુંદર સ્થાન ભોગવી શકે.

શ્રાદ્ધ-સંવત્સરી આવે, ત્યારે એવા પુણ્યશાળી પૂર્વજો તેમના વંશવારસોને સાંભરે; પણ ક્ષણિક કે કૌટુંબિક સંભારણાંથી જાહેર જનતાને શી પ્રેરણા મળે? જેમનાં જીવન કુટુંબ, કુળ કે એકડાની જ નહિ, પણ જાહેર જનતાની માનવંતી મિલ્કત બન્યાં હોય, તે નાણું, શ્રાદ્ધ સંવત્સરીના 'તિથિ' રૂપ ત્રિજોરીમાં સંઘરી રાખવું સારૂં કે એનું પુસ્તક રૂપે લ્હાણું થાય તે?

સૌ સ્વીકારે છે, કે આજનાં બાળકો તે આવતી કાલના નાગરિકો છે, નેતા છે: એ ઉગતી જનતા પરિપક્વ અનુભવનો આસ્વાદ લે, જ્ઞાનભણતરના ભોમિયા થાય, ચારિત્ર્યઘડતરની ચાવિયો મેળવે, વિકાસક્રમના પંથઆડે નડતાં નડતરને નિષ્કંટક બનાવી, ઉન્નત, પવિત્ર ને ધડો લેવાયોગ્ય જીવન કેમ જીવી શકાય, તેની હકીકત ને હિકમત હૈડે ધરે; ટુંકામાં, જેમનાથી તેમને પ્રેરણા, બળ કે બોધ મળે, તેવાં જ્વલંત જીવનનાં સુમધુર સંસ્મરણોના પ્રસિદ્ધિ આવશ્યક અને ઉપયોગી લાગી.

દરિયાકાંઠે પથરાયલી વેળુમાં પડેલાં પગલાં, ભરતીઓટે ભૂંસાઇ જાય છે. કાળના જુઆળ પણ એવા છે. જન્મ, જીવન ને મૃત્યુ, એ વિધિનિર્મિત વિધાન છે. કબૂલ; તથાપિ, "નામ તેહનો નાશ" એ ક્ષણભંગુર દેહીનું એકતરફી ગાન છે. નાશ નામનો હોય, નામનાનો નહિ:

સમુજ્જવલ નામનાઓની ગુંથણી થાય એ મને ઇષ્ટ લાગ્યું. અને એવી ગુંથણીના મારી વ્યાખ્યા આવી છે:–સંસારયાત્રાળુઓના વાટમાં, એકત્રિત કરેલ કિરણોથી પ્રદીપ્ત થતો તેજદીવડો: જેના પ્રકાશથી, વિકાસ વચ્ચેનાં અન્ધકાર–આવરણ ટળે છે અને આપણી પ્રગતિને વેગ મળે છે.

કાંઇક આવા આવા ગડમથલો પછી, સ્મરણોનું સાહિત્ય તૈયાર કર્યું છે.

પુસ્તકમાં જે જીવનસ્મરણોનો સંચય થયો છે, તેમાંથી ગુણાનુરાગીઓને કંઇ કંઇ નામનાનાં નિદર્શન થશે. એની પસન્દગી નથી એકદેશી કે નથી રાખી એકલક્ષી–એમાં વિવેકપુરઃસરનું વૈવિધ્ય જળવાયલું જણાશે જ.

વાચક કબૂલશે, કે વ્યક્તિમાત્રની શક્તિ એક જ દિશામાં ખીલતી કે ખપી જતી નથી; તેમ દરેકનાં સમય, સ્થિતિ ને સંજોગો પણ એકસરખા નથી હોતા; તેથી સ્મરણીય જીવનો, પોતપોતાનાં લક્ષ્ય અને કક્ષા શી રીતે જાળવી ને શોભાવી શક્યાં છે, એ જ ભાવથી આ સ્મરણો વંચાય ને વિચારાય તો વધારે સારૂં.*

આમાં 'ચિત્રદર્શનો' કે 'રેખાચિત્રો'ની કલા નથી, કે નથી 'સ્મરણમુકુર'ની શૈલી. 'Mile-Stone from gujarati Literature' કે 'સાક્ષર જયંતીઓ' ને 'સાક્ષરમાળા' એ સૌનો પ્રધાન હેતુ, આ સ્મરણોથી નિરાળો છે. અહીં તો વિશેષ અંશે ખડાયતાજ્ઞાતિને રૂચે ને પચે, એ ઢબે આ જીવનચરિત્રો નહિ, પણ જીવનસ્મરણો લખાયાં છે, એટલું અવલોકનકારો માટે મારે સ્પષ્ટ કરવું જોઇએ.

સ્મરણોના નામ સાથે સંયુક્ત થએલો 'પૂર્વાર્દ્ધ' શબ્દ પુસ્તકની અપૂર્ણતાનો સૂચિત છે: અને સ્મરણો, બેશક અધૂરાં જ છે;

---

*'મોટાં, નાનાં વધુ મોટાંમાં, તો નાનાં પણ મોટાં;
વ્યોમદીપ રવિ, નભબિન્દુ, તો ઘરદિવડાં નહિ ખોટાં.'—ગોવર્દ્ધનરામ

કેમકે જીવનપ્રસંગોની પ્રાપ્તિનું કાર્ય મધુરું નહિ પણ અતિ દુર્ઘટ છે. તેથી પ્રયાસે મેળવી શકાયાં તેટલાં છાપ્યાં છે. બાકી, રાજકાજ-માં ભળેલા, ડુંગરપુરભણીના સદ્‌ગત જ્ઞાતિજનો, રાજપીપળાનાં કેટલાંક બક્ષી કુટુમ્બો ને તે તરફના અન્ય રાજકર્મચારીઓ; મહેમદા-વાદના દેસાઇ કુટુમ્બના મૂળ પુરૂષ; સ્વતંત્ર વહાણોવડે મલબારભણી વહેપાર ખેડતા કેટલાક પોરબન્દરી ખડાયતાઓ: અને એવાં જ અન્ય ગૃહસ્થોનાં વૃત્તાન્તો વારતે તો, કોઈ અમૃત ચોઘડિયે પ્રસ્તુત પુસ્ત-કનો 'ઉત્તરાર્દ્ધ' બહાર પડે ત્યાંસુધી સબુરી લેવાની રહી.

જેમની સવાલાખ રૂપિયાની શિષ્યવૃત્તિઓવડે, જ્ઞાતિના સંખ્યા-બન્ધ અભ્યાસકો આગળ વધ્યા છે, તે શેઠ દામોદરદાસના જીવન-પ્રસંગો ઉપલબ્ધ નથી. જ્ઞાતિના જ સજ્જનોનાં સ્મરણો પ્રસિદ્ધ થાય અને એમાં શેઠ દામોદરદાસ નહોય, તો સમગ્ર પુસ્તકની કિંમત કોડીની અંકાય. મને એમના જીવનની ઉણપ ઘણી ખૂંચી. આખરે, જેમના શ્વાસોચ્છ્વાસે જ્ઞાતિહિતની સુવાસ ફોરી રહી છે, એવા આપણા મુરબ્બી હરગોવિન્દદાસભાઇની પાછળ ખાઇખપુરીને મચ્યો રહ્યો અને જણાવતાં હર્ષથી હૈયુ ભરાઇ આવે છે, કે તેઓશ્રીએ શેઠ દામોદરદાસના છૂટાછવાયા પ્રસંગોય લખી આપીને, પુસ્તકને ઓજસ્વંતુ બનાવ્યું છે.

શનિદેવની વાત છે. સાત વારમાં કોણ મોટું, એના ઇન્સાફ સારૂ સાતેય વાર વિક્રમના દરબારમાં ગયા. પ્રથમ રવિવારે, પછી સોમ–મંગળ–બુધ એમ અનુક્રમે બેઠક લીધા પછી શનિદેવ સાતમી બેઠકે બેઠા. વિક્રમરાજાએ ચુકાદો આપ્યો, કે ચડતા ઉતરતા જે ક્રમે બેઠા છો, એ ક્રમ તમારા મોટાન્હાનાનો ! આ સ્મરણોની ગોઠવણુ સંબંધી એવી અટકળ કોઇ ન કરે–અથવા પુસ્તકમ છપાયા પ્રમાણે જ, સ્મરણીય જીવનોને મોટા–ન્હાના કે ચડતા–ઉતરતા માનવાના મિથ્યા ભ્રમમાં કોઇ ન પડે એવી વાચકોને વિનતિ છે. એટલું ખરૂં, કે સ્મરણોનો કાંઇક ક્રમનિયમ

જાળવવા સંબંધી મનમાં ગડમથલ તો થયેલીઃ—( ૧ ) સંવત્સરીના મિતિ મુજબનો ક્રમ રહે કે ( ૨ ) નામની કક્કાવારીનોઃ પરન્તુ હકીકતો એકધારી કે અનુક્રમે ન મળવા માંડી, તેથી જેમ જેમ તે લખાતાં ગયાં, તેમ તેમ છપાતાં ગયાં છેઃ

છબીઓ પણ મેળવી શકાઇ તેટલી છપાઇ છે.

પુસ્તકના અંતિમ ભાગમાં કેટલાક પૂર્વપુરૂષોનો પરિચય છાપ્યો છે. ખરી રીતે તો એને મોખરે સ્થાન મળવું જોઇએ; પણ અગિયાર ફોર્મ છપાયા પછી એ પરિચયો લેવાનો વિચાર સ્ફૂર્યો તેથી જ તે છેલ્લે છે.

એમાંના છેલ્લા ત્રણ પરિચયો છાપવાની પરવાનગી આપવા બદલ શ્રીયુત ભોગીલાલ ભીખાભાઇ ગાંધીનો આભારી છું. રણછોડદાસ ભગતનો પરિચય છાપવા દેવા માટે શ્રીમાન્ અંબાલાલ હરિવલ્લભદાસ ભગતનો આભારી છું. કેટલાક પરિચયો લખી આપવા ઉપરાંત પુસ્તકને બને તેટલું સંગીન બનાવવામાં વારંવાર સલાહસૂચન આદિની મ્હોંમાગી સહાય કરવા બ ; તથા અર્પણ સ્વીકારવા માટે પૂજ્યશ્રી હરગોવિન્દદાસભાઇનો તેમજ અન્ય વડીલોનો આભારી છું. 'ગુજરાતીપંચ'ના અધિપતિ શ્રીયુત સોમાલાલ મંગળદાસની મદદ પણ માગું ત્યારે મળ્યે જ જાય છે—છાપવા સારૂ કેટલાક બ્લોકસ્ વાપરવા આપ્યા બદલ તેઓશ્રીનો પણ આભારી છું-અને શેઠશ્રી પુરૂષોત્તમદાસના આર્થિક આશ્રય બદલ તેમનો પણ આભારી છું.

છેવટ, ખડાયતા સૃષ્ટિમાં છૂટાં છૂટાં વેરાયલાં સ્મરણફૂલડાંનો, સુવ્યવસ્થિત સ્વરૂપે સંચય કરવા પુરતી કેવળ બાગવાનની સેવા બજાવી છે. એ કેટલે દરજ્જે સફળ હશે, એના નિષ્કર્ષનું કામ બાગવાનનું નહિ, પણ બુદ્ધિમાનોનું છે.

કેશવ હ. શેઠ

### આ પુસ્તકના આશ્રયદાતા

# શેઠશ્રી પુરૂષોત્તમદાસ ગોકુળદાસ, મદ્રાસવાળા

### [ તેમનો જીવનપરિચય ]

---

આજથી લગભગ દોઢેક સૈકાપર ગૂજરાતની વસ્તી, દેશના ભિન્ન ભિન્ન ભાગોમાં વેરાઇ ગઇ હતી. સંવત્ ૧૮૩૨ અને તેની આસપાસના યુગમાં ગૂજરાતપર થએલાં વિજાતીય શાસકોનાં આક્રમણોને ભોગે, 'કાચું સોનું' પકવતા આપણા ફળદ્રૂપ ગૂજરાતપ્રદેશની આર્થિક, સામાજિક અને ધાર્મિક પરિસ્થિતિ અતિ અવ્યવસ્થિત બની ગઇ હતી. તેવા વિકટ સંજોગોમાં આપણા ધર્મચુસ્ત અને ગરીબાઇ ભોગવતા ઘણાય ગૂજરાતીઓ વતન છોડીને, જીવનના જતન અર્થે પરભોમમાં જઇ વસેલા. ખેડાવાળ અને ખડાયતાઓનો વસવાટ મદ્રાસમાં સારી સંખ્યામાં છે, તે પણ આવા જ કારણથી.

શેઠશ્રી પુરૂષોત્તમદાસના મૂળ પુરૂષે પણ, ગૂજરાતનાં ઘરબારને છેલ્લા પ્રણામ કરી, મદ્રાસમાં નિવાસ કરેલો. શેઠશ્રી પુરૂષોત્તમદાસની પેઢીના મૂળ પુરૂષનું નામ પરમાનંદદાસ શા; અને તેમનું કુટુંબ 'અમીચંદશાવાળા,' એ નામથી ઓળખાય છે. વહીવંચાની જૂની સોએક વર્ષ પરની નોંધવહીપરથી એમ લાગે છે, કે આ કુટુમ્બ મૂળ લુણાવાડા તરફનું હોવું જોઇએ; કેમકે વહીવંચાની નોંધવહીમાં, તેમના પૂર્વજો સંબંધીના ઉલ્લેખને અંગે 'લુણાવાડાવાળા' એવું લખાયલું મળી આવે છે. સિવાય 'અટક' વિષે વિશેષ માહિતી ઉપલબ્ધ નથી. તેઓનું ગોત્ર ગુંદાણું છે.

મદ્રાસમાં ખડાયતાનાં પચીસેક કુટુમ્બો વસે છે. એમનાં ગોત્રોપરથી એમ લાગે છે કે એ કુટુમ્બોના પૂર્વપુરૂષો વિશેષ અંશે નડીઆદના વતની હોવા જોઇએ.

શેઠજીના મૂળ પુરૂષ પરમાનંદદાસ અને પરમાનન્દદાસના પુત્ર અમીચંદશા; અમીચંદશાના પુત્ર દ્વારકાદાસ અને દ્વારકાદાસના પુત્ર

જમનાદાસ. તેઓ પ્રતાપી પુરૂષ હતા. શેઠશ્રી જમનાદાસને ત્રણ દીકરીઓ તથા ત્રણ પુત્રો હતા. સૌથી મોટા પુત્ર પરમાનન્દદાસ, બીજા ગોવર્ધનદાસ અને ત્રીજા ગોકુળદાસ.

એ ત્રણેય ભાઇઓ તેમના પિતાશ્રી સાથે વેપારમાં જોડાયા હતા અને વડીલ જમનાદાસ વૈકુંઠવાસ થયા પછી પણ ત્રણેય ભાઇઓનું સંયુક્ત કુટુમ્બ, સંપસંપીને એકસાથે રહેતું હતું. તેમણે મદ્રાસમાં સારી પ્રતિષ્ઠા મેળવી હતી, અને અમીચંદશાનું નામ દીપાવ્યું હતું.

મોટા ભાઈ પરમાનન્દદાસ ચુસ્ત વૈષ્ણવ ભગવદીય હતા. વચટ બન્ધુ ગોવર્દ્ધનદાસ ચાલાક, બુદ્ધિશાળી અને વેપારઉદ્યોગમાં કાબેલ હતા. તેમની પરોપકારવૃત્તિ પણ પ્રશંસનીય હતી. તેઓ મદ્રાસનાં લગભગ દરેક વણિક કુટુમ્બમાં અને અન્ય નાતજાતમાં પણ અગ્રેસર તરીકે સારો માનમરતબો પામ્યા હતા. મદ્રાસનિવાસી ખેડાવાળો પણ કાર્યપ્રસંગે એમની સલાહ લેતા. નાતજાતના કજીઆ પતાવી આપવામાં પોતે ન્યાયશીલવૃત્તિ ધરાવતા હોઇ, એ કામમાં એમને નિમવામાં આવતા. એમનાજ વખતમાં શ્રી વલ્લભકુળના બાળકો માટે હવેલી તથા મોટું મંદિર વગેરે ધર્મસ્થાનો સ્થપાયાં છે; એ પવિત્ર કાર્યમાં શેઠ ગોવર્દ્ધનદાસે આગેવાનીભર્યો ભાગ લીધેલો, એટલુંજ નહિ, પણ પોતાની હયાતિપર્યંત તેનો વહિવટ પણ તેમણે જ કરેલો. ત્યારબાદ શેઠ પુરૂષોત્તમદાસને હસ્તક એ વહિવટ વર્ષોપર્યંત રહેલો. તેઓ સંવત્ ૧૯૬૪ના મહા શુદ દ્વાદશીને દિવસે વૈકુંઠવાસી થયા હતા.

શેઠ ગોવર્દ્ધનદાસને ત્રણ પુત્રો હતા. મોટા ભાઇ પરમાનન્દદાસને સંતાનમાં પુત્ર સંતતિ નહતી–એક પુત્રી છે. શેઠ ગોકુળદાસને પણ એક પુત્રી છે. પરમાનન્દદાસનો વૈકુંઠવાસ થયા પછી બન્ને ભાઇઓ–ગોવર્દ્ધનદાસ અને ગોકુળદાસ–પેઢીનો વહિવટ ચલાવતા.

શેઠશ્રી ગોકુળદાસને સંતતિમાં પુત્ર નહિ હોવાથી ગોકુળદાસની ગાદીએ શેઠશ્રી પુરૂષોત્તમદાસને લેવામાં આવ્યા હતાઃ ( સંવત્ ૧૯૫૩ ના ચૈત્ર વદ ૧૨ )

શેઠશ્રી પુરૂષોત્તમદાસનો જન્મ સંવત્ ૧૯૩૮ ના પવિત્ર શ્રાવણ માસની શુદ ૪ ને ગુરૂવારે થયો હતો. તેઓ દસા ખડાયતા જ્ઞાતિના હોઇ ફક્ત વીસ જ વાસાના એ બાળકને મૂકી, તેમનાં માતુશ્રી વૈકુંઠવાસી થએલાં: વીસ વાસાનો બાળક નમાયો બને અને માતાના ધાવણરૂપ અમૃતથી વંચિત થાય, તો ભાગ્યે જ તે દીર્ઘાયુ નિવડે; પરંતુ શ્રીમાન્ પુરૂષોત્તમદાસના સંબંધમાં આ સિદ્ધાન્ત અપવાદ જેવો બન્યો છે. પોતાના વડીલો અને કલ્લોલતા વાત્સલ્યભાવપૂર્ણ વિશાળ કુટુમ્બની છત્રછાયા તળે પોતે ઉછરીને મોટા થયા અને જનનીની મીઠી હૂંફ ગુમાવેલી છતાં એ ખોટ જીવનભરમાં ભયંકર તો ન જ નિવડી.

શેઠસાહેબે પોતાની વીસ વર્ષ જેટલી ઉગતી જુવાની દરમિયાન, સંજોગોની અનુકૂળતાથી, ગૂજરાતી ઉપરાંત અંગ્રેજી અને તેલંગુ-તામિલ ભાષાનો જોઇતો અભ્યાસ કરી લીધો હતો. શેઠશ્રી પુરૂષોત્તમદાસના મોટા ભાઇ દ્વારકાદાસનું લગ્ન મદ્રાસવાળા દશાખડાયતા શેઠ મોરલી ભાણાના નામથી ઓળખાતા કુટુંબમાં થયું હતું. તેમને બે પુત્રો છે. જમનાદાસ અને અમીચંદશા: તથા એક પુત્રી નામે સુભદ્રા છે.

શેઠશ્રી પુરૂષોત્તમદાસનું પ્રથમ લગ્ન વિજાપુરમાં શ્રી. નારાયણદાસ રામદાસ કબારનાં દીકરી સૌ. ગોદાવરીબાઇ વેરે થએલું. પ્રથમ પત્નીનું સં. ૧૯૭૯માં અવસાન થતાં, બીજીવાર ૧૯૮૦ ની સાલમાં તેઓનું લગ્ન ખાનદેશ જીલ્લામાં આવેલા પારોલા ગામે શાહ નરોત્તમદાસ ગણપતદાસ દેસાઇનાં પુત્રી સૌ. લીલાવતી વેરે થયું હતું. પ્રથમ પત્નીથી થએલ સંતતિમાં હાલ એક પુત્રરત્ન નામે રામદાસ અને ત્રણ પુત્રીઓ છે, અને બીજીવારનાં પત્નીને વર્ષદહાડાનો પુત્ર છે.

'શેઠ ગોકુળદાસ જમનાદાસ અને કંપની'ને નામે સંવત ૧૯૩૯ની સાલથી તેઓની રેશમી કાપડની પેઢી ચાલે છે: જેની ખ્યાતિ અને સંગીનતામાં ઉત્તરોત્તર અભિવૃદ્ધિ થયાં જાય છે. શ્રી૰ ગોકુળદાસનો વૈકુંઠવાસ થયા પછી પ્રસ્તુત પેઢીનો વહિવટ શેઠશ્રી પુરૂષોત્તમદાસના વડીલ સહોદર શેઠ દ્વારકાદાસને હસ્તક ચાલતો અને

તે અરસામાં આપણા પ્રસ્તુત પરિચયના નાયક શેઠશ્રી પુરૂષોત્તમદાસ વેપારવિષયક તાલીમ લઇ રહ્યા હતા. શેઠશ્રી પુરૂષોત્તમદાસના વચટ બન્ધુ મનમોહનદાસ તો મગજના વ્યાધિથી સંસારવ્યવહારથી સાવ નિરાળા રહેતા હતા; જેઓ સં. ૧૯૭૯ના જેઠ શુદ ૬ને રોજ વૈકુંઠવાસી થયા છે. એટલે સંવત્ ૧૯૭૨ના વૈશાખ શુદ બીજને દિવસે પોતાના મૂખ્ય બંધુ દ્વારકાદાસનો વૈકુંઠવાસ થતાં, ધીકતા ધંધાવાળી પોતાની પેઢીનો અને સમગ્ર સંસારનો કર્ત્તવ્યભાર શેઠશ્રી પુરૂષોત્તમદાસને શિરે પડેલો.

પેઢીના સ્વતંત્ર વહિવટ દરમિયાન પોતાના પૂર્વજની પ્રતિષ્ઠામાં અને મૂડીમાં તેમણે અસાધારણ ઉમેરણ કર્યું છે.

કોઇ એવો પ્રશ્ન પૂછે, કે મનુષ્યજીવન શા આધારે ટકી રહ્યું છે? તો હું એમ જ કહું, કે ધર્મથી, નીતિથી, ચારિત્ર્યથી. મનુષ્યના આખાય જીવનમાંથી જો આ તત્વો બેંચી લેવામાં આવે, તો તે મનુષ્ય જ મટી જાય.

શેઠશ્રી પુરૂષોત્તમદાસનું જીવન ધર્મ-નીતિનાં ઉમદા આચરણથી ઓજસ્વંતુ છે. તેમના હૃદયના પ્રત્યેક ધડકારે, તેમના શ્વાસોચ્છવાસે, સ્વધર્મ અને સેવાપરાયણતાની ભાવના ઉભરી રહેલી છે. તેઓએ હિન્દુસ્થાનનાં લગભગ તમામ તીર્થસ્થાનોની યાત્રા કરેલી છે. પોતે બકિંગહામ-કર્ણાટક મિલ્સ કંપની ( કાપડ-સુતરની મિલ )ના ડાયરેક્ટર છે અને મ્હેસુરવાળા શેઠ વિષ્ણુદાસ ચતુર્ભૂજના ફંડમાંથી જે સદાવ્રત ચાલે છે તેના માનદ ટ્રસ્ટી છે: ઉપરાંત પોતાના ધમધોકાર ચાલતા ધંધાના મૂખ્ય આત્મા છે. છતાં શ્રીની સેવા સ્વહસ્તે જ હમેશાં કરે છે. પોતે મર્જાદ લીધેલી છે અને નિજ મકામાં જ નિજમંદિર બંધાવી, સંસારવ્યવહારની પ્રવૃત્તિઓ સાથે જળ-કમળવત્ સંબંધ રાખી, શ્રી ઠાકોરજીની સેવામાં અહોનિરંતર નિમગ્ન રહે છે. શેઠસાહેબની ધાર્મિક વૃત્તિઓ વખાણવાયોગ્ય છે, તેમની

સામાજિક સેવાઓ સ્તુતિપાત્ર છે. આપણામાંના થોડા જ ભાઇઓને ખબર હશે કે તેઓશ્રીએ—

૧. કેવળ જ્ઞાતિજનોના લાભાર્થે નહિ, પણ સાર્વજનિક હિતની દૃષ્ટિએ મદ્રાસમાં, ગુજરાતી લત્તામાં શાહી મહોલાત જેવું ભવ્ય મકાન બંધાવેલું છે—નામે 'ગોવર્ધનનિવાસ.' તેનો ઉચ્ચ વર્ગનાં હિન્દુ કુટુમ્બો સરઅવસરે પુરતો લાભ લઇ તે મકાન બંધાવનાર ઉદાર સજ્જન પ્રત્યે કલ્યાણ—આશિષનાં વચનોની વૃષ્ટિ કરે છે.

૨. સિદ્ધપુર આપણા ગુજરાતમાં આવ્યું. સિદ્ધપુરમાં બ્રહ્મચર્યાશ્રમ છે. ત્યાંના બ્રહ્મચારિયોને વખતોવખત શેઠસાહેબ તરફથી મિષ્ટાન્ન મળે છે અને વાર્ષિક ઇનામ વહેંચાય છે.

૩. મદ્રાસની કોલેજમાં ભણતા વિદ્યાર્થીઓને પૂરતી મદદ તેમના તરફથી થાય છે. વળી બ્રાહ્મણ વિદ્યાર્થીઓને ફી અને પુસ્તકોની મદદ મળ્યે જાય છે.

૪. અમદાવાદમાં પાંચમી ખડાયતા પરિષદ થઇ, તે પ્રસંગે તેઓશ્રીને પત્ર લખેલો, અને અહીંના છાત્રાલયની આર્થિક સ્થિતિ વિષે ઇશારો જ કરેલો; તેપરથી તેઓશ્રીએ ટપાલદ્વારા ઉદાર સખાવત મોકલી આપી હતી.

૫. વળી ખડાયતામિત્ર માસિકની સેવકસમિતિના પોતે પેટ્રન છે.

૬. સમસ્ત ખડાયતા કેળવણીમંડળ (અમદાવાદ) માર્ફત વાર્ષિક રૂ. છસોની શિષ્યવૃત્તિઓ તેમના તરફથી વહેંચાવવી શરૂ થઇ છે.

આ સંક્ષેપ પરિચયપરથી પણ તેઓશ્રીની પરોપકારવૃત્તિ, સ્વધર્મચુસ્તતા, નૈતિક આચરણ અને સમાજ તથા જ્ઞાતિસેવાનું જે તારણ નીકળે છે તે બેશક, આપણી જ્ઞાતિને જરૂર મગરૂર બનાવી શકે તેવું છે.

શેઠજીના બન્ને ભત્રિજાઓ પણ ચકોર અને બુદ્ધિશાળી છે. તેઓ તેમના વડીલ કાકા—શેઠશ્રી પુરૂષોત્તમદાસ—સાથે પેઢીનો વેંપાર કાબેલિયતપણે ખેડી રહ્યા છે.

# અર્પણ

રા૦ બ૦ હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળા

વડોદરા

મુરબ્બીશ્રી,

વેડાતી મુજ વતનવાડીએ અમૃતફળરૂપ આપ જડ્યા,<br>
સમાજ, રાજ્યે, સાહિત્યને સ્થિર મન્દિર યશના કળશ ચડ્યા :<br>
જવાહીરશા ઝળહળતા, જે જ્ઞાતિતણા ભૂષણ અણમૂલ.<br>
જ્વલંત એના ગત જીવનનાં સમર્પું વીણ્યાં સ્મરણોનાં ફૂલ.

આપનો

**કેશવ હ. શેઠ**

## આપણા જ્ઞાતિભૂષણ
## રા૦ બ૦ હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળા
[ એમનો સંક્ષિપ્ત પરિચય ]

'પૂન'ને જેઓ વટાવી ચૂક્યા છે અને જેમનાં આયુષ્યપગલાં, 'ચોર્યાસી'ની પરિક્રમા માટે ડગલાં ભરે છે: હવે શક્તિ રહી હોય તો શ્વાસ લેવા પુરતી; છતાંય 'હિંમતે મર્દ !' લેખનવાચન વાસ્તે, હાથ સાથ દે કે ન દે; છતાં જેઓ, પોતાના પ્રાણનો એક જ પડકાર સાંભળી રહ્યા લાગે છે: અને તે એ, કે 'છેલ્લા ધડકારપર્યન્ત જનતામાં ઝગ્યા કરો અને એમ જ દેહબત્તીને ઓગળી જવા દ્યો.' આટ-આટલાં વર્ષેય જેમને ચશ્માંની જરૂર નથી પડતી, એવા એ વયોવૃદ્ધ સજ્જનની આંખોને, જાણે નિત્યનવીન પાંખો પ્રકટે છે અને જ્ઞાતિ, સમાજ તથા સાહિત્યહિતનાં ચિન્તવન, મનન ને આલેખન, દમબદમ કર્યા જ કરે છે-એવા અજોડ જ્ઞાતિભૂષણ, આપણી કોમમાં હયાત હોય, તો એક હરગોવિન્દદાસભાઈ.

તેઓ ઉમરેઠના વતની, અને એમનું નિવાસસ્થાન વડોદરા. પોતે જ્ઞાતિએ વીસાખડાયતા અને એમની જન્મતિથિ, અષાડ વદ પાંચમ, સંવત્ ૧૯૦૦.

તેમની બ્રિટિશ અને ગાયકવાડી 'સર્વિસ' માન ભરી હતી. આરંભે તેઓ અમદાવાદની ટ્રેનિંગ કોલેજના ત્રીજા ને પહેલા એસિ-સ્ટંટ હતા. તેમજ અગાઉ રાજકુમારો માટે સ્થપાયલી તાલુકદારી શાળાના મૂખ્ય શિક્ષકનો હોદ્દો પણ તેમણે ભોગવ્યો હતો. ત્યારપછી અમદાવાદ કલેક્ટરની 'ઑફિસ'માં સેકન્ડ કલાર્ક તરીકે, પછી અમદાવાદ અને ખેડાજીલ્લાના એસિસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પે-ક્ટર તરીકે, એમ ક્રમે ક્રમે ચડતી પાયરીએ ચડયા પછી, રાજકોટની ટ્રેનિંગ કોલેજના પોતે પ્રિન્સિપાલ થયા હતા: અને તે પછી વડોદરા-રાજ્યના કેળવણીખાતાના ઇન્સ્પેક્ટરનો હોદ્દો ભોગવ્યા બાદ એ જ રાજ્યના ને એ જ ખાતાના મૂખ્ય અધિકારી થયા હતા. વળી તેમણે વડોદરારાજ્યના લશ્કરીખાતાના 'મિલટરી સેક્રેટરી'નું સ્થાન પણ શોભાવ્યું હતું, અને 'પેન્શનર' થયા પછી લુણાવાડા રાજ્યના દિવાનનું પદ પામ્યા હતા.

તેઓશ્રી વડોદરાના વેપારીમંડળના, કો-ઑપરેટિવ સેંટ્રલ બેંકના તેમજ વડોદરાની સાહિત્યસભાના પ્રમુખ છે: અને ગૂજરાત રેલ્વે કંપનીના ડાયરેક્ટર છે.

વડોદરાની 'મહારાજા' અને 'મહારાણી વુલનમિલ્સ'ના તેઓ 'એજન્ટ' છે—લક્ષ્મીવાન છે અને તે સાથે જ સરસ્વતીપુત્ર છે: અને એ રીતે, તેઓ 'લક્ષ્મી–સરસ્વતી વચ્ચે મેળ નથી મળતો,' એવા લોકસૂત્રને ખોટું પાડનાર સમર્થ પુરુષાર્થી છે. એમણે રચેલાં, ભૂતળવિદ્યા તથા બૃહદ્ વ્યાકરણ વગેરે શાળોપયોગી પુસ્તકો બાળકો કાજે રાખીએ; સિવાય તમારે કયું પુસ્તક જોઇએ ? કેળવણીને લગતું ? તો 'કેળવણીનું શાસ્ત્ર અને તેની કળા'ના બે ભાગ વાંચો. પ્રાચીન ? તો 'ઉદ્ધવકૃત રામાયણ' વાંચો; 'કેવળપુરીકૃત કવિતા' વાંચો; પ્રાચીન કાવ્યમાળાના ચાળીસેક મણકા વાંચો; 'સાહિત્ય' માસિકમાં છપાયલાં ને છપાતાં છૂટક આખ્યાનો ને કથાનકો વાંચો. એમનું વીરકાવ્ય વાંચવું છે ? તો 'પાણીપત' તૈયાર છે. ગમ્મત સાથે જ્ઞાન પામવું છે ? 'વિશ્વની વિચિત્રતા' વાંચો. નવલકથા જોઇએ છે ? "અન્ધેરી નગરીનો ગર્ધવસેન" મેળવી લ્યો. સ્ત્રીસાહિત્ય ઇચ્છતા હો, તો "બે બ્હેનો" મંગાવો અને બાળસાહિત્યના રસિયા હો, તો 'ટચુકડી' પાંચસો વાતો તૈયાર છે. સામાજિક સાહિત્ય માટે 'સંસારસુધારો' અને સ્વદેશી ભાવનાથી ભરપૂર સાહિત્ય તમને "દેશી કારીગરીને ઉત્તેજન" નામનાં બે પુસ્તકોમાંથી ભારોભાર મળી શકશે.

એમનાં વિચાર, ઉચ્ચાર ને આચરણ મેઘધનુષ્યના પલટાતા રંગ જેવાં ચંચળ નહિ, પણ એકરંગી ને નિર્મળ છે; ઉપર જણાવ્યા પ્રમાણે તેઓ લક્ષ્મીના લાડીલા છે, અને 'સાહિત્ય'ના 'માર્તન્ડ' છે; એ 'રાવબહાદુર' સ્વદેશના શુદ્ધ હિતચિન્તક છે, છતાં, 'રાજ્ય' ના 'રત્ન' છે; સંસારસુધારક છે, છતાં જ્ઞાતિના વિરલમાંના વિરલ નેતા છે—અથવા જ્ઞાતિની મધ્યસ્થ સંસ્થાઓના

પોતે પ્રાણવાન પ્રણેતા છેઃ દાખલા તરીકે આપણા 'કેળવણીમંડળ'ના પેટ્રન છે અને પ્રમુખ હતા. આપણા 'ખડાયતામિત્ર'ની સેવક-સમિતિના જીવનસભ્ય છે અને પ્રમુખ હતા. 'ચોથી ખડાયતા પરિષદ'ના પ્રમુખ પણ એ જ. આપણા ઇષ્ટદેવના મંદિરની 'પુનરુધ્ધારક સમિતિ'ના પ્રમુખ પણ પોતેઃ ઉપરાંત અમદાવાદ છાત્રાલયના ય તેઓ પ્રથમ વર્ગના જીવનસભ્ય છે.

તેઓ દાનવીર છે. એમણે છઠ્ઠી સાહિત્ય પરિષદના પ્રમુખસ્થાનેથી ભંડોળ સમિતિને દસ હજાર રૂપિયા જેવી નાદર રકમ નઝર કરી છે. વળી શ્રી કોટયર્ક ભંડોળ ખાતે રૂ. ત્રણ હજારની ભેટ ધરી છે. પેટ્રન તરીકે કેળવણીમંડળને તેઓએ એક હજાર રૂપિયા આપ્યા છે; ખડાયતા છાત્રાલય, માસિકની સમિતિ, અમદાવાદની 'દશા ખડાયતા શુભેચ્છક સભા,' મોંગરોળનું છાત્રાલય, જ્યાં જોશો, ત્યાં દાનવીરોની નામાવલિમાં એમનું નામ જણાશે.

એમના મનોહર સંસારમંદિરમાં, ભવિષ્યની સમુજ્જવલ આશાના નિર્મળ તેજથી ચળકતો એક સીતારો ઉગ્યો ને આથમી ગયો—એટલું શોકસ્મરણ ગળી જઇએ, તો તેઓ દશરથ જેટલો પુત્રપરિવાર ધરાવે છે, અને એમની કુટુમ્બવાડીનાં બાળ બુલબુલ, સુમધુર કલરવથી સૌ કોઇને ફુલ સરખાં પ્રફુલ્લ રાખે છેઃ દીકરા ખરા, પણ કેવા? "દેવતાના દીકરા કોલસા" જેવા નહિ; પરંતુ "પિતાથી સવાયા." મોટા પુત્ર 'એમ. એ' હોઇ, 'સાહિત્ય' માસિકના સુપ્રસિધ્ધ તંત્રી છેઃ 'બરોડા બેંક'ના ડિરેક્ટર છે; વડોદરારાજ્યની પ્રજાના માનવંતા નેતા છે. બીજા પુત્ર ડોક્ટર; ત્રીજા પુત્ર એંજીનિયર; ચોથા પુત્ર સિવિલ્યન!

આમ, એક આશીર્વાદમાં ઉચ્ચરાયલી ઉન્નત કક્ષાએ પહોંચવા પોતે અધિકારી નીવડયા છે. તે આશીર્વચન અથર્વવેદનું છેઃ—

"श्रीवर्च्चः स्वमायुष्यमारोग्यमाविधाप्तवमानंमहीयते;
धान्यं धनं पशुं बहुपुत्र लाभं, शतसंवत्सरं दीर्घमायुः"

"Example is one of the most potent of instructors, though it teaches without a tongue. It is the practicle school of mankind, working by action, which is always more forcible than words."--Smiles.

# શ્રી. ત્રિકમલાલ રણછોડલાલ દેસાઇ

**જન્મ :** ધનતેરશ, સંવત્ ૧૯૩૫

**વૈકુંઠવાસ :** મહાશિવરાત્રિ, સંવત્ ૧૯૭૪

ધનતેરશ એટલે ધનપૂજનનો ધન્ય દિવસ. તે પવિત્ર પર્વે તો ઘેર ઘેર લક્ષ્મીજી પધારે. લક્ષ્મીજીનાં પૂજન થાય; લક્ષ્મીજીને દૂધ-પૌંઆનાં નૈવેદ્ય ધરાવાય અને લોક એ પ્રસાદ લઇ શુભ શકુનના 'લાભ સવાયા' પામે. એવા મંગળ ટાણે, અમદાવાદમાં રણછોડલાલ કપુરચન્દ દેસાઇના કુલીન કુટુમ્બમાં ત્રીજા પુત્ર તરીકે, આપણા ત્રિકમભાઇનો જન્મ થએલો.

ત્રિકમભાઇને ત્રણ ભાઇ: મોહનલાલ, કેશવલાલ અને મગનલાલ ઉર્ફે સોમભાઇ.

રણછોડલાલ કપુરચન્દનું કુટુમ્બ મૂળથી જ સંસ્કારી હોઇ, 'શ્રી' તથા 'ધિ' થી સંપન્ન ગણાતું, અને માતપિતાના ઉચ્ચ સંસ્કાર તથા સદ્દગુણનો વારસો, આપણા ચરિત્‌નાયક નેતાના જીવનમાં પૂરેપૂરો ઉતર્યો હતો.

ત્રિકમભાઇનું વિદ્યાર્થીજીવન તેમને ‘ Bright Student’ કહેવરાવે, એટલું તેજદાર હતું. પોતે એકવીસ વર્ષે એલ્‌એલ્‌ બી. થયેલા, ને તે વખતે તેમના પિતા, હાઇકોર્ટની એપેલેટ સાઇડપર ડેપ્યુટી રજીસ્ટ્રારને હોદ્દે હતા–ઉપરાંત સબોર્ડિનેટ જજ્જ તરીકે પણ પ્રસંગોપાત કામ કરતા. તે વખતના જસ્ટિસ બેટીસાહેબની બહુ મીઠી નજર. ત્રિકમભાઇને તેમના પિતાશ્રીની લાઇનપર ગોઠવવા તેમણે સગવડ કરી આપેલી; પણ ત્રિકમભાઇ કેવળ પગારલોભી નહતા. ‘નોકરી’વાળા પરવશ જીવન પ્રત્યે તેમને સૂગ હતી. તેઓ પોતાના જીવનને, આત્મા જેટલું જ સ્વતંત્ર રાખવા ઇચ્છતા હતા. તેમણે નોકરીનો નિરાદર કર્યો અને મુંબઇની હાઇકોર્ટમાં વકીલાતનો સ્વતંત્ર ધંધો સ્વીકાર્યો.

સન્‌ ૧૯૦૦માં ત્રિકમભાઇ એલ્‌એલ્‌. બી. થયા, અને ૧૯૦૧ થી તેમણે વકીલાત આરંભી. રામસ્વામીએ એક સ્થળે લખ્યું છે, કે પ્રકાશ દેખાય, તો તે તરફ પતંગીઆં વણ-નોતર્યાં ઘસડાઇ આવે. ત્રિકમભાઇ ટુંક મુદતમાં જ એક બાહોશ વકીલ તરીકે ખ્યાતિ પામ્યા અને તેમનું મકાન શોધતા અસીલોના અખંડ અડીંગા ત્યાં થવા માંડયા.

ત્રિકમભાઇ, તેમના જન્મથી જ લક્ષ્મીનન્દન તો હતા જ, અને પોતાના પ્રબળ પુરુષાર્થે તેઓ લક્ષ્મીજીના લાડીલા પણ બન્યા. લક્ષ્મીના લાડકોડમાં ઉત્તરોત્તર જીવનવિકાસના કર્ત્તવ્યક્ષેત્રે પ્રગતિ પામતા ત્રિકમભાઇએ ‘ લૉ કલાસ ’ શરૂ કર્યો—એટલું જ નહિ, પણ કાયદાના અભ્યાસકોને ઉપયોગી અને સગવડભર્યાં પુસ્તકો Manual પ્રકટ કરવા માંડયાં. એ રીતે દ્રવ્યપ્રાપ્તિનાં પ્રવેશદ્વાર વળી વિશેષ ઉઘડયાં અને સરસ્વતીના ઉપાસક ત્રિકમભાઇને ત્યાં લક્ષ્મીની રેલછેલ પણ થવા માંડી.

ધનપ્રાપ્તિની અસરો બે. કોઇ કૃપણ બનીને અધિકાધિક ધનવાન થવા મથે; કોઇ એક હાથે કમાઇ બીજે હાથે પરમાર્થ સાધવા

સર્જ થાય. ત્રિકમભાઈએ પોતાના પુરુષાર્થને પરમાર્થ પાછળ ખપાવવા માંડયો. મુંબઇ પરીક્ષા આપવા જનાર જ્ઞાતિવિદ્યાર્થીઓને, તેમના તરફથી રાહત મળવા માંડી. ઉતરવા જમવાની સગવડ પણ ત્રિકમભાઈને ત્યાં થાય !

ત્રિકમભાઈની જ્ઞાતિસેવાનું મંગળાચરણ ત્યાંથી જ મંડાયું. તેમના દિલમાં જ્ઞાતિસેવાની અજબ ધગશ પેઠી. ત્રિકમભાઈએ વિચાર્યું કે ખાવું, ખેલવું અને આયુષ્યની અવધ વીત્યે ખપી જવું. એનું નામ સાચું જીવન નથી. ત્રિકમભાઈએ જોયું, કે ખડાયતાજ્ઞાતિપર અજ્ઞાનરૂપ અન્ધકારનાં ઘેરાં આવરણ ફરીવળ્યાં છે ; જ્ઞાતિમાં તેજ નથી, પ્રભાવ નથી; જ્ઞાતિ ઘટતી કેળવણીથી વંચિત છેઃ જ્ઞાતિને ખાતર સંચિત શક્તિને ખપાવી નાખવી, એમાં જ ખરૂં જીવનસાર્થક છે.

ત્રિકમભાઈ ખડાયતાભાઈઓને ખાતર મયદાન પડ્યા. તેઓ લક્ષ્મીજી પાછળ જ લટ્ટુ ન થયા. તેમણે જ્ઞાતિના સુધારઉદ્ધારનો પ્રયાસ આદર્યો—એ સ્મરણીય સાલ સન્ ૧૯૦૬.

તે વર્ષે જ્ઞાતિની પરિષદનો તેમને પહેલવહેલો વિચાર સ્ફૂર્યો. એ પ્રયાસ ભગીરથ હતો. જ્યારે પરિષદનું સ્વપ્ન સરખું ભાગ્યે જ કોઇને આવ્યું હશે. પરિષદની સફળતા માટે જવલ્લે જ કોઇ જીવડો આશાભર્યો હશે, ત્યારે આપણી પછાત જ્ઞાતિમાં તેમણે પડકાર કર્યો.

એ સમય ત્રિકમભાઇની પહેલી પચ્ચીસીનો. પચ્ચીસ–છવ્વીસ વર્ષના એક ઉગતા જુવાને પરિષદની પ્રશસ્ત પ્રવૃત્તિ હસ્તગત કરી. મહિનાઓ પર્યંત જ્ઞાતિના મોટેરાઓ અને લાગવગવાળા ગૃહસ્થો સાથે તેમણે પત્રવ્યવહાર ચલાવ્યો. પત્રિકાઓ છપાવીને વહેંચી. ઘણાય મોટેરાઓને તેમણે પોતાની કુમકમાં લીધા. જ્ઞાતિનાં ચાહ અને ચિત્ત જીતવામાં તે નિષ્ફળ નહતા નિવડયા, છતાં, જાણે ત્રિકમભાઇની સેવાભાવનાની કસોટી કરવાનો મોકો કુદરતે સાધ્યો હોય, તેમ પરિષદની ભાવના, તે વખતે ન જ ફળી.

એક ભાવના ન ફળી તેથી કર્ત્તવ્યદક્ષ પુરુષો હતાશ નથી થતા. '**प्रविचलंति पदं न धीरा**' એમ ભર્તૃહરિએ જે સૂત્ર ભાખ્યું છે તે ધીરપુરૂષોના ભૂષણરૂપ જ છે. ત્રિકમભાઇ પણ ભગ્નાશ ન જ થયા. એક તરફ તેમણે વકીલાત સાથે કાયદાનાં પુસ્તકોની પ્રસિદ્ધિવાળી પ્રવૃત્તિ ચાલુ રાખી અને બીજી બાજુ જ્ઞાતિહિતસાધક વિચારમંત્રણાની સિદ્ધિને સિદ્ધ કરવા પોતે પ્રવૃત્ત રહ્યા.

તે વખતે તેમના લઘુબન્ધુ શ્રી. સોમભાઇ, જેઓ તેમના કાકા શ્રી. ચિમનલાલ કપુરચંદ દેસાઇની ગાદીએ આવેલા હતા, તે એલ્. એલ્. બી. ના અભ્યાસ માટે મુંબઇનિવાસી થયા હતા. ત્રિકમભાઇને એક એવો સાથ જોઇતો જ હતો. મગનલાલભાઇએ સાથ દીધો. ત્રિકમભાઇ પોતાના લઘુબન્ધુને જ્ઞાતિસેવાની દિશામાં દોરવા લાગ્યા અને તેને અનુકૂળ તાલીમ પણ તેમણે મેળવી.

દરમિયાન મુંબઈમાં ખડાયતાસમાજની સ્થાપના થઇ. એના પ્રણેતા ત્રિકમભાઇ જ ગણાય. શ્રીયુત સોમભાઇએ ય તેમાં સારો સાથ દીધેલો. અલબત્ત, સમાજની સ્થાપનાનો ઉદ્ભવ કેવળ એક જ ફળદ્રૂપ ભેજાનું પરિણામ નહતું, છતાં તેના નિયામક જો ગણીએ, તો મોખરે તરી આવતા આપણા ત્રિકમભાઇ હતા. એ સમાજનો મૂળ ઉદ્દેશ પણ કેવો સ્તુતિપાત્ર ! મુંબઇનગરી એટલે જાણે ચોર્યાશી બંદરનો વાવટો ! પચરંગી પ્રજાનું પ્રવાહપૂર ! ગામગામથી અને ઠામઠામથી લોક મુંબઇમાં આવી વસે—ધંધાર્થે, નોકરી માટે કે અભ્યાસાર્થે. એમાં જ્ઞાતિભાઇઓનો પણ સમાવેશ થાય જ. બહોળી વસ્તી ધરાવતા મુંબઇ જેવા વિશાળ પ્રદેશમાં છૂટેછૂટે સ્થળે વેરાયલા જ્ઞાતિબંધુઓ પ્રસંગોપાત એકઠા થાય, મળે; એ અજાણ્યા પ્રદેશમાં નવા આવનાર જ્ઞાતિબંધુઓ માટે સુખ અને સગવડની અનુકૂળતાઓનો પ્રબંધ કરી આપવામાં આવે, એ કંઇ નાનીસૂની વાત ન કહેવાય. આ નિશ્ચિષ્ટ ઉદ્દેશનું કાંઇક રૂપાન્તર અને વ્યાપક કે વિકૃત સ્વરૂપ પણ પછીથી

થએલું. મુંબઇનિવાસી ભાઇઓને શિષ્યવૃત્તિઓ અને દાક્તરી-મદદ તો સમાજસ્થાપનાની શરૂઆતમાં જ મળવા માંડી, પણ તેની ન થઇ બરાબર બુજ કે એ મદદનો ન થયો આવકારપાત્ર ઉપયોગ.

ફીકર નહિ; ત્રિકમભાઇ ચંચળ મનના નહતા. તેમનું દૃઢ દિલ ડગ્યું ના. જેને સેવા જ કરવી છે, તે એક રીતે નહિ તો બીજી રીતે પણ અચૂક કરશે. ત્રિકમભાઇએ જ્ઞાતિબંધુઓનો મત કેળવવા માંડયો અને અંધકારમાં અથડાતી નાતને ઘેરબેઠે જ્ઞાતિહિત-સાધક વિચારપ્રસાદી નિયમીત મળતી રહે, તેવું કોઇ સબળ સાધન ઉત્પન્ન કરવાની જરૂર તેમને જણાઇ.

એ જરૂરિયાતને પહોંચી વળવાનાં પગલાં મંડાય તે જ વખતે ત્રિકમભાઇ ભયંકર માંદગીના ભોગ થઇ પડયા! જીવનની તીક્ષ્ણ કસોટીનો કેવો વિષમકાળ! છતાં જ્ઞાતિના વાદિંત્ર તરીકે 'ખડાયતા-મિત્ર' માસિક પ્રકટ કરવું, એ નિશ્ચયમાં તેઓ મેરૂ જેટલા અવિચળ રહ્યા—અને એમના હૃદયની કેવી વિશાળ ઉદારતા! માસિકના નિયામક જ પોતે; છતાં તંત્રીસ્થાને તેમણે તેમનું નામ ન આવવા દીધું. શ્રી. ભાઇલાલ-ભાઇ કોઠારી પણ તે વખતે મુંબઇમાં વકીલાત કરતા. માસિકનું તંત્રી-પદ તેમને સોંપાયું. માસિકના નિભાવ માટે નવું મિત્રમંડળ રચાયું અને આપણા ઇષ્ટદેવ શ્રી કોટયર્કજીના જન્મમહોત્સવને દિવસે જ 'ખડાયતામિત્ર'નો જન્મ થયો. (દેવઉઠી એકાદશી, સં. ૧૯૭૧).

આ રીતે સં. ૧૯૬૨માં પરિષદ ભરવાની થએલી પ્રેરણા, ત્યાર-પછીના નવ વર્ષે માસિકપ્રસિદ્ધિરૂપે સફળ થઇ અને જીવનની તીક્ષ્ણ કસોટીઓમાંથી સહિસલામત પસાર થવા જેટલું આત્મસામર્થ્ય ધરાવનાર એક તેજોજ્જવલ સિતારો, ખડાયતાજ્ઞાતિના નભોમંડળમાં ઉદય પામ્યો છે, એમ નાતની દૃષ્ટિને નિઃશંક ભાસ્યું.

કોમનું માસિક એટલે નાતની નવાજૂની સંભળાવનાર સાચ્ચો સંદેશવાહક પ્રતિનિધિ. પરિષદ ભરવાની મૂળ ભાવનાને મૂર્તિમંત બનાવવાની તક ત્રિકમભાઇને હવે માસિકદ્વારા મળી. તે વિષે તેમણે લેખો લખ્યા અને મિત્રો મારફત લખાવરાવ્યા; રસભરી ચર્ચાઓ ચર્ચાવા લાગી; ઉહાપોહ આગળ વધ્યો અને ત્રિકમભાઇના રંગીલા મિત્ર રણછોડલાલ ભોગીલાલ ગોળવાળાએ તેમની પીઠ ઠોકી. પરિષદના અંગનું તમામ ખર્ચ ઉપાડી લેવાનું સ્વ. ગોળવાળાએ બીડું ઝડપ્યું અને ખડાયતાની બહોળી વસ્તી ધરાવતા, સાક્ષરોના જન્મસ્થાનવાળા નડીઆદમાં પરિષદની પહેલી બેઠક થઇ. ( સન્ ૧૯૧૬ )

એ પરિષદના અધ્યક્ષ આપણા ચુનીલાલ દલાલ; તે પરિષદમાં તરી આવતું વિશિષ્ટ વ્યક્તિત્વ આપણા ત્રિકમભાઇનું; પરિષદનો ખર્ચબોજો વહન કરનાર સ્વ. ગોળવાળા; અને આ પરિષદ સૌથી પહેલી: આમ બધા સંજોગો સાનૂકુળ ! પરિણામે, એ પરિષદ એટલી તો સર્વાંગ સંપૂર્ણ અને સુંદર બનેલી કે ફરીથી તેની બેઠકનાં દર્શન થયાં નથી.

પરિષદના સમારંભદ્વારા જ્ઞાતિજનોને પ્રત્યક્ષ અનુભવ થયો, કે ત્રિકમભાઇ જેવા સાધનસંપન્ન છે તેવા કર્ત્તવ્યકુશળ પણ છે. ત્રિકમભાઇમાં સેવાની તન્મયતા છે, છતાં વ્યર્થ મગરૂરીના અંશો તો મુદ્દલેય ન મળે. તે ઉપરાંત તેમનામાં એક પ્રધાન ગુણ પણ હતો: બસૂરા સૂરને પોતાની તંત્રીના તારમાં કેમ મેળવી લેવો, પ્રતિવ્યક્તિના વિરોધનો કેમ અવરોધ કરવો, સામાના મનનું સમાધાન શીરીતે કરવું અને જ્ઞાતિહિતબાધક વિઘ્નોને કેમ વિદારવાં, એ માટેની મુત્સદ્દી તથા એ શાણપણ, એ ખાનદાની અને એ ઔદાર્યનાં નિદર્શન નાતે ત્રિકમભાઇનામાં બરાબર કર્યાં.

ત્રિકમભાઇએ ત્રિવેણીસંગમ જેવો જોગ સાધ્યો–સધાવ્યો. પ્રથમ થઇ ખડાયતા સમાજની સ્થાપના; પછી જન્મ્યું ખડાયતા મિત્ર અને ત્યારપછી પગરણ મંડાયાં ખડાયતા પરિષદનાં. એ

રીતના ત્રિવેણીસંગમમાંથી જે વહેણ વહ્યાં, તે 'સમસ્ત ખડાયતા કેળવણી મંડળ'નાં–જે મંડળનાં મૂળ હવે તો જમીનમાં અતિ ઉંડાં પથરાઇ ચૂક્યાં છે જ.

તે ઉપરાંત ત્રિકમભાઇને, જ્ઞાતિ માટે ઘણું ઘણું કરવાના કોડ હતા. તેમના હેતાળ હૈડે હરદમ જ્ઞાતિહિત જ ધડકતું. તે ઇચ્છતા કે જ્ઞાતિનું એક પણ બાળક નિરક્ષર ન રહે, તેવી યોજના રચાવી જોઇએ. તેઓ માનતા, કે કોમની પરિષદ એટલે ગંગાનો પ્રવાહઃ તે દ્વારા ધાર્યા ને અણધાર્યા, એવા ઘણા આશયો સધાય: ત્રિકમભાઇએ જ્ઞાતિવાળાં ઘણાંય ગામોમાં મંડળો સ્થાપ્યાં–સ્થપાવ્યાં. ત્રિકમભાઇએ ખુલ્લા નામે કે ગુપ્ત નામે કેટલાય વિદ્યાર્થીઓને નાણાંમદદ દીધી. ત્રિકમભાઇ માસિકની ઉત્તરોત્તર અભિવૃદ્ધિ અને તેના બહોળા પ્રચાર વાસ્તે તો મરી ફીટતા. ત્રિકમભાઇને એવાં પારમાર્થિક કાર્યો કરવા જતાંય નર્યા કડવા ઘૂંટડા ગળવા પડતા.

ત્રિકમભાઇ કલકત્તાની કોંગ્રેસમાં ગએલા (સન ૧૯૧૭). ત્યાંથી જગન્નાથજીની જાત્રાએ જઇ આવી મુંબઇ પાછા ફર્યા ને જ્ઞાતિના અધૂરા ભાગ્યે તેમને કાનનું દર્દ જીવલેણ નીવડ્યું. ઔષધોપચાર તો ઘણા થયા, પણ 'દરબારનો ડંકો' થઇ ચૂક્યો હશે, એટલે 'તૂટી'ની 'બુટ્ટી' ક્યાંથી મળે?

મહાશિવરાત્રિનો ઘોર અંધકાર: ત્રિકમભાઇનું પવિત્ર પ્રાણ-પંખેરૂ એ ઘોર અન્ધકારનાં દળ વીંધીને પરમાત્માના તેજ ભેળું ભળી ગયુ. (સં ૧૯૭૪). તેમના સ્થૂળ દેહના અગ્નિદાહ માટે સગાંવહાલાં સોનાપુર (સ્મશાને) ગયાં અને તેમને સ્મશાનવૈરાગ્ય ઉપજ્યો. સગાં-વહાલાંએ સંકલ્પો કર્યા, કે મર્હુમનાં જ્ઞાતિહિતસાધક અધૂરાં કાર્યને પૂરાં કરવાં અને તે રીતે તેમના શાશ્વત આત્માને અંજલિ અર્પવા સાથે ત્રિકમભાઇનું અમર સ્મારક ટકાવી રાખવું. પણ એ હતો 'સ્મશાન વૈરાગ્ય!' ત્રિકમભાઇ ગયા તે ગયા. ત્રિકમભાઇની તમામ

પકડે એવો નેતા તો નાતને હજુય નથી મળ્યો. ખરેજ, નાત નેતાસૂની બની!

ત્રિકમભાઇ વકીલ હતા; કેવા? 'બ્રિફલેસ બેરિસ્ટર' જેવા નહિ; પણ જેમના વૈકુંઠવાસથી, મુંબઇની હાઇકોર્ટના મૂખ્ય ન્યાયાધીશ સર સ્ટેન્લી જેવા અધિકારી અદાલતનું કામકાજ શરૂ કરતા પહેલાં જેને માટે આંસુ સારે અને અન્ય વકીલોનાં લાગણીભર્યાં લોચન આંસુભીનાં કરે. (તા. ૧૩: માર્ચ; ૧૯૧૮) એ કોટિના જનતાપ્રિય વકીલ હતા. ત્રિકમભાઇ લેખક હતા; કેવા? 'લેભાગુ' નહિ; જેમના ઇંગ્લિશ અગ્રલેખોવડે 'ગુજરાતીપંચ' રસપૂર્વક વંચાતું થયું અને વિખ્યાત થયું, જેમનાં કાયદાનાં પુસ્તકોની પુનરાવૃત્તિઓ તો હજુય પ્રકટ થયે જ જાય છે, જેમના તંત્રીપણા હેઠળ નીકળતું 'લોયર' માસિક લોકપ્રિય નિવડેલું; જેમના લેખોદ્વારા ખડાયતામિત્ર જળહળતી કારકીર્દી ભોગવતું હતું, એ કોટિની કસાયલી કલમવાળા અનુભવી, વિદ્વાન અને શિષ્ટ લેખક હતા. ત્રિકમભાઇ નાતના નેતા હતા; કેવા? બતાવ્યું જ કામ કરે તેવા નહિ; સોંપેલી જ સેવા બજાવે તેવા નહિ; ફૂરસદીઆ નેતાય નહિ; તે નેતા એવા, કે આળસુનું આળસ ખંખેરી તેને જાગ્રત કરે: ધનિકો પાસેથી ધનની ને વિદ્વાનો પાસેથી વિદ્યાની; સ્વયંસેવકો કનેથી જાતભોગની ને બાળક પાસેથી તે ઉપાડી શકે તેવી સેવા લેનાર અજોડ નેતા હતા.

એવા અદ્વિતીય નેતાના સ્મરણાર્થે સ્થળેસ્થળે શોકસભાઓ થઇ; સ્મારકભંડોળ ઉઘડયાં–ઉઘડયાં ય ખરાં ને પડયાં ય ખરાં; ભલે પડે; ત્રિકમભાઇનું અવિચળ અને નિત્યનવીન સ્મારક તો તેમનાં સેવાકાર્યોનું: તે કાયમ છે અને રહેવાનું. તે સેવાકાર્યોનાં તેમને હાથે વવાયલાં બીજનું જ વિસ્તીર્ણ સ્વરૂપ, એટલે આજની આપણી મધ્યસ્થ સંસ્થાઓ. બીજી રીતે કહીએ તો ત્રિકમભાઇ એટલે જ ખડાયતામિત્રઃ ત્રિકમભાઇ એટલે જ પરિષદ અને ત્રિક-

મભાઇ એટલે જ કેળવણીમંડળ: એ સંસ્થાત્રિપુટી, એટલે ત્રિકમભાઇનો તેજોજ્જ્વલ કીર્ત્તિસ્થંભ! એ કીર્ત્તિસ્થંભના મનોહર શણગારરૂપ, પાંચ પાંચ હજાર રૂપિયા જેવી નાદર સખાવત કરીને, એ માનનીય વકીલના બેરિસ્ટર પુત્ર ભાઇ સુન્દરલાલે પિતૃભક્તિનો સુન્દર દાખલો, સમસ્ત જ્ઞાતિમાં બેસાડ્યો છે–એ સુન્દર સ્મરણ આ પ્રસંગે સહસા જ થઇ જાય છે.

ત્રિપુરારિ એટલે શિવ; અને ત્રિકમભાઇ એટલે શિવપદને પામેલ પુણ્યશાળી જીવ: શિવ એટલે કલ્યાણ અને ત્રિકમભાઇ એટલેય જ્ઞાતિનો કલ્યાણક પ્રાણ: ત્રિપુરારિ અને ત્રિકમભાઇ; બન્નેની એક જ નામરાશિ: બન્ને નામોના પ્રથમાક્ષરેય એક: શિવનો જે દિવસ જયંતીનો તે જ દિવસ ત્રિકમભાઇની સંવત્સરીનો: કેવું સમદર્શી સામ્ય! ત્રિકમભાઇએ જ્ઞાતિની ઉન્નતિમાં જ પોતાની ઉન્નતિ માની અને તે રીતે તેમણે જીવનને ધન્ય કર્યું.

**ચક્રતુલ્ય સંસારમાં, જન્મ-મરણ તો છે જ;**
**કરે ઉન્નતિ જ્ઞાતિની જન્મ્યો જગમાં તે જ.**



## શ્રી. મણિલાલ રણછોડદાસ શેઠ

| જન્મ: | વૈકુંઠવાસ: |
| --- | --- |
| કાર્તિક શુદ દ્વાદસી, સં. ૧૯૧૫ | ભાદ્રપદ વદ ૫, સં. ૧૯૫૭ |

સંખ્યાબન્ધ સખાવતોથી સુપ્રસિદ્ધ, શેઠ શ્રી મણિલાલભાઇનો જન્મ, અમદાવાદમાં, દશા ખડાયતાજ્ઞાતિના કુલીન કુટુંબમાં થયો હતો. તેમના પિતાનું નામ રણછોડદાસ અને માતાનું નામ સૂરજ. સંવત્ ૧૯૨૬ની દેવપોઢી એકાદશીના પવિત્ર પર્વે પિતા 'દેવ' થયા ત્યારે શેઠની ઉમ્મર ફક્ત અગિયાર વર્ષની હતી. તેમનું વિદ્યાર્થી-જીવન ગામડી નિશાળથી આરંભાયું હતું; શેઠશ્રી મણિલાલભાઇ હાલના જમાનાની સંસ્કૃતિથી વંચિત હતા, છતાં પૂર્વસંચિત સંસ્કારોનું પ્રબળ જેવુંતેવું નહતું. પોતાના બાલ્યકાળથી જ સારાં સારાં પુસ્તકોના વાચનનું ઉમદા વ્યસન તેમને વળગ્યું હતું અને વર્ત્તમાનપત્રો તથા ચોપાનિયાં પ્રત્યે પણ તેઓ સારો ચાહ ધરાવતા. ઉંચાં ધોરણના અભ્યાસથી પુસ્તકીઆ જ્ઞાન ભલે ભારોભાર ભરાય; પરન્તુ ઉચ્ચતર સંસ્કારબીજના વિકાસનું ક્ષેત્ર તો નિરાળું જ છે. અનુભવ અને સચ્ચારિત્ર્ય સિવાયના નર્યા જ્ઞાનની કિંમત કેટલી?

જીવનસ્મરણો

સ્વ. મણિલાલ રણછોડદાસ શેઠ



અમદાવાદ

શેઠશ્રી મણિલાલભાઈનાં ચારિત્ર્ય અને અનુભવ એવાં ઉચ્ચ કોટિનાં હતાં, કે તેની સમક્ષ કહેવાતાં કોલેજીઆ જ્ઞાન તો પાણી ભરે !

તેઓ કન્યાકેળવણીના જે પ્રખર હિમાયતી થએલા, તે ઉત્તમ-પ્રતિના ગ્રંથવાચનને જ પરિણામે; અને તે હિમાયત કેવળ પરોપદેશે પાંડિત્ય જેવી ન હતી. પોતાનાં પત્ની મહાલક્ષ્મીને તેમણે પૂરતો વિદ્યાભ્યાસ કરાવ્યો હતોઃ વર્ત્તમાનયુગે કદાચ આ વાત બહુ મહત્ત્વની નહિ જણાય; પરંતુ આજથી પોણોસો વર્ષ પહેલાંના જૂના જમાના તરફ નજર કરોઃ તે સમયે સ્ત્રીઓને શિક્ષણ આપવાની વરાળ સરખી બહાર કહાડવી એ, આપણા રૂઢિબદ્ધ સમાજમાં એક પ્રકારનો ગુન્હો ગણાતો અને 'કન્યાકેળવણી'ના હિમાયતીઓ લોકબત્રીસીએ ચડતા કે તેમના પ્રત્યે 'સુધારાવાળા'નું વ્યર્થ દોષારોપણ પણ થતું !

શેઠશ્રી દલસુખરામ હરગોવિંદદાસ, જેઓ શેઠના કાકા થાય, તેમના નામની શરાફી પેઢી ચાલતી—હજુય અમદાવાદના માણેકચોક વચ્ચે એ પેઢી શેઠ મણિલાલ રણછોડદાસને નામે ચાલે છે જ—અર્થાત્ તેઓ ગર્ભશ્રીમંત હતાઃ ગર્ભશ્રીમંતો માટે આ એક સામાન્ય લોકાપવાદ સંભળાય છે, કે તેઓ સરસ્વતીદેવીના ઉપાસકોની ઘટતી કદર કરતા નથી. શેઠ મણિલાલભાઈએ એ અપવાદને આબાદ ખોટો પાડયો હતો. પોતે માનતા, કે કેળવણી સિવાય જીવનની ખરી ખીલવણી નથી; અને કેળવણીનાં મુખ્યદ્વારરૂપ જેમ શાળા–મહાશાળાઓ છે, તેમ પુસ્તકાલયો આદિ પણ એનાં પ્રવેશદ્વાર જ છે, તેને ઉત્તેજન આપવામાં તેમજ પ્રસંગોપાત લેખકોનેય પુસ્તક પ્રસિદ્ધિનાં ખર્ચ દઈ પ્રોત્સાહન દેવામાં શેઠે દરેક પ્રાપ્ત તકને તરછોડી નહતી. એવા થોડાક પ્રસંગોનું આપણે સ્મરણ કરીએઃ—

૧. ઉચ્ચતર પુસ્તકો છપાવી, સસ્તાદરે તેનો બહોળો પ્રચાર કરી, જનસમાજની રસવૃત્તિને પવિત્ર રીતે પોષવાના આશયથી, અમ-

દાવાદમાં " ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી " સ્થપાઇ, ત્યારે શેઠ-સાહેબે રૂ. પંદરસોની રકમ એવી શરતે તેને સ્વાધીન કરી, કે જેના વ્યાજમાંથી, દસા તેમજ વીસા ખડાયતાની ભણતી કન્યાઓ પૈકી જે પહેલે નંબરે પાસ થાય, તેને વર્ષોવર્ષ ઇનામ મળે.

૨. ઉપર્યુક્ત સંસ્થા તરફથી સંવત્ ૧૯૪૯ માં 'મફત વાચનાલય' સ્થપાયું; તેમાં શેઠશ્રી મણિલાલભાઇએ વાચનાલયને લગતું ઘણુંખરૂં સાહિત્ય પોતાને ખર્ચે પૂરૂં પાડયું હતું.

૩. એ જ સંસ્થાના સ્વતંત્ર મકાન બાંધવાના ભંડોળમાં પણ તેમણે ફાળો આપ્યો હતો.

૪. તે ઉપરાંત " ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી "ના પોતે જીવનસભ્ય પણ હતા.

૫. અમદાવાદ–ચંગપોળને નાકે જે 'ફ્રી લાયબ્રેરી' છે તેમાં પણ શેઠનો ફાળો ન્હાનોસૂનો નથી. એના કાયમી નિભાવને અંગે પાંચહજાર રૂપિયા જેવી માતબર મૂડી 'ગૂજરાતવર્નાક્યુલર સોસાયટી'ને સોંપાયલી છે, વળી તેની સ્થાપના વખતે પાંચસો રૂપીયા બક્ષીસ કરેલા તે જુદા !

૬. આતરસુંબામાં મણિલાલ રણછોડદાસ લાયબ્રેરી છે; જેનો વહીવટ હાલ વડોદરા સરકારનું કેળવણીખાતું કરે છે, તે પણ શેઠની જ સખાવતને આભારી છે.

૭. તે પ્રમાણે ગામ તોરણાની લાયબ્રેરી પણ એ જ દાનવીર શેઠનો પુણ્યપ્રતાપ : એ લાયબ્રેરી 'ગૂજરાતવર્નાક્યુલર સોસાયટી'માં રજીસ્ટર્ડ થએલી છે.

૮. અમદાવાદ પાસેના કોચરબ ગામમાં કન્યાશાળા ચાલે છે, જેનો વહીવટ લોકલબોર્ડને હસ્તક છે ; તે પણ આપણા મણિલાલ-ભાઇની જ ઉદાર સખાવતપર નિર્ભર છે.

દાનેશ્વરી શેઠશ્રી મણિલાલભાઇનો વિદ્યાવ્યાસંગ જેમ અપૂર્વ હતો, તેમ તેમની ધર્મભાવના અને સેવાભક્તિની વૃત્તિ પણ સ્તુતિપાત્ર હતી.

૧. યાત્રાનું ધામ જે ડાકોર, તેની વાટમાં કુવાની અનિવાર્ય જરૂર હતી. કુવો હોય, તો રસ્તાના યાત્રાળુઓનાં દિલ ઠરેઃ શેઠને એ જરૂરીઆત જણાઇ અને તરત જ તેમણે ડાકોરને રસ્તે મીઠા પાણીનો કુવો બંધાવી આપ્યો અને એક કવિના કવન પ્રમાણેઃ—

'વાવ કુવા નદી-તીર તળાવો,
શોધી જૂનાં, ફરી સઘ સુધારો,
તે ધનના ધણી ! ધર્મ તમારો '

એ પ્રમાણે ધનિક શેઠ પોતાના ધર્મને દીપાવ્યો હતો.

૨. અમદાવાદ-ચંગપોળને રસ્તે આવેલા રાધાવલ્લભજીના મંદિરના મહારાજ સદાનન્દ વલ્લભજીને એકહજાર રૂપિયા ધર્માદા ખાતે વાપરવા બક્ષીસ કર્યા હતા.

૩. અમદાવાદ-શાહીબાગને રસ્તે આવેલા ભીમનાથ મહાદેવના કામ્પાઉન્ડમાં જે ધર્મશાળા બન્ધાયલી છે, તેને અંગે શેઠ તરફથી સારી રકમ ખર્ચવામાં આવી હતી.

૪. સ્વધર્મનિષ્ઠ ને ભક્તિપરાયણ શેઠની સેવાભાવના સમસ્ત વૈષ્ણવી સૃષ્ટિમાં સુપ્રસિદ્ધ હતી અને રહેવાની. દેવદેવસ્થાનો અને ધર્માદા ફંડો પ્રત્યે તેમણે કરેલી ઉદાર સખાવતો કમમાંકમ દસહજાર રૂપિયાથી તો ઓછી નથી જ.

૫. વિદ્યાર્થીઓને, લેખકોને, નિરાધારોને-ટુંકામાં તમામ આશ્રિતોને, સંતોષજનક સ્હાય દઇ તેઓ હમેશાં ઇશ્વરનો આશીર્વાદ મેળવવાને ભાગ્યશાળી નિવડતા.

૬. અમદાવાદની 'નગીનાવાડી' માં જાઓ, તો ત્યાં પણ શેઠનું નામ વંચાશેઃ નાતની વાડીમાં જાઓ; ત્યાં પણ એ નામ નજરે પડશેઃ અમદાવાદની ગૂજરાત કૉલેજનો સેંટ્રલ હૉલ પણ શેઠ મણિલાલભાઇની જ સખાવતનું પરિણામ !

આપણા અમદાવાદ-છાત્રાલયના પ્રમુખ શેઠશ્રી માણેકલાલભાઇ મર્હુમના ભાણેજ થાય. શેઠ માણેકલાલભાઇ, મામાની ગાદીએ આવી, તેમના કીર્ત્તિવંત નામને, ચાલુ સખાવતોદ્વારા વિશેષ ઉજ્જ્વળ કરી રહ્યા છે જ.

સ્વ. શેઠ છોટાલાલ કેશવલાલ સાથે મળીને, અમદાવાદ નજીક આવેલ 'મણિનગર'વાળી જમીન સન્ ૧૯૧૫માં ખરીદાયલી. આજ તો એ મણિનગર નાનકડું હવા ખાવાનું સ્થળ બની રહ્યું છે. એ ગામનું નામ શેઠના નામપરથી જ મણિનગર પડ્યું છે. તે ઉપરાંત, અમદાવાદ સ્ટેશનને રસ્તે, મુસાફરોને ઉતરવા માટે 'મણિલાલ મેન્શન્સ' નામની મનોહર ને ભવ્ય ધર્મશાળા સન્ ૧૯૧૩માં ખૂલ્લી મૂકાઇ હતી, જેનો લાભ અસંખ્ય મુસાફરો લે છે, અને ત્યાંની દરેક અનુકૂળતાઓનાં કાયમી સંભારણાં લઇને જ મુસાફરો ત્યાંથી પાછા ફરે છે. વળી અમદાવાદના છાત્રાલયનું જે સ્વતંત્ર મકાન કાંકરિયાને રસ્તે બન્ધાયું છે, તેની જમીન કાયમને પટે લગભગ મફતને ભાવે મળી છે, તે પણ સ્વ. શેઠ છોટાલાલ અને શેઠ માણેકલાલભાઇના જ દિલાવર દિલની દાનાઇને આભારી છે. એ જ છાત્રાલયમાં મર્હુમનાં પત્ની અથવા શેઠ માણેકલાલભાઇનાં માતુશ્રી ( મામી ) ને નામે એ ઓરડી બંધાવી આપવામાં આવી છે. સમસ્ત ખડાયતા કેળવણી મંડળને તેમજ ઇષ્ટદેવ શ્રી કોટયર્કજીને પણ તેઓ વિસ્મૃત થયા નથી. 'મંડળ' ના પેટ્રન થઇ તે ભંડોળમાં એકહજાર રૂપિયા તેઓએ ભરેલા છે, અને ઇષ્ટદેવના મન્દિર ખાતે પણ સારી રકમની બક્ષીસ કરી છે. કાર્તિક શુદ્ધ દ્વાદસી, એટલે આપણા

ઇષ્ટદેવશ્રી કોટયર્કજીનો પાટોત્સવ: શેઠ મણિલાલભાઇના જન્મોત્સવનો દિવસ પણ એ જ! તે દિવસના 'ઓચ્છવ' (ઉત્સવ) નિમિ-તે અમદાવાદની દશા ખડાયતાજ્ઞાતિને, શેઠને જ ખર્ચે જમણ આપવાનો જે કુળાચાર ચાલ્યો આવેલો છે, તે અદ્યાપિ પર્યંત ચાલુ જ છે.

આપણામાં કુળદીપક પુત્રો માટે કહેવત્ છે, કે 'પિતાથી પુત્ર સવાયા.' તે પ્રમાણે હ્રનેશ્વરી મામાની ગાદીએ આવ્યા પછી શેઠ માણેકલાલભાઇ, મર્હુમના ભક્તિ અને ધર્મપરાયણ જીવન પ્રમાણે તથા તેમની પુણ્યભાવના અનુસાર, મર્હુમના આત્માને સર્વાંશે સંતોષ મળે તે રીતનાં પરોપકારી પુણ્યદાન અને સેવાધર્મનાં જે સદ્દકર્ત્તવ્યો માતબર સખાવતો દ્વારા કરી રહ્યા છે, તે જીવંત જનતાથી જરાય અજાણ્યું નથી.

માતુશ્રી સૂરજબાના પનોતા પુત્ર શેઠ મણિલાલભાઇ અને તેમને પવિત્ર પગલે ચાલનાર શેઠ માણેકલાલભાઇને હાથે એવી જ યશોજ્જ્વલ સખાવતો હજુય થતી રહે અને નભોમંડળમાં રાજતા સૂરજ પેઠે તેમની કીર્ત્તિનાં તેજસ્વી કિરણો પ્રખર મધ્યાહ્ન પેઠે સમસ્ત જ્ઞાતિમાં તપતાં રહે, એટલી શુભ આકાંક્ષા સાથે કવિની પેલી કવિતાનું સ્મરણ કરીશું, કે :—

> "જનનિ! જણજે ભક્તજન, કાં દાતા કાં શૂર;
> "નહિ તો રૂહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર."



# સર ગોકળદાસ કહાનદાસ પારેખ

**જન્મ:** તા. ૨૪: ૧: ૧૮૪૭

**વૈકુંઠવાસ:** તા. ૧૯: ૨: ૧૯૨૫

સર ગોકળદાસ પારેખ એટલે આપણી જ્ઞાતિના એક લક્ષાધિપતિ. કૃષિપ્રધાન આપણા ગૂજરાત પ્રાંતના ખેડુત—પિતાઃ પોતાની જન્મભૂમિ-ઉમરેઠના પહેલા હાઇકોર્ટ વકીલઃ મુંબઇ ઇલાકાની ધારાસભાની લાગટ તેવીસ વર્ષ પર્યંત બેઠક ધરાવનાર પ્રજા-નિયુકત સભ્ય [ સન્ ૧૮૯૭ થી ૧૯૨૦ ] ચુસ્ત સંસાર સુધારક અને વિશેષ અંશે વિધવાવિવાહના પ્રખર હિમાયતીઃ

શરીરે સુદૃઢ, બાંધો મજબૂત, દેહે કદાવર ને જઠરાગ્નિ પ્રબળઃ અવાજ ઘેરગંભીર, ઉચ્ચાર સ્પષ્ટ, વિચાર મક્કમ, ને પહેરવેશ સાવ સાદો.

૧૮૪૭ના જાન્યુઆરીની ચોવીસમી; એ તેમની જન્મ તારીખ.

પોતે બી. એ. બન્યા પછી સુરતની હાઇસ્કૂલના શિક્ષક થયા. ત્યારપછી ઇલાકાની ગૂજરાતી નિશાળોના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરનો હોદ્દો ભોગવ્યો. અભ્યાસ ચાલુ રાખ્યો અને એલ્ એલ્ બી. ની પરીક્ષા પસાર કરી. મુંબઇની હાઇકોર્ટના વકીલ થયા. [ જુન, ૧૮૭૧ ] ઉપરાંત ઉપર લખ્યા પ્રમાણે મુંબઇ ધારાસભાના

સ્વ. સર ગોકળદાસ કહાનદાસ પારેખ.



ઉમરેઠ.

પ્રજાનિયુક્ત સભ્ય થયા [ ૧૮૯૭ થી ૧૯૨૦ ] અને ૧૯૨૧ ની સાલમાં તેઓ 'નાઇટહૂડ' થયા.

અખિલ સંસાર સુધારા પરિષદ્, મુંબઇ: ૧૯૦૪
મદ્યપાન નિષેધક પરિષદ્, લાહોર: ૧૯૦૯
પ્રાંતિક રાજકીય પરિષદ્, સુરત: ૧૯૧૦
મદ્યપાનનિષેધક પરિષદ્, અમદાવાદ: ૧૯૧૬

તથા

સતારા પ્રાંતિક પરિષદ્, નડીઆદ હિન્દુઅનાથાશ્રમ વગેરે પરિષદો અને વિધવિધ સંમેલનોનું તેમણે પ્રમુખપદ શોભાવ્યું હતું.

અમદાવાદના છાત્રાલયને તેમણે વીસત્રીસ રૂપિયાની 'માસિક મદદ' મહિનાઓ સુધી આપેલી.

તેઓ માંગરોળ–છાત્રાલયના પણ બક્ષીસદાતા હતા. રૂ. ૬૦૦–૬૦૦ની એવી બે ઓરડીઓ અમદાવાદના છાત્રાલયમાં પોતાને ખર્ચે તેમણે બંધાવી આપી છે.

પોતાને વતન–ઉમરેઠમાં, 'કહાનદાસ કાળિદાસ પારેખ દવાખાનું' છે તે તેમનું જ સખાવતી મકાન.

વળી, મર્હુમ પિતાના સ્મરણાર્થે ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટી–અમદાવાદદ્વારા પાંચ હજાર રૂપિયાનું વ્યાજ દરવર્ષે શિષ્યવૃત્તિઓરૂપે જ્ઞાતિના વિદ્યાર્થીઓમાં વહેંચાય છે.

તેઓ જીવ્યા ત્યાં સુધી 'દામોદરદાસ ખડાયતા શિષ્યવૃત્તિ'ના પ્રમુખને હોદ્દે હતા.

—અને પરીક્ષા આપવા મુંબઇ જનાર ઘણાય ખડાયતાઓ માટે, તેમને ત્યાં રહેવા–જમવાનો પ્રબંધ થતો. વિશેષ શું? મુરબ્બીશ્રી હરગોવિન્દદાસ કાંટાવાળા, મર્હુમના જૂનામાં જૂના મિત્ર. તેમને જ હાથે લખાયલાં, સર ગોકળદાસનાં જીવનસ્મરણો નીચે નોંધ્યાં છે:—

"ગોકળદાસ કહાનદાસ પારેખનાં માતુશ્રી તેમને નાના મૂકીને

ગુજરી ગયાં હતાં, તેમના પિતાની સ્થિતિ ગરીબ હતી. ગોકળદાસ મારા કરતાં ત્રણ વર્ષે નાના હતા. તેઓ ઉમરેઠની ગુજરાતી શાળામાં દાખલ થઇ છેલ્લા વર્ગમાં ભણુતા હતા, ત્યારે હું વડા નિશાળીઆ તરીકે તથા ઉપશિક્ષક તરીકે તે વર્ગમાં શીખવવા જતો, તેથી તેઓ કહેતા, કે તમે તો મારા ગુરૂ થાઓ !

"કહાનદાસ કાકા ગરીબીને કારણે નોકરી ખોળવા મુંબઇ ગયા અને ત્યાં તેઓ શિક્ષક તરીકે રોકાયા. તેઓ સ્વ. મહીપતરામ, કરસનદાસ મૂળજી, શાપુરજી બેંગોલી વગેરે સુધારકોના સંગમાં બહુ આવતા; તેથી તેમના વિચાર સુધર્યા હતા–તે એટલે સુધી કે જ્યારે મહીપતરામભાઇને વિલાયત જવાનું થયું, ત્યારે તેમની સાથે ગોકળદાસને મોકલવાનો તેમણે વિચાર રાખ્યો; પરંતુ ગોકળદાસની વય નાની અને તેમનો અભ્યાસ ઓછો હોવાથી, તેમ મહીપતરામ પાસે એક રસોઇયા ઉપરાંત તેમને લઇ જવા જેવું પૈસાનું સાધન ન હોવાથી તે વિચાર પડી ભાગ્યો: પિતાના વિચાર તેમના સુપુત્રે ગ્રહણ કર્યા હતા, તેમ સુધારકોના પ્રસંગમાં આવવાથી તેઓ આગળ જતાં જેમ સમાજસુધારણા તરફ લક્ષ આપવા લાગ્યા, તેમ તેમની રાજકીય વિષયોમાં તથા જનસેવાનાં કાર્યોમાં ઘણી પ્રવૃત્તિ થઇ હતી.

"સન્ ૧૮૬૪માં જ્યારે હું મેટ્રિકની પરીક્ષા આપવા મુંબઇ ગયો ત્યારે તેઓ બી. એ. ની પરીક્ષામાં બેઠા હતા અને દ્વિતીય ભાષા તરીકે તેમણે ફારશીભાષા લીધી હતી. તે વખતે કહાનદાસ કાકા ભૂલેશ્વરમાં કલ્યાણદાસ હીરપારામના માળાની સામે જે મંદિર છે તેની પહેલા માળની બે કોટડીઓમાં રહેતા હતા. તેમનો સ્વભાવ બહુ માયાળુ હતો. તેઓએ મને તથા સ્વ. લાલશંકરને પોતાને ત્યાં જમવા તેડયા હતા.

"ઉમરેઠનાં ૨૭ ઘર પારેખનાં કુળવાન ગણાતાં અને તેમને ઘણી પહેરામણી મળતી, તે છતાં ગરીબીને કારણે ગોકળદાસની વય

મોટી થઇ, ત્યાં સુધી તેમને કન્યા ન મળવાથી, આખરે તેમના પિતાએ ખંભાતથી કન્યા મેળવી હતી.

"પરીક્ષાઓ પસાર કર્યાં પછી ગોકળદાસ નિશાળખાતામાં જોડાયા, અને સુરત તથા ભૂજની હાઇસ્કૂલમાં તેમણે કેટલીક મુદત નોકરી કરી; પરંતુ તેમની ઇચ્છા, બને તો મુંબઇ પાછા જઇ વકીલાત કરવાની હતી; પણ શરૂઆતમાં સારી કમાણી ન થાય તો ગુજરાન ચલાવવામાં મુશ્કેલી નડે, તેથી મુંબઇની ગુજરાતી શાળાઓના ડેપ્યુટી એ. ઇન્સ્પેકટરની જગ્યા ખાલી પડતાં તે તેમણે મેળવી, અને મુંબઇ જઇ ડેપ્યુટીનું તથા વકીલાતનું કામ કરવા લાગ્યા. ધીમે ધીમે વકીલાતમાં તેઓ ઠીક પ્રાપ્તિ કરતા થયા.

"એ વખતે ઝાંઝીબારમાં ધારીઆ ટોપણ નામના ખોજાનો મોટો કેસ ચાલતો હતો તેમાં તેમને રોકયા, એટલે તેમણે જળમાર્ગે ઝાંઝીબાર જઇ વકીલાત કરી તેમાં ફત્તેહ પામ્યા, તેથી તેમને રૂ. ૨૦૦૦૦) મળ્યા. આવા સાહસથી સારી રકમ મળતાં તેમની જડ બંધાઇ, અને તેઓ વકીલ તરીકે ખ્યાતિ પામવા લાગ્યા. તેઓ જે કમાતા તેની તથા ઘરની વ્યવસ્થા તેમના પિતા કરતા. તેઓ વેપાર રોજગારમાં નિપૂણ હોવાથી વ્યાજ સારૂં ઉપજાવતા હતા. એ વખતે તેઓએ શેઠ કલ્યાણદાસ કીરપારામ મોતીવાળાના મકાનનો એક ભાગ રૂા. ૩૫) ના માસિક ભાડાથી રોકયો હતો. તેઓ વકીલાત કરવા દૂર દેશાવર જતા, તથા તેમનું સુરત, કચ્છ અને કાઠિયાવાડમાં પિછાન હોવાથી ઘણું કામ મળતું, અને ખાસ કરીને રાજારજવાડાની, સરકારમાં અપીલો ઘડી આપતા તેથી તેમને સારી કમાઇ થતી.

"ગોકળદાસ એ વખતે સમાજસુધારણાના કામમાં સારો ભાગ લેતા, અને ખાસ કરીને વિધવાવિવાહના કાર્યમાં તેઓ એક અગ્રગણ્ય સુધારક ગણાતા. અમારી નાતની જીવકોર નામની વિધવાનાં પુનરૂલગ્ન, સજાતીય લલ્લુભાઇ સાથે કરાવવામાં મારે મૂખ્ય ભાગ

લેવો પડયો હતો. તે વખતે લોકોનું મત પુનર્લગ્નની વિરૂદ્ધ ઘણું હોવાથી તે જોડાને મુંબઇ મોકલવાની જરૂર પડતાં ગોકળદાસભાઇ નિશાળોના ડેપ્યુટી હોવાથી તેમની મારફત જીવકોરને કન્યાશાળાનાં મહેતાજીની જગા અપાવી; તેથી તે જોડું સુખચેનમાં રહી શક્યું. રાષ્ટ્રીય મહાસભા ( Congress )ની સ્થાપના થતાં ગોકળદાસ દરેક બેઠકે હાજર થતા અને તેમાં રસભર્યો ભાગ લેતા. જ્યારે વિનિતપક્ષ જુદો પડયો ત્યારે જ તેઓ તે પક્ષના હોવાથી મહાસભામાં જતા બંધ થયા હતા, તે છતાં તેઓ રાષ્ટ્રીય ચળવળમાં તથા લોકહિતનાં કાર્યો કરવામાં ઉત્સાહભર્યો ભાગ લેતા.

"ખેડૂતોના તો તેઓ ગુજરાતમાં પિતા ગણાતા; કેમકે તેમના ઉત્કર્ષ માટે તેમણે પુષ્કળ પ્રયત્ન કર્યો હતો. ભરૂચ જીલ્લામાં વર્તાતા જૂલમ માટે અંગ્રેજી પત્રોમાં લેખો લખાવા લાગ્યા, તે ઘણાખરા ગોકળદાસભાઇને હસ્તે લખાયા હતા. ઇલાવના જીવણજી કરીને પારસી શેઠ તેમને સર્વ સામગ્રી પૂરી પાડતા. એક વખત મુંબઇની સરકારે તે વિષે વાંધો ઉઠાવ્યો અને જાહેર કર્યું કે એ લેખોમાં જણાવેલી બાબતો ખોટી છે. તેની સામે ગોકળદાસ થયા. તેઓ સમાન્ય રીતે સ્વભાવે નરમ હતા, છતાં કોઇ બાબતનું પૂંછડું પકડે તો તેઓ તે છોડતા નહિ, અને સરકાર સામે પણ તેઓ બાથોબાથ લઢતા. મુલકી ખાતા સામે મૂકેલા આક્ષેપો પૂરવાર કરવાની ગોકળદાસને ફરજ પાડી, અને તેની તપાસ ઇલાવ મુકામે મી. મેકાનોકી સમક્ષ લાંબી મુદત સુધી ચાલી, તેમાં ગોકળદાસને હજારો રૂ.ના ખર્ચમાં ઉતરવું પડયું, અને ભારે રંજ વેઠવો પડયો; પરંતુ આખરે તેમની જીત થઇ. ખરાબ વર્ષોમાં ખેડૂતોને રાહત આપવાની–એટલે વેરો મૂલતવી રાખવા, તેનો જરૂર પૂરતો ભાગ કમી કરવાનો કે તે બીલકુલ માંડી વાળવાનો સરકારે ઠરાવ કર્યો. એવી રીતે ગુજરાતના બીજા જીલ્લાઓ માટે પણ તેઓ લડત ચલાવતા રહ્યા હતા. મુંબઇની ધારાસભાના તેઓ સભ્ય હોવાથી અને

તેમની સૂચનાઓ કે ભલામણો અગત્યની હોવાથી બીજા સભાસદો તેમના મતને અનુસરતા.

"ધારાસભાના સભ્ય તરીકે તેઓ વીશેક વર્ષ સુધી ચાલુ રહ્યા હતા. તેઓ એટલા લોકપ્રિય નીવડયા હતા, કે ચૂંટણીને વખતે તેમની સામે વગવાળા ગૃહસ્થો થતા, છતાં પણ તેમને વધારે મત મળતા. કહેવાની જરૂર નથી કે સ્વ. લાલશંકર, વિઠ્ઠલદાસ પટેલ, હું અને બીજા તેમના મિત્રો તેમને ખૂબ મદદ કરતા. સુરતમાં તેમની વગસગ સારી હતી. થાણાજીલ્લામાં પણ ઘણાખરા તેમના લાભમાં જ મત આપતા. ભરૂચ, ખેડા અને અમદાવાદ જીલ્લામાં પણ તેમના લાભમાં બહુમતિ ઘણુખરી થતી. તેઓ જ્યારે શરીરે અશક્ત થયા, ત્યારે ધારાસભામાં જવાનું તેમણે છોડી દીધું હતું, તેમ છતાં પણ ખેડૂતોને માટે તો તેઓ અન્ય રીતે ઘણું કરવા તત્પર થતા. મુલકી ખાતાના નોકરો—છેક મુખી તલાટીથી માંડીને મોટા અધિકારીઓ સુદ્ધાં સરકારમાં વહાલા થવા તથા બઢતી મેળવવા માટે પાકની આનીઓ વધારે મૂકતા; એટલે જ્યાં ચાર આની પાક હોય ત્યાં આઠ દસ આની બતાવે, અને આઠ આની હોય ત્યાં ચૌદ કે સોળેસોળ આની બતાવે. એટલે સરકાર આનીઓના પ્રમાણમાં મહેસુલનો આંકડો ઠરાવે, અને તે વસુલ કરવામાં નીચલા નોકરો સખ્તાઇ વાપરે. ખેડાજીલ્લામાં આવો બનાવ બનતાં તે વાત મહાત્મા ગાંધીજીએ પકડી અને જીલ્લામાં ફરીને તપાસ ચલાવી સરકારમાં લખાણ કર્યું. ગોકળદાસભાઇ પણ એ કામમાં રોકાયા ને ગામેગામ ફરીને ખરી સ્થિતિનો રિપોર્ટ કર્યો, તેથી સરકારને છૂટછાટ મૂકવાની ફરજ પડી હતી.

"તેઓ પોતાનું પ્રમાણિકપણું હમેશ જાળવી રાખતા. તેમના બચપણનો એક દાખલો તેમણે મને આપ્યો હતોઃ તે એવો કે, નિશાળમાં ઉપલો નંબર મેળવવા માટે તેમણે પોતાની સ્લેટમાં વિષયવાર ખોટા નંબર મૂકયા તેથી નંબર ઉપર તો આવ્યો, પણ

તેથી તેમને ઘણો જ પસ્તાવો થયો. ઘેર જઈ જમ્યા પછી તેઓ હૈયાફાટ રોવા લાગ્યા. તેમના પિતાએ કારણ પૂછતાં તેમણે ડુસકાં લેતાં સાચી વાત કહી દીધી. બાપે તેમને આશ્વાસન આપી જણાવ્યું કે બેટા, તને તારા ખોટા કામનો પસ્તાવો થયો તેથી હું ખુશી થયો. હવેપછી એવું કામ તું નહિ કરે એવી મને ખાત્રી છે. કોઈ કેસમાં સારા પૈસા મળનાર હોય, તથાપિ તેમાં જીત થવાનો સંભવ ન હોય, તો તેઓ અસીલને કહી દેતા કે એ કેસ માંડવા જેવો કે તેમાં અપીલ કરવા સરખો નથી. ઘણા વકીલો એકબીજાને લઢાવી મારવાની, પોતાનો લાભ મેળવવાની, પુરાવા માટે ખોટી સલાહ આપવાની પેરવી કરતા, પરંતુ તેવું કામ તેમણે કદીપણ કરેલું જાણવામાં નથી.

"તેમના પિતાએ ચોપાટી તરફ ગંદકીગલીવાળા લતામાં જગા લીધી અને ત્યાં ઘર બંધાવ્યું, તેમાં ભૂલેશ્વર છોડીને તેઓ રહેવા ગયા. ઉમરેઠમાં પણ ઘર બંધાવનાર કહાનદાસ કાકા જ હતા, કેમકે ગોકળદાસભાઈ એવા કામમાં પડતા જ નહિ. ઘરની વ્યવસ્થા કેમ ચાલે છે તે પણ તેઓ જોતા નહિ, એટલે ઘરખટલાનું કામ પરસન ભાભી (તેમનાં પત્ની), કહાનદાસ કાકા અને તેમના મોટા જમાઈ ગોકળદાસ ઉર્ફે કનૈયાલાલ કરતા મુંબઈમાં તેમણે સ્થાવર મિલ્કત પણ ઠીક મેળવી હતી. આગળ જતાં ન્યુક્વિન્સરોડપર બે મોટા માળા બંધાવવામાં આવ્યા, એકમાં પોતે રહેતા ને તેનો બાકીનો ભાગ તથા બીજો આખો માળો ભાડે આપવાથી તથા ભોંયખળા-વાળા મકાનોના ભાડાથી તેમને સારૂં ઉત્પન્ન આવતું હતું.

"પોતે ઉમરેઠના વતની છતાં તેમને તેને માટે સારો ભાવ નહોતો; કેમકે તેમના નાતિલા તેમને પજવતા, નિંદતા ને રોષ-ભાવ રાખતા. તેમણે પોતાની પહેલી પુત્રી સિવાય કોઈનાં લગ્ન ઉમ-રેઠમાં કર્યાં નહોતાં; કેમકે ઉમરેઠમાં તેમને જોઈએ તેવા વર મળે એમ નહોતું. આ કારણથી પણ નાતવાળા તેમની નિંદા કરતા.

આવી સ્થિતિ છતાં પણ તેઓ લગ્નાદિ ઉમરેઠમાં કરતા અને શુભાશુભ પ્રસંગે વરા, લહાણાં આદિ કરતા. ઉમરેઠની અંગ્રેજીશાળા માટે તેમ જ ત્યાંના દવાખાના માટે તેમણે મકાન બંધાવી આપ્યાં હતાં. નાતની પજવણી છતાં પણ તેઓ સ્વજ્ઞાતિના વિદ્યાર્થીઓ વગેરેને મદદ કરતા એ તેમના મોટા ને ઉદાર મનની નિશાનીઓ છે.

"ગોકુળદાસભાઇનું જીવન ઘણું સાદું અને અનુકરણીય હતું. તેમનો પોષાક, તેમનો સરસામાન, તેમનું રસોડું વગેરે સર્વમાં સાદાઇ ને કરકસર જોવામાં આવતી. પોતે કાળો લાંબો ડગલો, સફેત પાટલુન અને બંડીનો ઉપયોગ કરતા. તે ખમીશ કે કફ કોલર વાપરતા નહિ. સરસામાન–ફરનિચર તવંગરને છાજે એવો કીમતી વસાવતા નહિ. માત્ર નવો માળો બંધાવ્યા પછી કેટલોક શોભીતો સામાન તેમણે ખરીદ્યો હતો. મુંબઇમાં ટુંકી જગાએ રહેનારને નાના પાટલા ને નાની થાળીઓ વાપરવાની જરૂર પડે છે, તે પ્રમાણે તેમને ત્યાં છેવટ સુધી એવી જ ચીજો જોવામાં આવતી. ખાનપાનમાં ખારૂં મોળું કાચું કે ચઢેલું તેઓ જોતા નહિ, તેમ તે માટે ટીકા પણ કરતા નહિ. જેવું પીરસે તેવું ને પોતાને જોઇએ તેટલું ખાઇ લેતા. એમ છતાં કોઇ ઉમદા વાની હોય, તો તે પેટ ભરીને ખાતા અને પચાવી શકતા. તેમની પાચનશક્તિ સારી રહેતી, તેનું એક કારણ સાદાઇ, બીજું નિયમિતપણું, ત્રીજું અંગકસરત અને ચોથું ગાઢનિદ્રા. ખાનપાનમાં તેમ બીજી સર્વ બાબતોમાં તેમનું નિયમિતપણું જોવામાં આવતું. અંગકસરત તો તેમણે હમેશ ચાલુ રાખી હતી. હાઇકોર્ટમાંથી સાંજના નીકળે તે કોલાબે થઇને ચાલતા ઘેર આવે. તેમની સાથે મારા જેવો મહાવરાવાળો જ ચાલી શકતો. જયારથી સેન્ડોની કસરત નીકળી ત્યારથી તેઓ સવારમાં ઉઠીને તે કરતા. રજાઓ પડે ત્યારે તેઓ કોઇપણ હવાખાવાને ઠેકાણે જતા. મોટે ભાગે તેઓ ડુમસ જતા, કેમકે તેમને માટે સ્વ૦ ભીમભાઇએ ખાસ મકાન બંધાવ્યું હતું,

તેમ સ્વ. લાલશંકર રજામાં ત્યાં જતા, તથા હું પણ રજા લઇને ત્યાં જતો. રોજ સવારમાં ફરવા નીકળે, ત્યારે લાલશંકરનું હૃદય નબળું હોવાથી માત્ર એક માઇલ સુધી ચાલીને ઝાડની છાયા તળે તે બેસી જતા અને ગોકળદાસભાઇ તથા હું પાંચ સાત માઇલની રપેટી મારી આવતા અને લાલશંકર પાછા ઘેર આવવામાં અમારી સાથે સામેલ થતા. ઘાડનિદ્રાની બાબતમાં તેઓ કહેતા, કે હું ચરનીરોડથી આગગાડીમાં બેસું અને ગ્રાન્ટરોડ આવતા સુધીમાં ઉંઘી જાઉં ! આગગાડીમાં પણ તેઓ ઘસઘસાટ ઉંઘતા.

"પોતાના ધંધા અર્થે તથા સાર્વજનિક કામો માટે તેમને ફરવાનું ઘણું થતું. છોટાઉદેપુરના ચંદ્રસિંહ ઉપર આવી પડેલા ભારે આરોપ સંબંધે તેમને લાંબી મુદત ગોધરે રહેવું પડતું, એ જ રીતે જૂનાગઢ વગેરે સ્થળોએ તેમનું વકીલ તરીકે લાંબું રોકાણ થતું અને તે વડે પૈસાની પ્રાપ્તિ પણ ઘણી સારી થતી.

"પૂર્વે જણાવ્યું છે કે ઘરના કામકાજમાં તેઓ ધ્યાન આપતા નહિ. તેમનાં ધર્મપત્ની ચુસ્ત વૈષ્ણવ હતાં. તેઓ રોજ મંદિરે જાય, ત્યાં સેવાચાકરીમાં રોકાય એટલે ચોખા વગેરે વીણવાનું કામ કરે, અને ઘરમાં દેવસેવા રાખી તેમાં ઘણો વખત રોકે. તેઓ હતાં પણ જૂના વિચારનાં. તેમ છતાં પોતે તેમને કંઇ કહેતા નહિ. પોતાને કોઇ ધર્મ ઉપર આસ્થા હતી કે કેમ તે કહી શકાતું નથી, કેમકે તેમને કોઇ ધર્મનું પુસ્તક વાંચતા, પ્રાર્થનાદિ કરતા કે ધર્મ વિષે વાદવિવાદ કરતા પણ જોવામાં આવતા નહિ. એકવાર મેં અને લાલશંકરભાઇએ તેમને ઘણું કહી અમુક ધર્મનાં પુસ્તક આપીને તે વાંચવા કહ્યું; કેટલેક દિવસે તેમણે અમને જણાવ્યું કે એવાં પુસ્તકોથી મને ઉલટો અણગમો થાય છે ! તેથી એક પુસ્તકનાં થોડાંક પૃષ્ટ વાંચી તેમણે બધાં પુસ્તકો અમને પાછાં આપ્યાં હતાં; એમ છતાં તેઓ મનુષ્ય પ્રત્યેનાં પોતાનાં કર્ત્તવ્ય કરવામાં ચૂકતા નહિ, તેમ તેમના સદ્‌ગુણ પણ મોટા ધર્મનિષ્ટને વટાવે તેવા હતા.

"મુંબઇમાં રહેતાં છતાં પણ તેમને નાટકો, સિનેમા વગેરેનો ાખ લાગ્યો નહોતો. તેઓ રમતગમતમાં પણ ભાગ્યે જ ભાગ લેતા. રમાં પણ છોકરાંછૈઆંને રમાડવાનો આનંદ મેળવતા નહિ. તેમને . તેમનું કામ ભલું કે પોતે ભલા. કદી હવાફેરની જગાએ અમારી ાથે હોય, ત્યારે પોલિશ બ્રિજ રમતા. બીજી કોઇ જાતની રમત મો જાણતા નહોતા. નવલકથાઓ કે નાટકો કે કાવ્યનાં પુસ્તકો ણુ તેઓ વાંચતા નહિ.

"એ જ રીતે મુંબઇમાં રહેતાં છતાં તેઓ સટ્ટાના નાદમાં પડયા હોતા, તેમ તેઓ શેરો ખરીદવા–વેચવાની ભાંજગડમાં પડતા નહિ. ઠ પ્રેમચંદ રાયચંદના વખતમાં જે કંપનીઓ ઉભી થઇ ને સટ્ટા લ્યા, તેમાં ઘણા લોકો ખરાબ થએલા, પરંતુ ગોકળદાસભાઇ ાંથી પણ બચી ગયા હતા. સ્વ. લાલશંકરે અને મેં વડોદરામાં તવા વણવાની મીલ કાઢવાનું નક્કી કર્યું, અને ગોકળદાસભાઇ સે અમે શેરો ભરાવા ગયા, ત્યારે તેમણે કહ્યું કે હું શેરોમાં ાજલગી પડયો નથી, અને હવે પછી પડવા માગતો નથી. તમારી જી હોય તો એક શેર ભરી આપું! લાલશંકર આથી ચીડાયા અને છડાઇથી બોલ્યા કે તમારા એક શેરથી અમારૂં દારિદ્ર ફીટી જવાનું ી. નવાઇ જેવું એ બન્યું કે તે પછી થોડી જ મુદતે તેમણે એક ા મીલમાં ૪૦ શૅર ભર્યા ને આખરે લગભગ સઘળી જ રકમ ાવી! કેટલેક કાળે તેમણે નવસારીમાં ચાલતી સુતરીઆની કપાસીઆ ારેમાંથી તેલ કાઢવાની મીલ લીધી, અને એ કામમાં પણ એમને સવું પડયું. વળી મલબારના જંગલની કંપની કાઢવામાં તેમણે ાગળ પડતો ભાગ લીધો હતો તે કંપની પણ મરવા પડી.

"તેઓ ધીમે ધીમે શરીરે અશક્ત થવા લાગ્યા. પગમાં કંઇ દરદ આવેલું, તે રૂઝાય નહિ, તેથી તેમની ચાલવાની કસરત અટકી ા. પછી વળી કાને બહેરાટ શરૂ થયો અને તે વધતો ચાલ્યો.

"સરકાર સામે તેમણે ઘણી લડત ચલાવી છતાં તેમની દેશ

પ્રત્યેની અડગ સેવા, અને તેમના ઉંચા સદ્ગુણથી આકર્ષાઇને સરકારે તેમને 'નાઇટ'નો માનવંતો ઇલકાબ બક્ષ્યો, એટલે તેઓ 'સર' અને તેમનાં સ્ત્રી 'લેડી' પરસન લખાવા લાગ્યાં. અમારી નાતમાં કે ઉમરેઠમાં આવું ઉંચું માન સરકાર તરફથી કોઇને મળ્યું નથી. તેઓએ ખરેખર નાતને, વતનને અને આખા ગુજરાતને દીપાવ્યું.

" ખડાયતાના ઇષ્ટદેવ શ્રી કોટયર્કજી મહાપ્રભુનું ભવ્ય અને ઘણું પુરાતની દેવળ વિજાપુર તાલુકાના ખડાત ગામની હદમાં સાબરમતીને કાંઠે આવેલું; તે પડી જવાની ધાસ્તીમાં આવી પડયું, કેમ કે નદીનો પ્રવાહ તે દિશામાં જતાં નદીના ઉંચા કરાડાને ખોદવા લાગ્યો, તેને બચાવવાનો કોઇ માર્ગ રહ્યો નહિ. તેથી એક નવું મન્દિર બંધાવવાની જરૂર ઉત્પન્ન થઇ. મુંબઇ જઇને મેં ગોકળદાસભાઇને વાત કરી અને અમારી બંનેની સહીનું એક વિનતિપત્ર ખડાયતા કોમને મોકલવા માટે પ્રસિદ્ધ કર્યું. તેમણે મને કહ્યું કે તેમાં તમે પહેલી સહી કરો, મેં જણાવ્યું કે આપણી નાતમાં તમે જ શ્રેષ્ટ છો માટે તમારી સહી પ્રથમ જ જોઇએ. ઘણા આગ્રહે તેમણે પહેલી સહી કરી. એ પછી અમદાવાદમાં ત્યાંના શેઠ કેશવલાલભાઇના ઉત્સાહથી મેળાવડો ભરવામાં આવ્યો અને લખણીનું કામ ચાલ્યું. તેમાં પોતે રૂા. ૨૦૦૦) ભર્યા, એટલે મેં રૂા. ૧૫૦૦) ભર્યા. તે રકમો સૌને ઓછી લાગી, તેથી મેં ઘણો આગ્રહ કર્યો ત્યારે તેમણે રૂા. ૪૦૦૦) ભર્યા. ઇષ્ટદેવની કૃપાથી રૂપિયા એકલાખ ભેગા થયા, અને તે વડે નવું, વિશાળ ને સુંદર દેવાલય બાંધવામાં આવ્યું.

" સર ગોકળદાસ, સ્વ. લાલશંકરભાઇ અને હું એ ત્રણ ત્રિપુટી ગણાવા લાગી. અમારી મિત્રતા ભાઇઓના સંબંધ કરતાં પણ અધિક હતી. લાલશંકર સ્વર્ગસ્થ થવાથી હું અને સર ગોકળદાસ જ રહ્યા. તેઓ જો કોઇનું માને તો મારૂં જ માને, તેમ સૌ ધારતા હતા. તેમનો બહેરાટ વધવાથી કોઇ ન સાંભળે એ રીતે વાતચિત

કરવાનું મુશ્કેલ થઇ પડયું, તેથી મેં તેમને એક લાંબો ભરૂસાનો પત્ર લખ્યો, તેમાં લખ્યું કે આપના જેવા શ્રીમંતે એક મોટી રકમ કાઢીને કોઇ ઉપયોગી સંસ્થા સ્થાપવી જોઇએ. તેના જવાબમાં તેમણે મને જણાવ્યું કે એ પ્રમાણે કરવાનો એમનો અને એમનાં ધર્મપત્નીનો વિચાર થતો નથી ! પછી હું ધારતો હતો કે તેઓ પોતાના કોઇ વીલમાં સારી રકમ ધર્માદા ખાતે કાઢી જશે, પરંતુ તેવું પણ બન્યું હોય તેવું જાણવામાં ન આવ્યું. તેમની મિલ્કત અમે અને બીજાઓ પણ ઘણી વધારે ધારતા હતા, એમ છતાં તે રૂપીઆ માત્ર બાર લાખની જણાઇ, તેમાંથી પણ તેઓ ધારત તો બેચાર લાખ રૂપિયા કોઇ સારી સંસ્થા માટે કાઢી શકત. ઉમરેઠના વતની મી. ગોવર્ધનદાસ ભાળજાને વિલાયત મોકલવાના કામમાં–માઇસોરની શિષ્યવૃત્તિ મેળવવામાં–તેમણે સારી મહેનત લીધી હતી, એટલું જ નહિ પણ મારા કહેવાથી મારી સાથે તેમણે મી. ભાળજાને ખૂટતા પૈસા અર્ધો-અર્ધ ધીર્યા હતા. આવી ઉદારતા વાપરીને તેમણે ખડાયતા જ્ઞાતિનો ને ઉમરેઠનો બીજો સનંદી નોકર પૂરો પાડયો. સર ગોકળદાસે જેવાં કાર્ય કર્યાં છે તેવાં કાર્યો ઉમરેઠના બીજા કોઇથી થઇ શકયાં નથી, એ કહેવું સત્ય છે.”

> થાય કેમ ફળરૂપ કહો, કલ્પવૃક્ષ કદિકાળ ?
> ગુણ જેનો જે દાખવે, જગની એ ઘટમાળ !



# શેઠ કેશવલાલ હરિભાઇ

**જન્મ:** ઋષિપંચમી, સંવત્ ૧૯૧૩

**વૈકુંઠવાસ:** ચૈત્ર શુદ ૧૩, સંવત્ ૧૯૮૧

ખડાયતા પરિષદની પાંચમી બેઠક અમદાવાદમાં થએલી (સં. ૧૯૮૦) એની સ્વાગતસભાના પ્રમુખ શેઠ કેશવલાલ હતા. સંસ્મરણો લખતી વેળાએ તેમનાં તે વખતનાં દિદારદર્શનનું ચિત્ર પ્રત્યક્ષ થાય છે:—

અડસઠ વર્ષ જેટલી વૃદ્ધાવસ્થામાંય, ઉગતા જુવાનોને શરમાવી દે, એવી રીતે છાતી કહાડીને ટટાર ચાલવાની ચાલ; રૂપાની ઘંટડીના બુલન્દ રણકાર જેવો સદાય અણુથરડાતો અવાજ; ઉછળતા પ્રચંડ જળધોધ જેવો ભાષણ-જુસ્સો; ગડીબન્ધ ખેસ; શોકચિહ્ન સૂચક શ્યામલ પાઘડી; બગલાની પાંખ સરખું કડકડતું સ્વચ્છ-શ્વેત અંગરખું, સમોવડિયા કોક સાથી સરીખડી હાથલાકડી; દૂરદૂરનું ભાવિ આલેખતી તેજસ્વી આંખો ને વિચારશીલ, સદા-સૌમ્ય મુખમુદ્રા !

શેઠ કેશવલાલભાઇ જ્ઞાતિએ દસા ખડાયતા, ને વતની અમદાવાદના. અવટંકે 'શેઠ,' તેમ ખેડા-માતર ને મહેમદાવાદ-અમદાવાદ એકડાના પણ પોતે શેઠ હતા.

ભાદરવા શુદ પાંચમ એટલે ઋષિપંચમી; સંવત ૧૯૧૩ ની ઋષિપંચમીએ તેમનો જન્મ.

શેઠને લલાટે જનનીસુખ નહતું લખાયલું. પૂરાં પાંચ વર્ષેય નહિ થયાં હોય ને તેઓ નમાયા થયા હતા.

કૌટુમ્બિક સંજોગો એટલા વિષમ, કે કંઇ પૂછો જ ના. સંજોગોની પ્રતિકૂળતા નડી અને ભાવ હતો એટલું ભણતર તેઓ ન ભણી શકયા. ગુજરાતી સાતેક અને અંગ્રેજી ત્રણ-ચાર ધોરણ; એ તેમનું શાળા શિક્ષણ.

—પણ શેઠનો અનુભવ ? શેઠનું સ્વાત્મશિક્ષણ ? શેઠની

જીવન-કેળવણી ? સૌ પરિચિતો સાક્ષી પૂરશે, કે શેઠનાં જ્ઞાન, ડહાપણ ને અનુભવ તો ભલભલાનાં શિર ઝૂકાવે એવાં હતાં.

શેઠ કેશવલાલ હરિભાઇ એટલે પુરૂષને છાજતા સમર્થ પુરુષાર્થવાદી: પ્રારબ્ધને ઘડનાર જ પુરુષાર્થ છે, એ તેમનો મુદ્રાલેખ; અને તેથી જ તેમનામાં સાહસનો ગુણ સૌ કરતાં વિશેષ જળહળતો.

જીવનની પહેલી પચ્ચીસીના પ્રારંભે જ શેઠ મયદાન પડયા-કોન્ટ્રેક્ટર તરીકના સ્વતંત્ર ધંધામાં તેમણે ઝંપલાવ્યું. ( સન્ ૧૮૭૭ )

ડુંગરાળ પ્રદેશો, નિબિડવનો અને પંખી કે પાંદડું સરખું ન ફરકે એવાં ઉજ્જડ અરણ્યોમાં શેઠના પુરુષાર્થનો પાયો સીસાના રસે નંખાયો: મુંબઇ, વડોદરા અને મધ્યહિન્દની રેલ્વે ઉપરાંત બંગાળા-નાગપુર રેલ્વેનાં બાંધકામ-વચ્ચે વચ્ચે પૂલો બાંધવા સુદ્ધાં-તેઓએ એટલાં સફળ ને સંતોષપ્રદ કરી બતાવ્યાં, કે જે જોઇને ઉપરી યૂરોપિયન અમલદારોનેય તેમની મુક્તકંઠે પ્રશંસા કરવી પડેલી; એટલું જ નહિ, પણ આવાં જબ્બર કામોને મુદતસર પહોંચી વળવાનો પરવાનો એકલી ગોરી ચામડીએ જ નથી મેળવ્યો એમ શેઠે પ્રતીતિ કરાવી આપી હતી.

તે ઉપરાંત શેઠે mining ( ખાણો )નું કામ પણ હાથ ધર્યું હતું. સન્ ૧૯૦૨ માં તેઓએ મધ્યપ્રાંતોમાં કોલસા તથા લોખંડનો Prospecting પરવાનો મેળવી, પોતાના હાથ હેઠળ યૂરોપિયન એક્સ્પર્ટ રાખી, તેમણે એ ધંધો કુશળ નિપૂણતાથી હાથ ધર્યો અને પોતે એમાં સફળ પણ થયા હતા.

ધંધો ધંધો ને ધંધો; એ શેઠનું જીવનસૂત્ર નહતું. ગૃહસંસારના નિર્વાહ પૂરતી દ્રવ્યપ્રાપ્તિ થયા પછી, કૂર્મ જેમ સર્વાંગને સંકેલી લે, તેમ જ્ઞાન-યોગની દિશામાં નિજદૃષ્ટિને વાળવી, એ તેમની મૂખ્ય મહત્વકાંક્ષા હતી; પરંતુ પોતે એના પ્રવેશદ્વારમાં પ્રવેશતા હતા, તે જ અરસામાં તેમના જ્યેષ્ઠ પુત્ર મણિલાલ વૈકુંઠવાસી થયા અને પ્રભુએ જાણે તેમના જ્ઞાન-યોગની કસોટી આદરી હોય એમ જ બનવા પામ્યું.

સ્વ. મણિલાલ એટલે શેઠનો જાણે જમણો હાથ. તે શ્રમિત જીવનનું વિશ્રામસ્થાન હતા. એવા સદ્ગુણશાળી, કાર્યનિપૂણ અને પિતૃભક્ત પુત્રનો બત્રીસ વર્ષની ભરયુવાનવયે વૈકુંઠવાસ કયા સ્નેહ-વત્સલ પિતાને ભગ્નાશ કર્યા સિવાય રહે ?

શેઠે એ કારી ઝખ્મને રૂઝાવનારી માત્રા પણ પોતાના જ્ઞાન-યોગમાં જ દીઠી. તેમણે એ દિશામાં આસ્તેકદમ આગળ વધવા માંડયું: અને એ રીતે પોતાના ઉત્તરજીવનમાં, પરલોકનું પરમ ભાથું તેઓ તૈયાર કરતા હતા. જ્યારે બીજી બાજુથી સરયૂદાસજી અને રામબા તેમને જ્ઞાનદીપ સાહી આત્મકલ્યાણને પંથે ચડાવી રહ્યાં હતાં.

પરન્તુ એ નિવૃત્તિમય શાંત એકાન્તસેવનવાળી પુણ્યશાળી પ્રવૃત્તિમાંથી, શેઠને પાછા જ્ઞાતિએ પોતાના ભણી ઘસડયા ! આપણા ઇષ્ટદેવશ્રી કોટયર્કજીનો અન્ધેર કારોબાર ઉઘાડો પડવો, જૂના મન્દિરની જીર્ણાવસ્થા, દેવામાં ડૂબેલા સેવકોની 'વિનાશકાળે વિપરીત બુદ્ધિ'નું પ્રદર્શન અને ઇષ્ટદેવના પ્રતિષ્ઠાસ્થાનનું સ્થળાંતર કરવાનું અનિવાર્ય કાર્ય: એના ઉકેલ–નિકાલનું પરમ ધર્મકર્ત્તવ્ય ઝીલનાર, જો સમયસર કોઇ અન્ય જ્ઞાતિપુત્ર બહાર પડયો હત, તો પોતે જ્ઞાનમાર્ગથી આ રસ્તે હરગીજ પાછા ન જ વળત, એવું સ્વમુખે આ લખનારને કહેલું.

શેઠે જ્ઞાન અને કર્મ (કર્ત્તવ્ય) વચ્ચેનું આંતરયુદ્ધ થોડી મુદત પર્યંત તો તટસ્થ આત્મદષ્ટા તરીકે નિરખ્યાં કર્યું; પછી તો ઇષ્ટદેવે જ તેમને પ્રેરણા કરી હોય એમ પોતે અનુભવ્યું; શેઠે શ્રીકોટયર્ક-જીની સેવાનું બીડું ઝડપ્યું. સંવત્ ૧૯૭૫માં સમસ્ત ખડાયતાઓનું અમદાવાદમાં સંમેલન થયું. આપણી જ્ઞાતિના બે માનનીય મહાશયો સ્વ૦ સર ગોકળદાસ અને રા૦ બ૦ કાંટાવાળા જેવાનાં 'ચુસ્ત સંસાર સુધારક' હૃદયોએ પણ શેઠની વીરહાકલ સાંભળી અને તેઓ અમદાવાદ પધાર્યાં. સંમેલન થયું; સેવકોનાં નવાબી દેવાંના હિસાબ

તપાસાયા: તેમના અન્ધેર કારોબારની કાર્યવાહી પ્રકાશમાં આવી. મહુડી મુકામે નવું મંદિર બાંધવાની યોજનાઓ રચાઈ: ભંડોળનાં ભરણાં ભરાયાં: કાર્યવાહક સમિતિ નિમાઈ અને એના અધ્યક્ષ થયા આપણા કેશવલાલ શેઠ.

જ્ઞાતિ એટલે ઇષ્ટદેવની પૂજક: અને ઇષ્ટદેવ એટલે શ્રી કોટયર્ક્જી: શેઠ કેશવલાલ અત્યાર સુધી તેમના એકડાની જ્ઞાતિના શેઠ હતા અને એકડાની સેવા કરતા હતા; હવે તેમનો દૃષ્ટિકોણ બદલાયો, તેઓ ઇષ્ટદેવના સેવક થઈ રહ્યા અને તેમની જ સેવામાં તેઓ તન્મય થયા.

એ સેવા અન્ધશ્રદ્ધાયુક્ત, ઇષ્ટદેવનું સ્મરણ આરાધન કરવાવાળી ન હતી; પણ ટાઢ, તડકો ને ભૂખનાં દુ:ખ વેઠીવેઠી, વૃદ્ધાવસ્થાની અશક્તિમાં, ગામડે ગામડે ઘૂમીને, પોણો લાખ રૂપિયાનું ભંડોળ એકઠું કરવા જેવી પરસેવો પડાવનારી જાતસેવા હતી.

શેઠે સ્વયંકર્તવ્યથી બતાવી આપ્યું, કે સમિતિના પ્રમુખ એટલે શોભાના ગાંઠીયા નહિ; શેઠે બતાવી આપ્યું, કે 'પ્રમુખ'ના હોદ્દાને અંગે કેવી ગંભીર જવાબદારી વળગેલી હોય છે: અને શેઠે સાબીત કરી આપ્યું; કે એ જવાબદારીને પહોંચી વળવામાં જ પ્રમુખ તરીકેનો માનનીય હોદ્દો દીપી ઉઠે છે: તે સિવાય કદી નહિ.

આ તકે ઉલ્લેખ કરવો અસ્થાને નહિ જ ગણાય, કે ઇષ્ટદેવના કાર્યમાં સર ગોકળદાસ, રા. બ. કાંટાવાળા, રા. સોમાલાલ મંગળદાસ અને રા. અમૃતલાલ હરગોવિંદદાસ વગેરેનોએ જોઈતો સેવાફાળો નહતો એમ નહિ, પરંતુ સેવાના સમગ્ર ફાળાનું પ્રધાન અંગ જો કોઈ પણ હોય તો તે આપણા કેશવલાલભાઈ.

પોતે માંદગીને બિછાને હતા: એમ લાગતું હતું કે આ ક્ષણભંગુર દેહમાંથી પ્રાણપંખીને ઉડી જવાના એ અંતિમ દિવસો જ હતા. શેઠના છેલ્લા શ્વાસોચ્છ્વાસ ચાલી રહ્યા હતા: એ ક્ષણે આ લખનાર શેઠજીની પથારી આગળ જઈ ચડ્યો; દૃષ્ટિમાં દૃષ્ટિ મળી અને......

—અને, લખતાં કલમ કંપે છેઃ જીવ મુઝાય છેઃ હૃદય રડી ઉઠે છેઃ શેઠજીના નિસ્તેજ વદનપર ગ્લાનિની રેષાઓ તરવરી રહીઃ તેમની ઉંડી ઉતરી ગએલી આંખો આંસુભીની થઇ ગઇ; ' દીવો દીવાને પ્રકટાવે છે, તેમ આંસુ, આંસુને લાવે છેઃ ' તે પ્રમાણે આ લખનારની આંખમાંથી પણ આંસુ ટપક્યાં; તે ટપક્યાં ખરાં, પણ તેનું કારણ અગમ્ય હતું. તરત જ સમજાયું, કે આ ક્ષણે તો મારે કઠિન કાળજાના બનવું જોઇએ. હું સંયમી થયો. શેઠને એક વાક્ય સંભળાવ્યું:—

' શેઠસાહેબ, કોઇ પામર જીવ પેઠે તમનેય આમ ઓછું આણવું ન ઘટે. આપ તો જ્ઞાનમાર્ગના સંસારયોગી ! '

—અને શેઠ સાવધ થયા. તેમની ગ્લાનિ અલોપ થઇ. મેં ઓછું આણવાનું કારણ પૂછ્યું. શેઠે કહ્યું: ' ઇષ્ટદેવના મંદિરનું બાંધકામ તો લગભગ પતી ગયું છે. પ્રભુની પ્રતિષ્ઠા જોવા જેટલું જીવાયું હત તો...'

—અને મેં શેઠની થતી ગેરસમજ સુધારીઃ 'ભૂલો છો; શેઠ-સાહેબ, આપનું લક્ષ્ય હતું મંદિરનો પુનરુદ્ધાર કરવાનું. આપ તાકેલા કેન્દ્રસ્થાને સર્વાંશે પહોંચી ચૂક્યા છો. 'પ્રતિષ્ઠા' તો હવે થશે જ; એ વિષે શંકાને સ્થાન જ શા સારૂ ?'

શેઠને શાંતિ મળી. વિચારશીલ વાચકગણ, શેઠજીના સંસ્મરણમાં હવે મારેય વિશેષ કહેવાનું નથી રહેતું. ઇષ્ટદેવનું નવું મન્દિર, એટલે શેઠજીના ઉત્તરજીવનનું અમર સ્મારક.

શેઠજી પોતાની પાછળ, તેમનું સ્થાન દીપાવે એવા કુળદીપક પુત્ર શ્રીયુત રણછોડભાઇ અને પૌત્ર વગેરેનું વિશાળ કુટુમ્બ મૂકતા ગયા છેઃ તેમનું જીવન, ખાસ કરીને ઇષ્ટદેવની સંગીન સેવાદ્વારા 'ધન્ય' બન્યું છે. એવા ધન્ય જીવનનો તો વૈકુંઠમાં જ વાસ હોય.

**ફળે વૃક્ષો તાપ વેઠી, પરાર્થે જીવન વહ્યાં;**
**પરાર્થે પ્રાણ ખર્ચીને, કૃતાર્થ તું કેશવ ! થયો.**

જીવનસ્મરણો

## સ્વ. ચુનીલાલ તારાચંદ દલાલ



નડીઆદ

# શ્રી૦ ચુનીલાલ તારાચન્દ દલાલ

| જન્મ: | વૈકુંઠવાસ: |
| --- | --- |
| ભાદ્રપદ પૂર્ણિમા, સં. ૧૯૧૧ | દેવપોઢી એકાદશી, સં. ૧૯૮૨ |

ખડાયતા પરિષદનું મંગળાચરણ નડીઆદમાં મંડાયું. ( ઇ. સ. ૧૯૧૬ ) પરિષદ-નાવના પહેલા સુકાની પણ નડીઆદના જ વતની; અને નડીઆદ એટલે ખેડા જીલ્લાની હરિયાળી, લીલીછમ ને ફળદ્રૂપ ભૂમિનો ચારુ ચોક. એ બહુરત્ન વસુન્ધરાએ જે અનેક રત્નો નિપજાવ્યાં છે, તેમાંના એક, તે આપણા 'રાજ્યસભાભૂષણ' ચુનીલાલ તારાચન્દ દલાલ.

મ્હેસૂર અને દક્ષિણ હૈદ્રાબાદ જેવાં સ્થળો ગૂજરાતથી બહુ દૂર રહ્યાં; છતાં, હિમાલયની તળેટી જેવાં અતિ દૂરદૂરનાં સ્થળોમાં ઉગ્ર તપશ્ચર્યા સેવતા સંતમહંતો, જેમ દેશભરમાં પોતાની કલ્યાણ-દૃષ્ટિ ફેંકીને નિર્મળ વાતાવરણ ફેલાવે છે, તેમ આપણા દલાલ સાહેબેય, ગૂજરાતથી દૂર વસ્યા છતાં ગૂજરાત અને ખડાયતા-જ્ઞાતિના હિતને વિસર્યા નહતા. આરંભ થએલા નિર્દેષ પ્રમાણે પરિષદના પોતે પ્રથમ નાવિક હતા અને 'બને ત્યાં સુધી શિષ્ય-વૃત્તિની સ્હાયથી અભ્યાસ કરવા કરતાં ઉછીનાં નાણાં ( લોન ) વડે

ભણવું બ્હેતર છે—' એમ દૃઢપણે માનનાર એ મુરબ્બીએ ત્રણેક હજાર રૂપિયા 'લોન' માટેય કહાડ્યા હતા; 'ખડાયતામિત્ર'ની 'સેવક સમિતિ'ના તેઓ સભ્ય હતાઃ અમદાવાદ-છાત્રાલયના પેટ્રન હતાઃ આપણા ઇષ્ટદેવ શ્રી કોટયર્કજીના નવા મંદિરના ભંડોળમાં પણ પાંચસો રૂપિયા જેવી સારી રકમનો ફાળો તેમણે ભર્યો હતો.

—અને એ સૌથી અદ્વિતીય, બલ્કે એ વૈકુંઠવાસી સજ્જનના અમર સ્મારકરૂપ સુન્દરતર સેવા, તે લગભગ સવાલાખ રૂપિયા જેટલી માતબર મૂડીની 'દામોદરદાસ શિષ્યવૃત્તિ'નો, ખડાયતાજ્ઞાતિને અપાવેલો અલભ્ય લાભ.

એ શિષ્યવૃત્તિ હોય નહિ અને ખડાયતાજ્ઞાતિમાં હાલ જે થોકબન્ધ ગ્રેજ્યુએટસ, વકીલમંડળ કે પદવીધારકો દૃષ્ટિગોચર થાય છે તે થાય નહિ.

સ્વ. દલાલસાહેબ હતા એંજીનિયર; ખરી વાત છે કે તેઓ જગદીશ ચંદ્ર બોઝ સરખા પ્રખર વિજ્ઞાનવેત્તા નહતા કે જદુનાથ સરકાર સરખા જબ્બર ઇતિહાસ-સંશોધક નહતા; તેઓ સાહિત્ય-મન્દિરના અનન્ય ઉપાસક નહતા કે નહતા પોતે સંગીત-કલાના નિપુણ નરવીરઃ છતાં તેઓ એવા હતા, કે જેવાં જીવન આપણી જ્ઞાતિમાં જુજ જનો જ જીવી જાણે છે.

વિચાર, ઉચ્ચાર ને આચાર, ત્રણેયનો એકસરખો સમન્વયઃ પોતે લાંચ રૂસ્વતના કટ્ટા શત્રુઃ આહાર વિહારે નરાતાર સાદાઃ આરોગ્યતાનો તો જાણે અવતાર! હૃદયના નિખાલસ અને પ્રકૃતિએ નિર્વ્યસનીઃ દેહે કદાવર અને ચારિત્ર્યે શુદ્ધ સો ટચનું સોનું: તેઓ ફકીરી હાલતમાં ઉછર્યાં અને અમીરી હાલતમાં આથમ્યા.

ત્રણ પુત્રો, એક સહોદર, એક દીકરી, સાત પૌત્રો અને બે પૌત્રીઓઃ ફાળગુ ફરે એવી, પુત્ર-પરિવારરૂપ સંતોષપ્રદ, આવી

જીવંત સંસારવાડીના એ 'રસમાળી' હતા. નડીઆદના એ માનનીય નાગરિકનું નામ દેશભરમાંય નામાંકિત! હજારો રૂપિયાના દરમાયાવડે રાતામાતા પેલા ગોરી ચામડીના એંજીનિયરોની રૂઆબભરી જ્ઞાનશકિતને આંજી દે, એવા પરિપકવ અનુભવી, તે L. C. E. આપણા 'સ્પેશ્યલ એંજીનિયર' ચુનિલાલભાઈ.

ઓગણીસમી સદીના પાંચમા-છઠ્ઠા દાયકામાં ખડાયતા જ્ઞાતિની કુખે સાતેક રત્નો એવાં નિપજેલાં, જેમણે સ્વયં પુરુષાર્થથી કુળ, કુટુમ્બ અને જ્ઞાતિનું નામ કીર્ત્તિની કિતાબમાં વજ્રના રેખાએ આલેખ્યું છે, તેમાંના એક, તે ચુનીલાલ દલાલ.

તેઓ નડીઆદના વતની હતા, તેમ તેમનું મોસાળ પણ નડીઆદમાં; અને મોસાળ જ તેમનું જન્મસ્થાન.

સ્વર્ગસ્થનું અભ્યાસજીવન પણ અનુકરણીય હતું. માવતરનો નિવાસ માતરમાં હતો, તેથી ગૂજરાતી શિક્ષણ તો તેમણે માતરમાં જ મેળવેલું; પછી નડીઆદ; અને ત્યારપછી માધ્યમિક શિક્ષણ અમદાવાદમાં લીધું. તેમાં સફળતા મેળવ્યા પછી તેમણે ઇજનેરી કક્ષાને કેન્દ્રસ્થ કરી. પોતે પૂના ગયા. ત્યાં ત્રણ વર્ષનો, એંજીનિયરિંગ કોલેજનો ' કોર્સ ' પ્રત્યેક વર્ષે પહેલા વર્ગમાં જ પસાર કર્યો ! તેઓ કોલેજના પ્રિન્સિપાલના માનીતા હતા.

મ્હૈસૂરરાજ્યના ચીફ કમિશ્નરે તેમની એસિસ્ટંટ એંજીનિયર તરીકે નિમણૂંક કરી-(૧૮૭૫ થી ૧૮૮૦) ત્યાર પછી એ જ રાજ્યના પોતે એક્ઝિક્યુટિવ એંજીનિયરને હોદ્દે ચડ્યા ( ૧૮૮૦ થી ૧૯૦૫ ) અને તે હોદ્દો, પૂરી એક પચ્ચીસી ઉપરાંત વધુ પાંચ વર્ષ ભોગવ્યો-ભોગવ્યો એમ શા માટે ? એ હોદ્દો સંગીન સેવાવડે શોભાવ્યો; અને સેવાના યત્કિંચિત્ સ્મરણરૂપ રત્નજડિત હાર, રાજ્ય તરફથી તેમને સમર્પણ થયો.

મ્હૈસૂરરાજ્યના પોતે 'પેન્શનર' થયા, ત્યારપછી ચારેક વર્ષ જેટલી સેવા તેમણે ચીફ એંજીનિયર તરીકે વડોદરારાજ્યને આપી હતી (૧૯૦૫ થી ૧૯૦૯) અને તે રાજ્યના તે સમયના દિવાન સ્વ. રોમેન્દ્ર ચન્દ્ર દત્તનું ઉત્તમ પ્રમાણપત્ર તેઓ મેળવી શક્યા હતા.

ના. નિઝામનરેશે તેમની તારીફ સાંભળી અને ચુનીલાલભાઇને પોતાના રાજ્યમાં તેડાવ્યા. ત્યાં તેમણે એક કરોડ રૂપિયા જેટલી ગંજાવર મૂડીની, ગંડીપેટ અને ઉસ્માનસાગરની યોજનાને સર્વાંશે સફળ કરી આપી.

'રાજસભાભૂષણ' ચુનીલાલ દલાલ, એટલે ખડાયતા જ્ઞાતિના ગણ્યાગાંઠયા એંજીનિયરોની મણિમાળાનો અતિ કિંમતી કોહિનૂર.

તેમના જ જેવા વયોવૃદ્ધ સાક્ષરશ્રી કાંટાવાળાએ, સ્વર્ગસ્થનાં, સ્વાનુભવપૂર્ણ આલેખેલાં સંસ્મરણો નીચે ઉતાર્યાં છેઃ—

**પ્રથમ પરિચયઃ** સુમારે ચાલીશેક વર્ષપર તેમને પ્રથમ મળવાનો પ્રસંગ મને નડીઆદમાં મળ્યો હતો. ત્યાંના સ્વ. શેઠ સાંકળચંદના પ્રયાસથી છોકરા છોકરીઓને ઇનામ આપવા માટે ખડાયતાઓનું સંમેલન થયું હતું, તેમાં ભાષણ આપવા મને બોલાવ્યો હતો. સભા એક વાડીમાં મળી હતી. ત્યાં સર્વજણ, જમીનપર જાજમ પાથરેલી હતી તે ઉપર હારબંધ બેઠા હતા. એક હારમાં ભાઇ ચુનીલાલે બેઠક લીધી હતી. તેમણે માત્ર ગુજરાતી પાઘડી, અંગરખું ને ધોતીઉં પહેરેલું હતું અને કપાળે વૈષ્ણવી તિલક કર્યું હતું, તેથી તે બીજા ગૃહસ્થોથી જુદા પડે એવું કાંઇપણ ચિહ્ન નહોતું. મારા મિત્રે ઇશારત કરીને તેમને દેખાડયા, એટલે હું તેમની નજીક ગયો. તેઓ ઉભા થયા, અમે બેઉએ અંગ્રેજી રીતે હાથ મીલાવ્યા અને કેટલીક વાતચીત કરી.

**મહીસુરમાં મેળાપઃ** એ પછી સુમારે દશેક વર્ષે તેમને મળવાનો બીજો પ્રસંગ મળ્યો. મહીસુરનું કેળવણીખાતું અને

ખાસ કરીને મહારાણી ગર્લ્સ ( કન્યાઓની ) હાઇસ્કુલ (પાઠશાળા) જોવા માટે મને ત્યાં મોકલવાનો શ્રીમંત મહારાજાસાહેબનો હુકમ થયો. એ વખતે ભાઇ ચુનીલાલ તુમકૂરમાં એક્ઝિક્યુટિવ ઇજનેરના હોદ્દાપર હતા. તુમકૂર રેલ્વેનું સ્ટેશન હોવાથી હું સાંજના ત્યાં આવું છું એવો તેમનાપર તાર કર્યો. તેઓ મને સ્ટેશને લેવા આવ્યા. હું ત્યાં બે દિવસ રોકાયો; કેમકે ત્યાંની નિશાળો મારે જોવાની હતી અને તે ઉપરાંત ભાઇ ચુનીલાલ સાથે કેટલીક વાત-ચીત કરવાની હતી. પોતાના કુટુંબને તાજું ને સારૂં દૂધ મળે એટલા માટે તેમણે ભેંસો રાખી હતી. તેમનું જીવન કેવળ સાદું જોવામાં આવ્યું. સવારમાં ચાને બદલે કાંજી અને તે સાથે ઘઉંના ભાખરા લેવાનો તેમનો નિત્યનો રિવાજ હતો. પોતે બિલકુલ ઘી વાપરતા નહોતા, તે જોઇ મને આશ્ચર્ય લાગ્યું.

**ઘી બીનજરૂરી છે:** જમીને આરામ લેતી વેળાએ મેં તેમને પ્રશ્ન કર્યો કે તમે ખાવામાં બીલકુલ ઘી લેતા નથી તેનું શું કારણ ? અંગ્રેજી તેમ દેશી વૈદ્યક ઘી લેવાની જરૂર જણાવે છે. તેમણે કહ્યું કે જર્મનીના દાક્તર કુન્હે એવો મત ધરાવે છે કે મનુષ્યને ઘીની બિલકુલ જરૂર નથી. વળી તે દાક્તર ઓસડ ઉપચારના સંબંધમાં પણ જુદી જ રીત બતાવે છે: એટલે કોઇપણ પ્રકારનું ઔષધ ન લેતાં માત્ર પાણીનો વિવિધ પ્રકારે ઉપયોગ કરવાથી આરામ થાય છે. પછી તેમણે તે દાક્તરનું પુસ્તક મને વાંચવા આપ્યું, તેમાંથી મેં ઘણા પ્રકારની નોંધ લીધી.

**બાંધકામ બાબત:** મહીસુરના એક લેખમાં મેં વાંચ્યું હતું કે એ રાજ્ય ખેતીવાડીને માટે પાણીનાં બાંધકામ પાછળ સૌથી વધારે ખર્ચ કરે છે, તેથી જંગી તલાવોની સંખ્યા આશરે ૧૦૦૦ની છે. ચુનીભાઇએ કેટલાંક તળાવ બંધાવ્યાં હતાં, અને એ કામમાં તે ઘણા પ્રવીણ હતા. તેથી તેમની સાથે હું નજીકનાં તલાવ જોવા ગયો. તલાવો કિફાયતે કેમ બાંધવામાં આવે છે, એક એકરે કેટલું

પાણી આપવું જોઇએ, એક માઇલના ક્ષેત્રફળમાં એક ઇંચ વરસાદ પડે તો તલાવમાં કેટલું પાણી આવે, એક માઇલ ચોરસ ખેતરો માટે કેટલું પાણી જોઇએ, અમુક વિસ્તારવાળા તળાવ પાછળ કેટલું ખર્ચ થાય, ખેડુતો પાસેથી એકરે શું લેવામાં આવે છે, વર્ષમાં બે વખત ડાંગર થાય છે તેના પાકથી ખેડુતને કેટલી પ્રાપ્તિ થાય છે, વગેરે સર્વ બાબતોની તેમણે મને માહિતી આપી, તે મેં નોંધી લીધી. એ માહિતી લુણાવાડે હું દિવાન તરીકે ગયો ત્યારે ત્યાં પાણીનાં બાંધકામ કરવામાં મને બહુ કામ લાગી.

**ખડાયતાઓને ખાતર:** ત્રીજી બાબત, શેઠ દામોદરદાસના લહેણા રૂપીઆ તેમને નામે ધર્માદા કામમાં વાપરવાની દરબારની ઇચ્છા હતી, તેથી તેમાંનો અમુક ભાગ ખડાયતાઓને શિષ્યવૃત્તિઓ માટે જૂદો પાડવાના સંબંધમાં શું કરવું તેને લગતી હતી. સુમારે રૂપીઆ છ લાખ શેઠી દામોદરદાસનું નામ કાયમ રાખવાનો દરબારનો વિચાર હતો, તેનો આશરે એક ચતુર્થાંશ ભાગ ખડાયતા કેળવણી ફંડ ખાતે કાઢવાની દરબારને અરજ કરવાના નિશ્ચય ઉપર અમે આવ્યા. સુભાગ્યે તેમનો પ્રયત્ન આખરે સફળ થયો. મહીસુર જઇ આવ્યા પછી અમારી વચ્ચે આ અને બીજાં કામ માટે પત્રવ્યવહાર ચાલ્યો.

ભાઇ ચુનીલાલે મહીસુરમાં જે મહાભારત કામ કરી યશ મેળવ્યો તે મેરીકેન વે નામના બંધારાને લગતું હતું. એ બંધારા પાળા ( ડેમ ) ની ઉંચાઇ ૭૨ ફુટની કરવાની હતી ! તે ઉપરથી તેનો પાયો, લંબાઇ, અને જાડાઇ કેટલી હશે તેની કલ્પના કરવી પણ મુશ્કેલ છે. એ કામમાં તેઓ પૂર્ણ રીતે ફત્તેહ પામ્યા હતા.

**વડોદરાને વડલે:** આ પછી કેટલીક મુદતે ભાઇ ચુનીલાલે પેન્શન લીધું. વડોદરામાં ચીફ ઇજનેરની જગા ખાલી પડતાં તે માટે ચુનીભાઇની પસંદગી થાય, એટલા માટે દરબાર ફિઝિશિયન દાકતર બહુકરામ જે મારા મિત્ર હતા તેમની સાથે હું .[illegible]

મળ્યો અને ચુનીભાઇની લાયકી સંબંધે વાત કરી. તેઓશ્રીએ ચુનીભાઇને બોલાવવા ફરમાન કર્યું. મેં તેમને પત્ર લખી બોલાવ્યા. મુલાકાતમાં તેમની લાયકીની ખાત્રી થતાં શ્રીમંતે તેમની નેમણુક કરી. એવા મોટા હોદ્દા ઉપર તેમણે ચાર વર્ષ સુધી નોકરી કરી.

**ઇષ્ટદેવને ચરણે:** વડોદરા છોડ્યા પછી તેમને હૈદ્રાબાદમાં મોટા પગારની નોકરી મળી. ત્યાં હતા તેવામાં શ્રી કોટયર્કજી મહાપ્રભુને માટે નવું દેવાલય બાંધવાની પેરવી થઇ. એ સમયે ભાઇ ચુનીલાલે બનતી મદદ આપવાનું કહી મને જણાવ્યું હતું, કે જો નાણાંનું ઉઘરાણું કરવા માટે એક ડેપ્યુટેશન મોકલવામાં આવે તો તેઓ તેમાં સામેલ થશે, અગર તેમ નહિ બને તો બાગલકોટ, મદ્રાસ, તિરપુર વગેરેના શ્રીમંત ખડાયતા ગૃહસ્થો ઉપરના ભલામણપત્રો આપશે. બન્યું એવું કે તે વર્ષ દક્ષિણમાં દુષ્કાળ જેવું હોવાથી બાગલકોટવાળા શેઠ રામદાસ દરબારે જણાવ્યું કે આ વર્ષ ડેપ્યુટેશન આવશે તો સારી રકમો ભરાશે નહિ. તે પછી ડેપ્યુટેશન મોકલવાની ગોઠવણ થઇ જ નહિ. તેથી દક્ષિણના ખડાયતાઓ તરફથી જે મોટી આશા હતી તે ફળિભૂત ન થઇ.

ભાઇ ચુનીલાલ, હરિલાલ તથા મોતીલાઇ પાસેથી નાણાં ભરાવવાનું મેં માથે લીધું હતું. તેમને ઘણા પત્રો લખ્યા હતા. ચુનીભાઇએ પ્રથમ રૂ. ૧૦૦) ભરવાની ઇચ્છા બતાવી અને મારા અતિ આગ્રહથી તેમણે આખરે રૂ. ૫૦૦) ભર્યા.

**લોન કે શિષ્યવૃત્તિ ?** ભાઇ ચુનીલાલે હૈદ્રાબાદ ગયા પછી એક યોજના એવી ઘડી કાઢી કે દામોદરદાસના ફંડમાંથી શિષ્યવૃત્તિઓ ન આપતાં વિદ્યાર્થીઓને ઉછીના રૂપિયા આપવા. જો એ યોજના મહીસુર દરબારને રજુ થઇ હોત તો તે કદાચ મંજુર થઇ જાત; પરંતુ સદ્ભાગ્યે તે યોજના તેમણે સર ગોકળદાસને તથા મને લખી મોકલી અમારો અભિપ્રાય માગ્યો. અમે બંનેએ તે સામે વાંધો ઉઠાવ્યો, અને તેમને જણાવ્યું કે એમ કરવાથી

લોકોનું મન ઉછીના રૂપિયા લેવાથી પાછું હઠશે. તે કોને નામે આપવા—વિદ્યાર્થીને કે તેના માબાપને? વિદ્યાર્થી ગુજરી જાય અગર રૂપિયા વાળવા જેવી કમાઇ કરતો ન થાય, તો શું કરવું, માબાપ પોતાને નામે નાણાં લેવા તૈયાર નહિ થાય, રૂપિયા માટે દર-દસ્તાવેજ કરવા પડશે, અને વખતે કોર્ટે ચઢવાના પ્રસંગ આવશે. શિષ્યવૃત્તિઓ બંધ કરવાથી વિદ્યાર્થીઓને ઉંચી કેળવણી મેળવવાનું ખરૂં સાધન બંધ થશે. જો જરૂર લાગે તો ઉછીનાં નાણાં ધીરવા માટે બીજું ફંડ ઉભું કરવું. અમારા વિચારથી સંતોષ પામીને ચુનીભાઇએ પોતાની યોજના મહીસુર મોકલવાનું બંધ પાડયું.

**ધડો લેવા યોગ્ય:** અવસાન પહેલાં આશરે સાતેક માસ ઉપર ચુનીભાઇ મને મળવા આવ્યા. વાતચિતમાં તેમણે જણાવ્યું કે 'હું તો હવે પરવારી બેઠો છું. કારણ પૂછતાં તેમણે ખુલાસો કર્યો કે મેં મારી સર્વ મિલ્કત મારાં છોકરાંને સરખે હિસ્સે વહેંચી આપી; એટલે ત્રણ પુત્રો ને એક પુત્રીને સરખે હિસ્સે રૂપીઆ વહેંચી આપ્યા! મને પેન્શન સારૂં મળે છે તેથી મને નાણાંની દરકાર રહી નથી.'

આ કામમાં સર્વથી વધારે આકર્ષક મને એ લાગ્યું કે દીકરીને પણ દીકરા સમાન ગણીને સરખે ભાગે મોટી રકમ આપી, એ આ દેશમાં નહિ તો આપણામાં પહેલો જ બનાવ છે. ખાનપાન સંબંધીના સવાલ પૂછતાં તેમણે કહ્યું કે હું હજી પણ ઘી બિલકુલ ખાતો નથી. મેં સવારમાં પાશેર અને સુતી વખતે અધોળ સુકી દ્રાક્ષ ખાવાનો રિવાજ રાખ્યો છે, તેથી દસ્ત સાફ આવે છે ને શરીર સારૂં રહે છે. હવે હું થોડી મુદતમાં નોકરીથી વિરક્ત થઇ વતનમાં બાકીના દિવસો નિર્ગમન કરવા ધારૂં છું.'

તેમની સાદાઇ તો જોવીને તેવી જ જણાઇ હતી.

**ભભકભર્યાં કેસુડાં રૂડાં, સુગન્ધહિન શા મૂલનાં?**
**સાદાં શ્વેત ગુલાબ, પરાગે ગણાય કુલીન કુળનાં:**
**જનો શીઘ્ર મુગ્ધ બને મોહે, સજ્જન સરળપણે સોહે.**

૧ શેઠ ઘેલાભાઇ } હરિવલ્લભદાસ
૨ શેઠ ફીકાભાઇ }

| જન્મ: | વૈકુંઠવાસ: |
|---|---|
| ૧ વૈશાખ શુદ દ્વાદસી, સંવત ૧૯૦૬. | ૧ માગસર વદ દ્વાદસી, સંવત ૧૯૫૭ |
| ૨ પોષ શુદ એકાદસી, સં. ૧૯૧૦. | ૨ આસો શુદ ૧૪, સં. ૧૯૬૪ |

સ્વ. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીકૃત ' અસ્તોદય ' નામનું એક પુસ્તક છે. તેમાંની અનેક ઉચ્ચ ભાવનાઓ પૈકી જે એક ભાવનાનો તેમાં ઉલ્લેખ છે, તે એ, કે મનુષ્યમાત્રમાં મહદપદને પામવા જેવાં કે જબ્બર સાહસ ખેડવા જેવાં વિશિષ્ટ સંસ્કારબીજ ઠરેલાં હોય છે. સમય, સ્થિતિ અને સંજોગોને સાનુકૂળ કરી લેવાય, અને એ ઉત્તમ બીજને ખરનાં પોષક તત્ત્વો મેળવાય, તો કાળે કરીને અગમ્ય રીતે એ બીજના ફણગા ફૂટે અને કોઇ સુન્દરતર વૃક્ષ પેઠે ફાલે-ફૂળે.

' સુરતવાળા ' સ્વ. ફીકાભાઇ અને ઘેલાભાઇ શેઠના જીવનને ઉપર્યુક્ત ભાવના ઘણે અંશે બંધબેસતી છે.

ઘરના ગરીબ: અભ્યાસ નજીવો: સુરતમાં એક ચોકસીની દુકાને જુજ પગારની નોકરી !

આ કોટિના સજ્જનો, દેશમશહૂર 'ટાઇપ ફાઉન્ડરી'ના માલિકો થાય, અને તે સમયનો અજ્ઞાતનો પ્રસ્તુત ધંધો ધમધોકાર ચલાવે એ તેમના સાહસિકતાના પૂર્વસંચિત સંસ્કારબીજનું જ પરિણામ નહિ, તો બીજું શું ?

શ્રીમાન્ ઘેલાભાઇએ સુરતની એક ચોકસીની દુકાનમાં દર-માયાથી રહેવા સાથે પોતાના જીવનનું નાવ ઝુકાવ્યું. ત્યાં તેમણે જે અચ્છું જ્ઞાન મેળવ્યું, તે સોનાચાંદીના ગિલ્ટ કામનું.

એ રીતે ઉદ્યોગનું એક દ્વાર તેમને માટે ઉઘડ્યું અને શ્રીમાન્ ઘેલાભાઇએ સુરત છોડ્યું. પોતે મુંબઇ ગયા. ત્યાં દુકાન ખોલી. પોતાના ન્હાના સહોદર ઢીકાભાઇનેય સાથે લીધા. એ દુકાને એક દાયકુ વીત્યું અને ઠીક ઠીક નફો મળ્યો.

—પરન્તુ તેમના જીવનનું મૂળ લક્ષ્ય જુદું હતું. પૂર્વસંચિત સંસ્કારબીજના વિકાસક્રમનું ક્ષેત્ર પોતે શોધી રહ્યા હતા અને તે, ' મુંબઇ સમાચાર ' પત્રના મૂળ માલિક શેઠ માણેકજી મિનોચેહેર હોમજીદ્વારા પ્રાપ્ત થયું. તેઓને તેમનો સહવાસલાભ મળ્યો. એ શેઠ માર્ફત પોતે ' ટાઇપ ફાઉન્ડરી 'ના અંગની જે મુખ્ય હિકમત ઇલેકટ્રો મેટ્રિસિસ બનાવવાની, તેનું તેમણે જ્ઞાન મેળવ્યું.

તે દિવસ તેમના જીવનનો ધન્ય દિવસ હતો. તે દિવસે જ તેમના પૂર્વસંચિત સંસ્કારબીજનો અંકુર ઉઘડ્યો. લઘુબન્ધુ ઢીકાભાઇની સાથે, શ્રીમાન્ ઘેલાભાઇએ ' ટાઇપ ફાઉન્ડરી 'માં ઝંપલાવ્યું અને પ્રશસ્ત સાહસબળે મુંબઇ જેવા વિશાળ ક્ષેત્રમાં સ્વતંત્ર ' ટાઇપ ફાઉન્ડરી 'ના શ્રીગણેશ બેસાડ્યા.

તેમની ફાઉન્ડરી, તે વખતે મુંબઇમાં ભાંગવાડીવાળે સ્થળે હતી. તે એવો સમય હતો, જ્યારે આજના જેટલો 'ટાઇપ ફાઉન્ડરીઝ'નો સુકાળ તો મુદ્દલેય ન મળેઃ મૂળે તો છાપખાનાં જ છૂટાંછવાયાં; ત્યાં 'નિર્ણયસાગર' જેવી એકાદ ફાઉન્ડરી સિવાય બીજી ફાઉન્ડરીનું અસ્તિત્વ જ નહિઃ અર્થાત્ શેઠ ફીકાભાઈની ફાઉન્ડરી બીલકુલ બીનહરિફ હતી. આજ તો એ વાતને ચાળીશ વર્ષ જેટલો વખત વીતી ગયો છે. ઇ. સ. ૧૮૮૩નો દેશકાળ વિચારીએ, તો તે વખતના વર્ત્તમાનપત્રોના યુગની કાંઇક ઝાંખી થાય.

ફાઉન્ડરીની સ્થાપના થઇ, ત્યારે બે ત્રણ અંગ્રેજી અને બે ત્રણ પ્રકારના ગુજરાતી ફાઉન્ટો તથા એકાદ બે કાસ્ટિંગ મશીન-વડે કામ ચાલતું. ઉપર જણાવ્યું તેમ તે વખતે છાપખાનાં ઓછાં અને વાચનપ્રચાર પણ આજના જેવો ન મળે; એટલે ફાઉન્ડરીનો ધંધો ધીકતો તો ન જ હોય એ દેખીતું છે. છતાં તે ટગુમગુ ચાલવા માંડી અને તેમાંથી બે પૈસાની પ્રાપ્તિ પણ થઇ—પ્રાપ્તિ થઇ તો ખરી, પણ પછી જીવનકસોટીનો ભયંકર પ્રસંગ ઉત્પન્ન થયો.

ફાઉન્ડરીને સ્થપાયે પૂરાં ચાર વર્ષ પણ થએલાં નહિ, અને અણધારી આગ લાગી! આખી ફાઉન્ડરી ભસ્મિભૂત થઇ ગઇ, સંજોગો પલટાયા. મોટી મૂડી મેળવવી ક્યાંથી ને ફાઉન્ડરીનો પુનરુદ્ધાર કરવો શી રીતે, તે પ્રશ્ન ગંભીર થઇ પડયોઃ પણ એવા વિકટ પ્રશ્નો જ જીવનની કસોટીરૂપ છે, અને એવી કસોટીમાંથી પસાર થવું, એ જ પુરુષનો સાચો પુરુષાર્થ.

કસોટી, એટલે કસોટી જઃ 'પટ્ટી' નહિ. સ્વર્ગસ્થ શ્રીમાનો વિકટ કસોટીથી હતાશ ન થયા. સ્વયં અભિલાષની સફળતા માટે મક્કમ રહ્યા અને દયાળુ પિતાએ આ સાહસિક સજ્જનોને સાથ દીધો. સ્નેહી અને શુભેચ્છકોનાં સહૃદય દિલમાં પરમાત્માએ પ્રેરણા

ઉતારી. નાણુંમદદ આવી મળી અને એ રીતે નવેસરથી ફાઉન્ડરી ચાલુ થઇ.

હાલ મુંબઇ–કાલબાદેવીપર ફાઉન્ડરીનું જે મકાન છે, તે માસિક એકવી રૂપિયાને ભાડે લેવાયું અને તે વખતથી તે અદ્યાપિપર્યંત એ જ મકાનમાં ફાઉન્ડરીનું કામ ધમધોકાર ચાલી રહેલું છે.

કાલબાદેવીપર નવેસરથી ફાઉન્ડરી સ્થપાયા પછી સંવત્ ૧૯૫૭ ની માગશર વદ દ્વાદસીએ શ્રીમાન્ ઘેલાભાઇ વૈકુંઠવાસી થયા; તે વખતે શેઠશ્રી નાનુભાઇ(ફાઉન્ડરીના હાલના એકલા માલિક)ની ઉમ્મર માત્ર ચૌદ વર્ષની ! એટલે ફાઉન્ડરીનો સઘળો બોજો શેઠ નાનુભાઇ અને તેમના કાકાશ્રી ફીકાભાઇને શિર આવી પડયો.

કામની ચંચળાઇ અને સાહસનો ગુણ પોતાના મર્હુમ પિતા તરફથી શેઠ નાનુભાઇને વારસામાં મળેલો. તેને પ્રભાવે છેક ન્હાની જ વયથી તેઓ કર્તવ્યકુશળ અને કલાનિપુણ બની ગયા. પરિણામે ફાઉન્ડરીના અંગનું તમામ દેવું ટુંકી જ મુદતમાં ભરપાઇ થયું–એટલો નફો તેઓ મેળવી શક્યા, પણ ત્યારપછી સુખશાંતિના આનંદપ્રદ દિવસોનાં પનોતાં પગલાં મંડાય, તે અરસામાં શેઠ નાનુ-ભાઇના કાકાશ્રી ફીકાભાઇનો કાળ થયો ! (સંવત ૧૯૬૪)

કાકાનો કાળ, નાનુભાઇના જીવનને સખ્ત આઘાતરૂપ નિવડે એ સ્વાભાવિક હતું. છતાં લજામણીની લતા જેવી અત્યંત કોમળ લાગણી રાખીને, હતાશ હૈયે બેસી રહેવું એ જામતી જતી ફાઉ-ન્ડરીના બાળ માલિક ( શેઠ નાનુભાઇ )ને ન જ પોષાય. બાવીસ વર્ષની ઉગતી જુવાનીમાં જ શેઠ નાનુભાઇએ, જીવનની પહેલી પચ્ચીસીને જ્વલંત બનાવનારાં સાહસ ખેડવા માંડયાં અને આજ એ બે લાખની મીલ્કતવંતી ફાઉન્ડરી, ‘ શેઠ ફીકાભાઈ હરિવલ્લભદાસ અને સન્સ ’ ને નામે, માત્ર ગૂજરાતમાં જ નહિ, ઇલાકામાં જ નહિ, પણ દેશભરમાં મશહૂર છે.

અંગ્રેજી-ગૂજરાતી અને મરાઠી ટાઇપો ઉપરાંત ઉર્દુ અને કેનેડી ભાષાના ટાઇપો પાડવાની પહેલ કરનાર જો કોઇ પણ ફાઉન્ડરી હોય, તો તે શેઠ ફીકાભાઇની જ. વળી વિલાયતી જેવા વાંકા મરોડના છતાં અખંડ ઇંગ્લિશ ટાઇપ તૈયાર કરવા માંડ્યા તે પણ એ જ ફાઉન્ડરીએ-[ઇ. સ. ૧૯૦૭.] 'ઇલેક્ટ્રો બ્લોક' બનાવવાની પહેલ કરનાર પણ એ જ ફાઉન્ડરી: એક વાક્ય ઉમેરીને એમ પણ કહી શકાય, કે ચોક્કસ ફાઉન્ડરીઓની નવી નવી સ્થાપના, પ્રસ્તુત ફાઉન્ડરીના જ કારિગર-કામદારોને આભારી છે.

ઠેઠ બ્રિટીશ ઇસ્ટ આફ્રિકાથી માંડીને રાજપીપળા દરબારી પ્રેસ, નિઝામ મીંટ, હૈદ્રાબાદ સેંટ્રલ જેલ પ્રેસ, જયપૂર જેલ પ્રેસ, યરોડા જેલ પ્રેસ, અમૃતસર મ્યુનિસિપલ પ્રેસ, ધારસ્ટેટ પ્રેસ, રેવા સ્ટેટ પ્રેસ, તાતાપબ્લીસીટી કોરપોરેશન લીમીટેડ, ટાઇમ્સ ઓફ ઇંડીયા, ભાવનગરસ્ટેટ પ્રેસ, બનારસસ્ટેટ પ્રેસ તથા બલુચિસ્તાન ગેઝેટ વગેરે દરબારી અને સરકારી છાપખાનાં પણ શેઠ ફીકાભાઇની ફાઉન્ડરીના જ ટાઇપો ખરીદે છે-એ તેની ઉત્તમ બનાવટનું પ્રમાણપત્ર નાનુંસૂનું ન જ ગણાય.

આ ફાઉન્ડરીમાં અંગ્રેજી, ગૂજરાતી, મરાઠી, હિન્દી, દેવનાગરી, જૈની, ઉર્દુ તથા કેનેડી ટાઇપ તૈયાર થાય છે. ઉપરાંત તરેહવાર બોર્ડર, ઇલેક્ટ્રોબ્લોક્સ, લેડ, સ્પેસ. કોટરેટ, મેટલ ફરનિચર, બ્રાસરૂલ, કેસ, રેંક, ઘોડા, રોલર, બ્રાસ કંપોઝિંગ-સ્ટીક, ગેલી, ચેસ વગેરે છાપખાનાને લગતાં તમામ સાહિત્ય તૈયાર હોય છે.

આ એ જ ટાઇપ ફાઉન્ડરી, જેને સન્ ૧૯૦૬માં સુરતમાં મળેલ પ્રાંતિક પરિષદ્ સાથેના ઔદ્યોગિક પ્રદર્શનદ્વારા સુવર્ણપદક એનાયત થયો હતો; તેમ જ પાંચમી ખડાયતા પરિષદ્ પ્રસંગે અમદાવાદમાં થએલા જ્ઞાતિકલાપ્રદર્શન તરફથી, ફાઉન્ડરીના બેનમૂન નમૂનાઓ બદલ સંતોષપ્રદ પ્રમાણપત્ર મળ્યું હતું.

આ સ્થળે શેઠ નાનુભાઇ માટે પણ એક વાક્ય લખવાની લાલચ ત્યજી શકાતી નથી. તેઓ પોતાની સુપ્રસિદ્ધ ફાઉન્ડરીદ્વારા જેમ એક હાથે કમાઇ જાણે છે, તેમ બીજે હાથે દિલાવર દિલે પુણ્યદાન પણ કરી જાણે છે. તેમનું ધર્મ–ભક્તિપરાયણ શાંત ને નિર્મળ જીવન પૂર્વજોના પવિત્ર આત્માને સંતોષ આપનારૂં છે. 'ખડાયતામિત્ર'ના ગ્રાહકોને 'કળિયુગની વાતો' પુસ્તકની ભેટ આપનાર શેઠ નાનુભાઇ (સં. ૧૯૮૨) એટલે સુરતના વિદ્યો-તેજક ભંડોળના આદ્ય ઉત્પાદક: શેઠ નાનુભાઇ એટલે સમસ્ત ખડાયતા કેળવણી મંડળના પેટ્રન; શેઠ નાનુભાઇ એટલે મુંબઇની ખડાયતા-સમાજના સંસ્થાપકોમાંના એક અને એ સંસ્થાના હાલના ઉપપ્રમુખ: શેઠ નાનુભાઇ એટલે ખડાયતા છાત્રાલયના પ્રથમ વર્ગના સભ્ય: શેઠ નાનુભાઇ, એટલે આપણા ઇષ્ટદેવમંદિરના કારોબારી મંડળના સભ્ય અને પંદરસો રૂપિયા જેવી નાદર રકમ એ ખાતે બક્ષીસ કરનાર બક્ષીસદાતા: અને સંક્ષેપમાં શેઠ નાનુભાઇ એટલે ખડાયતા જ્ઞાતિના સાચા શુભચિંતક.

**સાહસ ઉદ્યમ ખંતથી, ફળે પુરૂષપ્રયત્ન;**
**મરજીવા નર મેળવે, રત્નાકરનાં રત્ન.**

---

સ્વ. લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ પારેખ



નડીઆદ

# શ્રી. લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ પારેખ

| જન્મ: | વૈકુંઠવાસ: |
| --- | --- |
| ચૈત્ર શુદ ૬, સંવત્ ૧૯૦૬ | ચૈત્ર શુદ સપ્તમી, સં. ૧૯૬૭ |

આપણા પુરાણપવિત્ર આર્યાવર્તપર પરદેશી સત્તાનાં અનેકવાર આક્રમણો થયા છતાં, પડયા-આખડયા એ ભારતવડલાનાં મૂળ હજુ મજબૂત જોવાય છે તે શાથી? કોઇ પૃચ્છકને મારો ઉત્તર એક જ હોય, કે 'સ્વર્ગાદપિ ગરિયસી' આપણી જનની જન્મભૂમિના દેહ અને આત્માનું અતૂટ બન્ધારણ ધર્મવડે બન્ધાયલું છે તેથી. સૃષ્ટિનો ઝીલણહાર શેષનાગ ગણો વા ન ગણો; ભારતખંડનો અવિચળ પાયો તો ધર્મ જ છે, અને ભારતજનતાનું પ્રધાન લક્ષ્ય ભક્તિ. એના ભક્તિ-પરાયણ જીવનનો જોટો જગતભરમાં નહિ જડે; અને તેથી જ પૃથ્વી પરના અન્ય ખંડોની પ્રજા કરતાં, આપણો આત્મા પરમાત્માના અગોચર ધામથી વિશેષ પાસે છે.

જેમને ભભકભરી પશ્ચિમની જ સંસ્કૃતિનાં સ્વપ્ન આવતાં હોય, ગળથૂથીમાં જ જેમણે વિદેશી વિદ્યાનાં રસપાન કર્યાં હોય, માતાના ધાવણમાંથી જ જેમને હૃદયભૂલામણો બુધ્ધિ ને તર્કવાદનો પ્રસાદ

મળ્યો હોય અને એ રીતે જેઓ નાસ્તિક દશામાં ફરયા હોય તેઓની આંખો પણ હવે આસ્તિકદમ ઉઘડવા માંડી છે અને પ્રો. મેક્સમુલર તેમજ જર્મન ફિલસૂફ હર્મન જેકોબી જેવાએ આપણાં વેદ ઉપનિષદ ને શાસ્ત્રસ્મૃતિઓ ને વિજ્ઞાનસાહિત્યની મુક્ત કંઠે પ્રશંસા જ નહિ, પણ એ આધ્યાત્મિક યોગના સફળ પ્રયોગ અજમાવ્યા પછી તો, ઉપર્યુક્ત નક્કર નગ્નસત્ય વિષે શંકાને સ્થાન જ ન હોય.

—છતાંય વસ્તુસ્થિતિ વિપરીત જોવાય છે. આપણે આપણું ગુમાવીએ છીએ અને સાચ્ચા સુવર્ણને ભોગે પિત્તળ પાછળ લટ્ટુ બનીએ છીએ. ધર્મભક્તિ પ્રત્યેના પ્રભુપ્રેમરૂપ પારસને વેડફી દઇ વિદેશી માયાના મોહક આરસને ગળે વળગાડી, તરીપાર ઉતરવા મિથ્યા મથી રહ્યા છીએ. લોકની લૂલી એવું ય લવી જાય છે, કે પૌર્વાત્યને પ્રતિકૂળ એવી અંગ્રેજી કેળવણીને જ એ દયાજનક દશા આભારી છે—એણે જ ધર્મભકિતથી વંચિત આપણાં જીવન કરી મૂક્યાં છે; તે ગમે તેમ હો: કારણોના કોકડા ઉકેલવાનો આ પ્રસંગ નથી. આ પ્રસંગે તો એટલો જ ઉલ્લેખ કરવાનો, કે અંગ્રેજી કેળવણીપર થતાં દોષારોપણમાં યે અપવાદને અવકાશ છે. એ જ કેળવણીવડે જેમનાં જીવન ભારોભાર ભરાયલાં છતાં, તેઓ જ્ઞાનદીપ સાહી, સંસારના પામરજીવોનું જીવતર ધન્ય બને, એવાં ધર્મભકિતપરાયણ જીવન જીવી ગયા છે અને પછવાડેની જનતા વાસ્તે ધાર્મિક સાહિત્યનાં અમર સંભારણાં મૂકતા ગયા છે. દષ્ટાંત વાસ્તે દૂર દૂર દષ્ટિપાત નહિ કરવો પડે. આપણા જ ઇલાકામાં એવાં ધર્મિષ્ઠ રત્નો ક્યાં નથી નીપજ્યાં? લોકમાન્ય ટિળક એટલે જીવનના પ્રત્યેક શ્વાસોચ્છ્વાસે પ્રવૃત્તિપરાયણ મહાન્ આત્મા: એમને કારાગ્રહ સેવવો પડયો; પણ પ્રવૃત્તમસ્ત જીવને જંપ ન જ વળ્યો. તેમના લલાટે નિવૃત્તિનો નિર્દેષ હતો જ નહિ. બાળ ગંગાધર ટિળકે કારાગ્રહનો અવકાશકાળ 'કર્મયોગ' જેવું શકવર્તી સાહિત્ય રચીને અતિ કિમતી બનાવ્યો—એ તેમની અપૂર્વ

ધર્મ-કર્મપરાયણતા! બીજું દૃષ્ટાંત 'બ્રહ્મનિષ્ટ પંડિત' મણિલાલ નભુભાઇનું લ્યો. ઉપમાએ તેઓ 'અભેદમાર્ગ પ્રવાસી' હતા અને જ્ઞાનયોગને પ્રધાનસ્થાન દેતી તેમની ગીતા તથા સર્વ ધર્મના દોહનરૂપ તેમના 'સિદ્ધાન્તસાર'થી કોણ અનભિજ્ઞ હશે?

—અને એ નડીઆદવાળા 'બ્રહ્મનિષ્ટ' પંડિત મણિલાલ નભુભાઇ દ્વિવેદીના સાચ્ચા સુહૃદ, તે આપણા સ્વધર્મનિષ્ટ લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ પારેખ. કૈલાસવાસી મણિભાઇ સાથેનો મૈત્રી-પ્રસંગ, આગળ ઉકેલાશે ત્યારે વાચકને પ્રતીતિ થશે કે તેઓ સ્વધર્મ-સિદ્ધાન્તે ભિન્ન મતાનુયાયી છતાં એકબીજાનાં હૃદય સ્નેહના તારે કેવાં વણાયલાં હતાં!

અન્ધશ્રદ્ધાથી 'સ્વધર્મનિષ્ટ'ની પંક્તિમાં બેસવું એ એક વાત છે અને દૂધ સરખી શુદ્ધ સાત્વિક શ્રદ્ધાથી, બુદ્ધિની શુદ્ધિથી, આત્માનાં ઉંડાં અવગાહનથી, પ્રેમભક્તિપૂર્વક, સારાસાર વિવેકશક્તિના જ્ઞાનબળથી સ્વધર્મનિષ્ટ થવું એ મૂખ્ય વાત છે. શ્રી. લલ્લુભાઇ, પશ્ચિમની સંસ્કૃતિને વરેલા હતા અને છતાં સ્વધર્મનું સંરક્ષણ અને ભગવદ્-ભક્તિનાં દરેક લક્ષણ, તેમના હૃદયના પ્રત્યેક ધડકારે ધડકતાં હતાં.

'કાન્ત' અથવા મણિશંકર ભટ્ટનો દેહોત્સર્ગ થયો. તેઓ પણ પ્રભુપન્થના અનન્ય ઉપાસક હતા—મુમુક્ષુ હતા; છતાં સ્વપસન્દગીનાં સમ્પ્રદાયદ્વાર, તેમના અન્તકાળ પર્યંત ઉઘડેલાં તેમણે ન દીઠાં ને કાન્તનો અશાન્ત આત્મા અશાન્ત અવસ્થાએ જ અલોપ થયો; ત્યારે આપણા લલ્લુભાઇ પારેખને તો ધર્મસમ્પ્રદાયની અમર જડીબુટ્ટી વેળાસર જ હાથ લાગી હતી; એટલી તેમની વિશેષ વિશિષ્ટતા.

એવા પવિત્ર જીવનની ઝાંખી કરાવવાનો આ એક અપૂર્ણ પણ પ્રામાણિક પ્રયત્ન છે. જે કંઇ છૂટાંછવાયાં-વેરાયલાં સંસ્મરણો મળી આવ્યાં છે, એટલાથી જ જનતાને પરિતોષવા પ્રેરાઉં છું:—

જ્ઞાતિએ દસા ખડાયતા : તેમનું વતન નડીઆદ: પોતે નડી-આદની નાણાવટી કોમના, શેઠ કુટુમ્બના નબીરા હતા.

તેમના પિતાનું નામ પ્રાણવલ્લભદાસ. પ્રાણવલ્લભદાસનાં માતાના પિતા, તે નડીઆદ અને ખેડા જીલ્લામાં "બાપા" નામથી પ્રસિદ્ધ "નરસિંહ બાપા." એ "નરસિંહ બાપા"ના કુટુમ્બની નીતરેલ ભક્તિસુધા, પ્રાણવલ્લભદાસના કુટુમ્બમાં ઉતરેલ જણાય છે.

પ્રાણવલ્લભદાસ, ધીરધારનો ધંધો કરતા. આવક સામાન્ય ગણાય : પરન્તુ પ્રતિષ્ઠિત પુરૂષ તરીકે તેમના મિત્રો વગેરેનું યૂથ બહોળું હતું.

પ્રાણવલ્લભદાસને ત્રણ પુત્રો. તેમાંના વચટ પુત્ર, તે લલ્લુભાઇ.

શ્રી. લલ્લુભાઇએ અભ્યાસનો આરંભ વતનમાં કરેલો ; પછી અંગ્રેજીના પીઢ અભ્યાસ વાસ્તે તેઓ અમદાવાદનિવાસી થયા. પુત્ર અંગ્રેજી ભણીને નોકરીને જોતરે જોડાય, તે વૈષ્ણવ નાણાવટી–પિતાને રૂચતું નહિ ; પરન્તુ પુત્રના ઉત્સાહ તથા આગ્રહને અવલમ્બી, તેમણે અંગ્રેજી શિક્ષણ માટે અમદાવાદ જવાની રજા આપેલી. રજા તો મળી, તથાપિ શિક્ષણની સાધનસાનુકૂળતા કરી આપી, અંગ્રેજી ભણાવવાના દોષના ભાગીદાર થવાનું પિતાએ પસન્દ કરેલું નહિ! તેથી, શ્રી૦ લલ્લુભાઇને સ્વાશ્રયથી જ નિર્વાહ ચલા-વવા સાથે અંગ્રેજીનો અભ્યાસ કરવો પડેલો ; અને જણાવવાની જરૂર નથી, કે ખમીર, ખંત અને શિક્ષણ મેળવવા પ્રત્યેના અપૂર્વ ઉત્સાહથી પોતે તેમાં સફળ નિવડયા હતા.

ઉપર જણાવ્યું તેમ શ્રીમાન્ પારેખ વિદ્યાર્થી અવસ્થામાંથી જ સ્વાશ્રયનું સ્વાત્મશિક્ષણ પામેલા; એટલે મ્હોટપણે તે શિક્ષણ તેમને અતિ ઉપયોગી નિવડયું અને આ એક નિર્વિવાદ સત્ય છે, કે વિદ્યાર્થીજીવનમાં જ સ્વાશ્રય શિખવાની જેમને ફરજ પડી હોય એવી વ્યક્તિને, તે શિક્ષણ જીવનના વિકાસક્રમમાં જેટલું ઉપયોગી

નિવડે છે, તેટલું ઉપયોગી બીજું કોઇપણ પ્રાપ્ત કરેલું સાધન નિવડતું નથી; તેમાંય વળી તે સ્વાશ્રયી સજ્જન જો બ્રહ્મવાદી હોય, તો તો તે અટલ optimismવાળો નિવડે છે. તેને મન જગત્ મિથ્યા નહિ પણ હરિરૂપ હોય. અર્થાત્ જીવન જલ–તરંગવત્ નહિ પણ 'Life is earnest, Life is real' લાગે. તેને મન સંસારવ્યવહાર ઉપાધિ અને ક્લેશમય નહિ, પણ પૂર્ણાનન્દ હરિની આનન્દાત્મક લીલારૂપ લાગે. અજ્ઞજનો ભલે સુખદુ:ખની છાંયડીને "વિકાર" માને; પરન્તુ તેને મન તો તે નશ્વર પ્રતિબિમ્બમાં પણ પ્રભુની લીલાનો સાક્ષાત્કાર થાય. શ્રીમાન્ પારેખના જીવનમાં પ્રસ્તુત ભાવના નૈસર્ગિક રીતે જ વણાયલી હતી; અને તેથી જ પોતે ન્હાનામાં ન્હાની મનાતી વિગતો કે ક્રિયામાં પણ રસ અને આનન્દ અનુભવતા. કશી વાત તેમને નકામી કે નિરર્થક લાગતી નહિ; તેમજ દરેક વ્યવહાર્ય–કાર્યમાં તેઓ કેવા ચોક્કસ, સ્થિર મતના અને મક્કમ હતા, તેનાં કેટલાંક સ્મરણોનું આપણે 'ઉપસંહાર' વિભાગમાં વિહંગાવલોકન કરીશું.

પોતે સત્તર વર્ષની વયે 'મેટ્રિક્યુલેશન'ની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા (૧૮૬૭) અને બે વર્ષે એફ. ઇ. એ.ની પરીક્ષા તેમણે પસાર કરી. (૧૮૬૯)

ત્યારપછી અમદાવાદ, રાજકોટ અને ખેડાની હાઇસ્કૂલમાં શિક્ષક તેમજ મુખ્ય શિક્ષકનો હોદ્દો ભોગવ્યો. એમ પાંચેક વર્ષ વીત્યાં. પછી 'ડિસ્ટ્રિક્ટ પ્લીડર'ની પરીક્ષામાં પોતે ફત્તેહમંદ નિવડયા. (૧૮૭૪) ઉપરાંત 'સબૉર્ડિનેટ જજ્જ' અને 'હાઇકોર્ટ પ્લીડર'ની પરીક્ષાઓ પણ પસાર કરી, અને ત્યારથી તેમણે સરકારી નોકરી છોડી.

અનુકરણીય અભ્યાસક જીવનની ઉજમાળી સ્મૃતિઓને અમર કરી, પાંચેક વર્ષ શિક્ષાગુરૂનો પવિત્ર હોદ્દો ભોગવી, શ્રી. લલ્લુભાઇ

ન્યાયખાતામાં જોડાયા. શરૂઆત, તળાજામહાલના ન્યાયાધીશ તરીકેથી થઇ. ત્યાં તેઓ બે વર્ષ રહ્યા. ત્યારપછી એ બ્રિટિશ-નાગરિકે બ્રિટિશ હદમાં જ એ માનવન્તો હોદ્દો ભોગવ્યો. કપડવંજ, અમદાવાદ, ધોળકા, બોરપાડ, સુરત, પૂના વગેરે સ્થળોના ન્યાયાસનને તેમણે સંતોષપ્રદ રીતે અને અદ્દલ ઇન્સાફી સેવાવડે શોભાવ્યો અને સરકારે પણ તેમની સેવાની વાજબી બૂજ કરીને અમદાવાદ તેમજ નડીઆદની સ્મોલ કોઝિઝ અદાલતના જડ્જ તરીકે નિમ્યા.

તે નિમણુંક સન્ ૧૯૦૯ના એપ્રીલ માસની પહેલી તારીખે થઇ અને નિવૃત્તિનિવાસ સ્વીકારાયો ત્યાં સુધી એ અધિકાર તેમણે ભોગવ્યો.

ક્ષણભર આપણે થોભીએ અને 'ન્યાયધીશ'નું સ્વરૂપદર્શન આલેખી લઇએ. વાદી-પ્રતિવાદી વચ્ચે પાડાખાર પડે અને ઉભય પક્ષના વકીલ-બેરિસ્ટરો, ભેજાને પકવી નાખતી તર્કસિદ્ધ દલીલોવડે પોતપોતાના પક્ષને, કાયદાના ફાવતા પ્રયોગે બળવાન બનાવવા મથે. "કુતરૂં તાણે ગામભણી અને શિયાળ તાણે સીમભણી"! આવો દેવાસુર સંગ્રામ જામે અને તેવા રકાસ ને રસાકસીભર્યા રોજરોજના સંગ્રામસૂરને મગજનું સમતોલપણું જાળવી લઇને સાંભળવા, વકીલોની દલીલો અને વાક્જાળ વચ્ચે દટાઇ ગએલી સત્ય વસ્તુસ્થિતિને, સારાસાર વિવેકશક્તિથી શોધી કહાડવી, અને દિવસોના મન્થનને અન્તે નર્યું નવનીત જ તારવી આપવારૂપ નિર્મળ ન્યાય તોળવો, તે ન્યાયાધીશી. વકીલો કહેવાનું કહી છૂટે-છૂટકારાનો તેઓ દમ ખેંચે, અને તેમનો મગજભાર હળવો થાય, ત્યારથી ન્યાયાધીશનો મગજ બોજો વધવા માંડે-તે ઠેઠ ન્યાયનો નિષ્કર્ષ નીકળતા સુધી. તેમના ફેંસલાઓના એકાદ દૃષ્ટાન્ત તરીકે પારસીઓના ઉદવાડાના આતશ બહેરામનો મુકદ્દમો મોજુદ છે. તેમનો ફેંસલો નામદાર પ્રિવિ કાઉન્સિલે પણ મંજુર રાખેલો છે! જુઓ Indian Law Reports.

આવા અહોનિરન્તરના માનસિક મનોવ્યાપારવાળો ન્યાયાધીશ, કયા ફાજલ સમયે, બીજાં શાં જનહિતકાર્યોમાં પ્રવૃત્ત રહી શકે ?

–છતાંય જ્યારે તેઓ જનતાના જીવનને ઉન્નત બનાવનારી સંગીન સેવા બજાવે, ત્યારે તો તેવા મહાપુરૂષ આગળ સહસા જ હૃદય ઢળી પડે.

મહાદેવ ગોવિંદ રાનડે ય ન્યાયાધીશ હતા; છતાં ચુસ્ત સંસારસુધારક હતા અને નામાંકિત દેશનેતા હતા: પોતે ન્યાયાધીશ જેવા ઉચ્ચ હોદ્દાધિકારી હતા, છતાં નરી સરળતાના જ પૂજક હતા: સાદાઈમાં જ એમનાં સૌજન્ય શોભી ઉઠતાં : એમની પરોપકારવૃત્તિમાં જ પ્રભુતા તરી આવતી: લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ પણ, ‘ સુધારક ’ નહિ, પરંતુ અધમ જીવોના ઉદ્ધારક; પોતે પુષ્ટિસૃષ્ટિના પરમ અનુયાયી હતા અને એ શુદ્ધાદ્વૈત સમ્પ્રદાયનાં, પ્રેમ, સ્વાર્પણ, એકાશ્રય અને ભક્તિયુક્ત સર્વોત્કૃષ્ટ તત્ત્વોનું રહસ્ય ને મહત્ત્વ, સ્વરચિત ગ્રંથોમાં તેઓએ એવું ઠાલવ્યું છે, કે જાણે રસના જ અમૃતઓઘ ! જે રસનાને એ દૈવી આસ્વાદમાં રસ પડ્યો, તે તેમાં જ તરબોળ બની રહે !

શ્રીવલ્લભચરિત્ર, શ્રીકૃષ્ણલીલામૃત, શ્રીબાલપ્રસંગસાર, શ્રી કામાખ્ય દોષવિવરણ, શ્રીમદ્વલ્લભાચાર્યજીનું વૃત્તાન્ત, શ્રીમદ્ વલ્લભાચાર્યજીકૃત તત્વદીપ નિબંધ વગેરે પુસ્તક પ્રસાદીનાં સર્જન, એ તેમની શાશ્વત સામ્પ્રદાયિકસેવા.

‘ આભડછેટ અને સૂતક, ’ ‘ શબ્દાર્થભેદ, ’ Giras Guarantee Hand Book, વાપ્સ ઓફ સાઇલેન્સનો ગૂર્જર અનુવાદ વગેરે પુસ્તકો અને વિવિધ નિબન્ધો ને ભાષણો; એમની સમાજ, રાજ્ય ને સાહિત્યસેવા.

આપણે જોયું, કે શ્રી૦ પારેખ, ન્યાયાધીશ હતા અને વિદ્વાન લેખક હતા; ઉપરાંત જ્ઞાતિ અને સમાજના સાચ્ચા સેવક પણ હતા, તે આપણે નીચેનાં સ્મરણોપરથી જોઇ શકશું:—

બાળલગ્ન, મરણ પછવાડેનાં રૂદનકૂટણ, લગ્નને અંગે થતાં અઢળક ખર્ચ, વધારે પડતા વરાવાજન, સિમંતનિમિત્તનાં નાતભોજન વગેરે રૂઢ રિવાજોમાં થવા ઘટતા આવશ્યક અને અનિવાર્ય સુધારા વિષે જ્ઞાતિને તેઓએ પયગમ્બરી સન્દેશા પાઠવ્યા હતા. વૈષ્ણવ પરિષદોમાં તેમજ સર્વધર્મસંમેલનમાં વાંચેલા અંગ્રેજી ગૂજરાતી નિબન્ધો પણ એટલા જ અસરકારક અને શ્રોતૃગણને ઉચ્ચ ભૂમિકાએ પહોંચાડનાર ગણાયા છે. "નેશનલ ઇંડિયન એસોસિએશન"ની સુરતની શાખાના તેઓ માનદ ખજાનચી હતા. છપ્પનીઆના કાળમુખા દુષ્કાળથી કોણ અનભિજ્ઞ હશે? દયાળુ દિલના એ દાનવીર તે પ્રસંગે અમદાવાદમાં ઉઘડેલા કૅટલ્ ફાર્મના માનદ સુપ્રિન્ટેન્ડન્ટ હતા: ગૂજરાત વૈશ્યસભાના આદ્ય ઉત્પાદકોમાંના આગળ પડતા પોતે પ્રણેતા હતા: એ જ સંસ્થા તરફથી પ્રકટ થતી "વૈશ્યપત્રિકા"ના આત્મારૂપ હતા. ડાકોરની 'ટેમ્પલ કમિટી'ના તેઓ ચેરમેન હતા. સન્ ૧૯૦૬ થી વૈષ્ણવ પરિષદનો થએલો શુભારમ્ભ લગભગ તેમના જ પ્રશસ્ત પ્રયાસને આભારી છે. એ પરિષદના માનદ મંત્રી અને સંયુક્ત ઉપપ્રમુખ પણ એ જ હતા, અને જ્ઞાતિના વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિનો અસામાન્ય લાભ અપનાર પેલી સવાલાખ રૂપિયાવાળી દામોદરદાસ શિષ્યવૃત્તિ મેળવવામાં પણ તેમનાં મન્થન ન્હાનાંસૂનાં નહતાં. તેઓ એની એડવાઇઝરી કમિટીના પણ સભ્ય હતા. એમની સેવાધગશનું જ્વલંત દૃષ્ટાંત જાણવું છે? પોતે હોદ્દાપરથી નિવૃત્ત થયા, અને નડીઆદના તેમના 'શ્રીકૃષ્ણભવન'માં નિવૃત્તિ નિવાસ સ્વીકારવાનાં મંગલ મુહૂર્તનો ડંકો વાગ્યો, ત્યારે અમદાવાદના શ્રીમંતો ને ધિમંતો, વકીલો ને બેરિસ્ટરો તથા બહોળી લાગવગ ધરાવનાર એ માનનીય મુરબ્બીને ચાહનાર વિશાળ જનતાએ

તેઓને માનપાનથી નવાજવા વાસ્તે ભારે તૈયારીઓ કરવા માંડી. શ્રી૦ પારેખે એ વાત જાણી; અને તેમણે સૌને સુણાવી દીધું, કે માનની મને અપેક્ષા નથી; એ સંતોષ તો 'ક્ષણિકમ્' છે: મને માન જ આપવું હોય, તો ફક્ત એક જ રીતે આપી શકાશે અને તે સંસ્થાપિત 'વૈશ્યસભા'ના પાયાને નાણાંની કાંકરેટથી મજબૂત બનાવીને. પૂજ્ય પારેખના માયાળુ મિત્રોએ એ પુણ્ય પડકારને તરત જ વધાવી લીધો. માન આપવાને આગલે દિવસે જ મિત્રોની મહેફીલ જામી. ભંડોળનાં ભરણાં ભરાયાં અને 'વૈશ્યસભા'ને ચરણે શ્રી૦ પારેખના માનનિમિત્તે પોણો લાખ રૂપિયા જેવી નાદર મૂડીની અંજલિ સમર્પણ થઇ! (તા૦ ૩૦મી માર્ચ, ૧૯૦૯).

એ વૈશ્યસભાનો જન્મ-ઇતિહાસ પણ જાણવાજોગ છે. કોઇ ધન્ય ક્ષણે વવાયલા બીજના સુન્દરતર ને સફળ ફણગા ફૂટે અને ક્રમે ક્રમે અંકુરમાંથી વૃક્ષસ્વરૂપે તે ફાલે ફળે, એ જ પ્રમાણે કોઇ વિરલ ચોઘડિએ, વૈશ્યસભા વાસ્તે વિચારબીજ વવાયું હતું.

સ્વ. લલ્લુભાઇ અમદાવાદની સ્મોલ કોઝ કોર્ટના જડ્જ હતા, તે અરસામાં અલ્હાબાદના ડિસ્ટ્રિક્ટ જડ્જ અને સંયુક્ત પ્રાંતોના પ્રખ્યાત સંસારસુધારક લાલા બૈજનાથ સ્વ૦ લાલશંકરભાઇને ત્યાં મહેમાન હતા. જ્ઞાતિએ તેઓ વૈશ્ય હોઇ, અમદાવાદના વૈશ્ય અગ્રણીઓને મળવાનું તેમણે મન બતાવ્યું. તેપરથી નિમંત્રણ થયાં. સ્વ૦ લલ્લુભાઇને જો કે સંસારસુધારકોની કાર્યશક્તિપર મોહ નહતો, છતાં મુલાકાત આપનારની ઇચ્છાને સન્માનવા ખાતર જ તેઓએ જામેલી મહેફીલમાં હાજરી આપી. તે પ્રસંગ eventful નિવડયો. વાતવાતમાંથી વિશિષ્ટ વિચારબીજ ઉત્પડયું અને અંકુરિત પણ થયું. ઉદારચિત્ત શેઠ મોતીલાલ હીરાભાઇ પણ ત્યાં હાજર હતા. તેમણે વૈશ્યજ્ઞાતિના વિદ્યાર્થીઓને અમદાવાદમાં રહેવા-જમવાની સગવડ સારૂ સંસ્થા સ્થાપવાનો વિચાર રજુ કર્યો. સુચ્યો વિચારમાત્ર જ નહિ; તેમણે સ્પષ્ટ કહયું, કે નિરાશ્રિત

વૈશ્ય બાળકો વાસ્તે અમદાવાદમાં જો આશ્રમ સ્થપાય, તો પોતે ભંડોળમાં દસહજાર રૂપિયા ભરશે.

સ્વ૦ લલ્લુભાઇએ મોતીલાલ શેઠની લહરીને વાયુની લહરી સાથે ભળી જવા ન દીધી, પણ ઝીલી લીધી અને ત્યાં જ તેઓએ તેમ જ તેમના કેટલાક મિત્રોએ મળીને ભંડોળ ભરણું શરૂ કર્યું: પરિણામે ૧૭ સત્તર હજારની રકમ એ સ્થળે જ જાહેર થઇ.

વાયુવેગે કામ આગળ વધ્યું. પોતે તેના માનદ મંત્રી તરીકે નિયત થયા. વૈશ્યસભાના ઉદ્દેશો રચાયા. સભા સરકારને દફતરે નોંધાઇ. સત્તરહજાર જેટલી નજીવી મૂડી છતાં શ્રી૦ પારેખે "શુભસ્ય શીઘ્રમ્" સૂત્રાનુસાર સંસ્થાના શ્રી ગણેશ પણ બેસાડયા. પાંચકુવા દરવાજા બહાર આપણી જ્ઞાતિના સ્વ. ચિમનલાલ કપુરચન્દનું મકાન છે, તે ભાડે રખાયું અને ત્યાં 'સભા'નું મંગળાચરણ મંડાયું. ઘણાય શંકાશિલ સજ્જનોના દિલમાં વસવસો વસતો, કે આટલી ટૂંકી મૂડીમાં સંસ્થા કેમ નભશે? શ્રીમાન્ પારેખનો પ્રત્યુત્તર એક જ હતો:—"સદ્કર્તવ્યો વાસ્તે દુનિયામાં દ્રવ્ય દેનારનો તોટો નથી; પરંતુ અંતઃકરણપૂર્વક કાર્ય કરનારની જ અછત છે; કામ કરનાર હશે તો બીજાં બધાં સાધન મળી આવશે." અને હવે 'વૈશ્યસભા'નો ઇતિહાસ બોલે છે કે શ્રી૦ લલ્લુભાઈની આ સાત્વિક છતાં અવિચળ આસ્થા ફલિત થઇ છે.

સન્ ૧૯૦૯ ના એપ્રીલની પહેલી તારીખથી પોતે ન્યાયાધીશીમાંથી નિવૃત્ત થયા અને પોતાને વતન, પોતાના જ 'શ્રીકૃષ્ણભવન'નાં પવિત્ર દ્વાર તેમણે ઉઘાડયાં.

પોતે 'વન'માં પ્રવેશ્યા હતા અને 'વાનપ્રસ્થ' થયા હતા; તથાપિ જનતા તો તેમના પુણ્યજીવનની સેવા લેવા સદૈવ રસપિપાસુ રહેતી. ચન્દનકાષ્ટને ઠેઠ ઘસાઇ જતા સૂધી કોણ છોડી દે છે? પ્રફુલ્લ ફૂલડાંની મંજુલ સુવાસ પૂરેપૂરી જ લેવાય છે ને? શ્રી. લલ્લુભાઇની શક્તિ અને સેવાભક્તિનોય પૂરેપૂરો કસ કહાડવામાં આવ્યો. તેઓ

નડીઆદ પણ પ્રવૃત્તિમય નિવૃત્તિ જ ભોગવી શકયા-નરી નિવૃત્તિ તો નહિ જ.

નડીઆદમાં શ્રીમદ્ અનિરૂદ્ધાચાર્યજીના નેતૃત્વ હેઠળ પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય તેમણે સ્થપાવ્યું. નડીઆદની, સનાતનધર્મ મહામંડળની શાખાના પ્રમુખનો હોદ્દો તેમણે સાચવ્યો–શોભાવ્યો; નડીઆદની 'થિયોસોફિકલ સોસાયટી' ના પણ તેઓ પ્રમુખ હતા.

સ્વભાવના સરલ, મનના મિલનસાર, હૃદયના રસિક, વૃત્તિએ દયાળુ; નીતિ, ન્યાય ને પરગજુપણું, એ તેમના જીવનનાં ઉમદા તત્વો હતાં.

શ્રીવલ્લભચરિત્રની દ્વિતીયાવૃત્તિના મુદ્રણકાર્યથી પરવારી, તેઓ શ્રીમદાચાર્યચરણની પુણ્યભૂમિમાં–ચમ્પારણ્યની યાત્રાએ ગયા. 'ત્યાં દર્શન કરી જગદીશ આદિ ધર્મતીર્થોમાં અટન કરી, ગયાજી ગયા.' અને ગયાજીમાં તેમનો સ્થૂળ દેહ લથડ્યો: શ્રી. પારેખ બીમાર પડ્યા. સારવાર સારૂ સ્વલ્પકાળ તેઓ કલકત્તા રહ્યા અને પછી મુંબઇ આવ્યા, અને મુંબઇ જ તેમના વૈકુંઠવાસ વાસ્તે નિર્માણ થયું હશે, એટલે 'પોતાના કુટુમ્બપરિવારની હાજરીમાં, બહુ જ શાંતિપૂર્વક, ભગવચ્ચરણારવિંદમાં તેઓએ સ્થિતિ કરી.' [ ચૈત્ર શુદ સાતમ, સંવત ૧૯૬૭ ].

**ઉપસંહાર:**—સાદાઇ અને સ્વચ્છતા; સુવ્યવસ્થિતપણું અને નિયમિતતા; સ્વમાન અને નિરભિમાનપણું; બાહ્યાંતર વિશુદ્ધિ-આચાર વિચારે એકરૂપતા, એ તેમના વિશિષ્ટ ગુણો હતા. કપડાં પહેરવામાંય ચોક્કસાઇ એટલી બધી કે અમુક મારકાનાં જ કપડાં ખરીદાય: અમુક સંખ્યામાં એકવડી અસ્ત્રી કરેલાં જ તે હોય; અસ્ત્રીની ખેળનો જરાએ ડાઘ હોવો ન જોઇએ. આંતરે દિવસે કપડાં બદલવાં જ જોઇએ. જમવામાં પણ તેટલી જ સુઘડતા. કુટુંબના આબાળવૃદ્ધ-સહ એકસાથે બેસી જમવાનો સામાન્ય નિયમ. ન્હાનામાં ન્હાના બાળકોના પાટલા પણ પોતાની બન્ને બાજુમાં નંખાતા; તેમાં પણ

રસિકતાઃ પાટલા, થાળી, વાડકા, ચમચા બધું દરેકનું જુદું જુદું: અને દરેકની ઉમ્મરને અનુરૂપ. તેમાં ગમે તેવું અને ગમે તે મૂકે તે ન ચાલે. પીરસવામાં પણ ક્રમ–નિયમ. પીરસણ બાળકોને પ્રથમ પીરસાય. પછી મોટેરાઓને. જમવાના પદાર્થો અને વાનીઓ બાબત પણ તેમજ. જમવાનો સમય પણ નિર્ણિત. સેવા પૂજા વખતે પણ ન્હાનાં બાળકો સેવા કરવા આવે તો તેમનો પણ વિધિપુરઃસર સત્કાર. સેવા કરવાનાં રેશમી અને કસબીકોરવાળાં પીતાંબર, ઝીણા રેશમી ઉપરણા અને પીળી ટોપીઓમાં માળાતિલક સાથે બાળકો પણ સેવા કરવા બેસતા.

પોતાના હોદ્દાનાં અત્યંત જવાબદાર કામોમાં, જાહેર સંસ્થાઓના વહીવટમાં, સાહિત્ય અને સંપ્રદાયની સેવામાં તથા દરેક મહત્વના કામમાં જે રસ અને જે Thoroughmen થી પોતે કામ કરે, તે જ રસ અને Thoroughmen થી કૌટુમ્બિક બાળકોના નિર્દોષ આનંદ અને રમતગમતોમાં પણ પોતે સહભાગી થાય. મિનિટે મિનિટ કિમતી ગણી તેનો બરાબર હિસાબ રાખનાર–સામાન્ય જનને નજીવી જણાતી આવી બાબતો માટે તેઓ વખત કેમ કાઢી શકતા, તેતો જેને અનુભવ હોય તે જ સમજે. ઉન્હાળાની રજાઓ એટલે બાળકોના આનંદની ઋતુ. મીજમાનો અને મિત્રોએ મળવાની sessions; પોતે કોઇ શીતળ ટેકરી ઉપર ઉનાળામાં એકાંતવાસ ભોગવવા કરતાં પોતાની અત્યંત વ્હાલી જન્મભૂમિમાં કુટુંબમંડળની વચમાં રહી લાંબી રજાઓ ભોગવવાનું વધારે પસંદ કરતા. તે સમયે આખું કુટુંબ ભેગું રહેતું. મિત્રો અને મીજમાનોનો પોતાને ત્યાં મેળો ભરાતો. મિત્ર અને કુટુંબવર્ગમાં કેરીગાળાનાં જમણ થતાં. રાતના સંગીત–વાર્તાઓ વગેરેના આનંદ અનુભવાતા. નડીઆદના તેમની જ્ઞાતિના યા બીજા કોમકોમના સંખ્યાબંધ શખ્સો કાયદા, વ્યવહાર વગેરે સંબંધી સલાહ અને મદદ માગવા આવતા. તે સર્વની હકીકત શાંતિપૂર્વક સાંભળી દરેકના મનનું સુંદર

રીતે સમાધાન કરતા. ખાતાના Honorary સલાહકારનું કામ પણ પોતાના paid appointment ની ફરજોના જેટલી જ પૂર્ણતાથી અને આનંદથી કરતા. સગળ 'લલ્લુભાઇ મુનસફ'નું નામ નડિયાદમાં નાનાં મ્હોટાં સહુને પરિચિત. તે સાથે અભ્યાસ પણ ચાલુ રહેતો. ખૂબી તો એ હતી કે પોતાની આસપાસ પાંચ સાત બાળકો નિર્દોષ રમતો રમતા હોય તેમની વચ્ચે પોતે ગંભીરમાં ગંભીર વિષય ઉપર જરાએ વ્યગ્રતા સિવાય કામ કરી શકતા. આ બધું જે જગતને મિથ્યા માને તેનાથી કેમ બને? તે તો જીવનને પ્રભુની પ્રસાદી–અણમોલ–અલભ્ય પ્રસાદી માનતા. તેમને મન તો વ્યવહાર પણ સેવારૂપ હતો. તેથી સદા હસમુખા અને આનંદમગ્ન રહેતા. કદીએ લાંબા વખત સુધી તેઓ વિષાદ–યુક્ત રહેતા નહિ. વિષાદ અને ક્લેશની છાયાઓ શ્રાવણની વાદળીઓ માફક તેમના ચિદાકાશ ઉપર લાંબો વખત ટકી રહેતી નહિ.

જેમ ઘરના બાળકો ઉપર પ્રીતિ, તેમજ બીજાનાં બાળકો ઉપર એટલી જ પ્રીતિ. દાખલા તરીકે દીવાળીના દિવસોમાં તેમની પોળમાં દારૂખાનાની લડાઇ થતી. ત્યારે તે ખાંચાના છોકરાઓના આ મુરબ્બી પોતે સાંજના જમ્યા બાદ ઓટલે ગાદી તકીઓ નાખી મોટેરાઓ વચ્ચે બેસતા અને વાર્તાવિનોદ કરતા. તે વખતે છોકરાઓ લડાઇની તૈયારીઓ કરતા. પોતાના સાધનનો અને વ્યૂહનો વિચાર કરતા. તેમાં પોતે રસપૂર્વક ભાગ લઇ સૂચના આપતા. જ્યારે વચમાં મોટેરાઓ આવી લડાઇને વખોડી કાઢતા ત્યારે પોતે બહુ જ ગંભીર મુદ્રાથી કહેતા કે ક્રીકેટ વગેરે વિદેશી રમતો રમવામાં discipline અને sporting spirit ની જરૂર છે તેના કરતાં વિશેષ જરૂર દારૂખાનાની લડાઇ જેવી ગંભીર રમત રમવામાં છે. આ લડાઇ જો fair play થી રમવામાં આવે તો રમનારાઓમાં ઘણી ઊંચી કાબેલીઅત આવે; તેની સાથે જીવન–યુદ્ધને અંગે જોઇતા સાહસ–બળને કેળવવાનો પણ પ્રસંગ મળે. આ જાતનું

સાહસ બળ ભયપ્રદ છતાં સાવધાનતાથી તાલીમબદ્ધ થયા વગર કેળવાતું નથી; તે સિવાય જ હાલના જુવાનો "હોલા ભડકણુ" અને નિર્માલ્ય બને છે. જે છોકરાઓ પાસે દારૂખાનું ન હોય અથવા ખૂટે તેને પોતે આપતા અને sporting spirit કેળવવા બહુ સુંદર રીતે સમજ આપતા. છોકરાંઓમાં એક જાતનું self-respect અને natural dignity આવી રીતે તે કેળવતા. તેઓ કહેતા કે આપણી જાત ત્યારે જ ખરી કે જે મેળવવામાં આપણે કાંઇ પણ નિન્દિત ક્રિયા કે સાધનનો ઉપયોગ કર્યો ન હોય. સામો પક્ષ વખાણે તેવા અનિન્દિત શૌર્યથી પ્રાપ્ત કરેલો વિજય તે જ માત્ર વિજય છે. જ્યારે આ લડાઇમાં કોઇને ઇજા થતી ત્યારે પોતે જાતે સારવાર કરવા ચૂકતા નહિ. અણસમજુ માબાપો વાગનાર છોકરાના ઉપર ગુસ્સે થાય તો તેમને વારતા અને તેમના મનનું સમાધાન કરતા. આથી બાળકો હમેશ તેમનો સહવાસ શોધતા. ઘરના બાળકોની સાથેના વિનોદમાં પણ ગમત સાથે જ્ઞાન આપતા. તેમના મોટા પુત્ર ગોકળદાસના પહેલા સંતાન કાંતિલાલ (બાબુભાઇ)ના જન્મથી કુટુંબમાં ઘણો હર્ષ થાય તે સ્વાભાવિક હતું. પોતાના મમતાળુ સ્વભાવ પ્રમાણે સાંજના વાળુ કર્યા પછી બાળ-વિનોદ સમયે બાબુ-ભાઇને પાંચ વર્ષની વયે અંગ્રેજીમાં બારીસ્ટરનું ભાષણ કરતાં શીખવાડતા! નાના બાળકના મીઠા પ્રલાપથી સહુને હાસ્ય ને વિનોદ થતાં. આજે પ્રભુકૃપાથી તે બીજ ફલિત થઇ ભાઇ કાંતિલાલ ખરેખરા બારીસ્ટર થયા છે અને હાઇકોર્ટમાં 'my Lord' કરીને શરૂઆત કરી છે.

આ ન્હાની ન્હાની જણાતી બાબતો એ દર્શાવે છે કે ચરિત્રનાયક મ્હોટા પદવીધારી નહોતા; કોન્ગ્રેસનાં પ્લેટફોર્મ ગજાવનાર ન્હોતા, પણ દુનીઆના ખરા little Greatman હતા. તેમનાં જીવન કિટ્સન લાઇટ જેટલાં પ્રકાશ અને ગંધવાળાં નહોતાં, પણ સ્નેહતૈલ-પૂર્ણ ગૃહપ્રદીપ જેવાં હતાં. આપણું આખું જીવન

ગૃહદીપની મદદથી ચાલે છે. ક્રિટ્સન લાઇટ તો ક્વચિત જ જરૂરનું નિવડે છે. નિત્યજીવનને જોઇતો ખોરાક આવાં જ જીવનો પૂરો પાડે છે. આવાં જીવન તે આપણી મોટી દોલત છે. હીરા ચળકે ઘણા, પણ તેનો ઉપયોગ ક્વચિત્ જ થાય; તેમ Humanityને તો હીરા હમેશ નથી જોઇતા. જોઇએ છે ખરા, પરન્તુ ક્વચિત; પણ હમેશ તો સર્વત્ર ચાલે તેવા ચલણી સિક્કા જોઇએ છે. જો હીરા ન હોય તો જગતનો વ્યવહાર બંધ પડે નહિ, પણ ચલણી સિક્કા ન હોય તો વ્યવહાર દુર્ઘટ થઇ પડે. આવી વ્યકિતઓ ચલણી સિક્કા જેવી છે.

તેઓ માનતા કે મનુષ્યની ખરી કિમ્મત તેની પોતાની લાયકાતથી થાય છે–નહિ કે તેની પરિસ્થિતિથી. રાજા થનાર માણસ મહાન છે એ કહેવું યથાર્થ નથી, તેમ ઝાડુ સાફ કરનાર માણસ અલ્પ છે તે કહેવું પણ યથાર્થ નથી.

It is not the nature of the work in which you are engaged that entitles you to the epithet of "great" or "small." It is the spirit in which you perform the task allotted to you by Providence that earns for you the title of real greatness or the opprobrium of pettiness. In that way the door-way, not only of goodness but, of real greatness is open to every one.

તેમને સોંપાયલાં સરકારી કામને સાંગોપાંગ પાર ઉતારવામાં તેઓ પોતાની ફરજ કેવી તન્મયતાથી અદા કરતા, તેનું એકાદ દૃષ્ટાંત ટપકાવીશું :—

ગાયકવાડ સરકારના તાબામાં સંખેડા પાંડુમેવાસના મેવાસી ઠાકોરનાં ન્હાનાં ન્હાનાં સંસ્થાનો છે. જ્યારે કર્નલ વોકરે એનો

બંદોબસ્ત કર્યો ત્યારે ત્યાંના ઠાકોરોને સરકારની બાંહેધરી ( Guarantee ) આપી આ સ્થળમાં શાંતિ સ્થાપી હતી. ગેરેન્ટી હોવા છતાં ગાયકવાડ અને ઠાકોરોને વખતોવખત તકરારો થતી અને તેનો નીકાલ ગેરેન્ટીની રૂઇએ સરકારે કરાવવાની ફરજ હોવાથી સરકાર Special Settlement Officer તથા ઠાકોરોનો કેસ રજુ કરવા British Girasia's Agent નીમતા. શ્રી. લલ્લુભાઇને સને ૧૮૯૦ ના અરસાથી સરકાર, જ્યારે જ્યારે આ તકરારો થતી ત્યારે British Girasia's Agent નીમતા. આ લોકોના કેઇસને પુષ્ટિ આપવા આખા વિષય ઉપર પ્રમાણભૂત ગ્રંથ Giras guarantee Hand Book તૈયાર કરી છપાવી. આ પુસ્તકનું સઘળું ખર્ચ પોતે જાતેજ કર્યું હતું. તેમના આ વિષયના જ્ઞાન સંબંધી વડોદરાના રેસીડેન્ટના સને ૧૯૦૭ના સરકારી રિપોર્ટના શબ્દો પૂરતા છે :—

I take this opportunity to place on record the great assistance received from Mr. Seddon and Mr. Lallubhai P. Parekh, who both took great pains to thoroughly investigate the intricate questions which British Guarantee to the guaranteed estates in the Baroda Territory, has given rise to Mr. Seddon's previous experience in Revenue & Settlement work and his subsequent special connection with these giras questions, and he was first Assistant to the Resident in 1903 up to the present time has made his opinion very valuable in connection with such matters. Mr. Lallubhai P. Parekh was formerly British

Girasia's Agent and his knowledge and experience of Giras matters is **exceptionally great.**

I would mention here that he represented the Girasias at the Conference held in 1895 and compiled a work entitled "Hand Book of Giras Guarantee." It would I consider be impossible to find two officers better qualified than Mr. Seddon, & Mr. Lallubhai to give an opinion on Giras questions & when it has happened occasionally in the recent Conference that their opinions have differed. I have found considerable difficulty to decide which of them is in the right.

હવે, તેમનું ધાર્મિક જીવન કેમ ઘડાયું તે આપણે જોઇએ:-

(૧) અનન્ય વૈષ્ણવતાવાળા માતપિતાથી જન્મ

(૨) વૈષ્ણવ-કુલાચાર

(૩) પાશ્ચાત્ય કેળવણી અને સ્વધર્મના સિદ્ધાંતો જાણવાની ઉત્કટ ઇચ્છા. પુષ્ટિમાર્ગીય સિદ્ધાંત ગ્રંથો અમુદ્રિત હોવાથી તથા તન્માર્ગીય જ્ઞાનવાળા શાસ્ત્રીઓના અભાવે મળેલી નિરાશા. સંસ્કૃત શિખવામાં પણ મળેલી નિરાશા. તેથી અંગ્રેજી સાહિત્ય મારફત ધર્મ-તત્વ જાણવાનો થએલો વિચાર; અમદાવાદમાં પ્રાર્થના-સમાજનો ઉદયકાળ, વિદ્વાનવર્ગમાં તે પ્રતિનો મોહ; પ્રારંભે પ્રાર્થનાસમાજમાં જોડાવું.

(૪) પ્રાર્થનાસમાજીઓના મૂર્તિપૂજકો પ્રત્યેના અયોગ્ય વર્તનથી ક્ષુબ્ધ થયેલી ન્યાયવૃત્તિએ તોડેલો તે સંબંધ (બનાવ એવો બન્યો હતો, કે એક ગૃહસ્થ ઠાકોરથી પીત્તળના લાલજી લાવીને

પોતાના ભાષણ દરમ્યાન પોતાનો દક્ષિણી જોડો કાઢી મૂર્તિને મારવા લાગ્યો અને કહેવા લાગ્યો કે, જો આ મૂર્તિમાં, પાસે ઉભા રહેલા મનુષ્ય માફક જીવ અથવા સત્વ હોય તો તરત મારો હાથ પકડે અથવા મને મારે; તે મૂર્તિ તેમ કરતી નથી માટે તેમાં સત્વ નથી. આવી fullacious દલીલ અને વર્તનથી પોતે ઘણા દિલગીર થયા. જો પ્રભુનો સાક્ષાત્કાર આવી undiluted બેવકૂફીથી થતો હોય તો શાસ્ત્રો દુશ્ચર તપશ્ચર્યા કરવા શું કામ પુકારી પુકારી સંબોધે ? )

( ૫ ) આ જ સમયમાં Theosophical સોસાયટીની સ્થાપના: તેમાં 'બ્રહ્મનિષ્ટ પંડિત' સ્વ. મણિલાલ નભુભાઇની સોબતથી જોડાયા. મણિભાઇની દોસ્તી છેક આમરણાંત રહી. એ મીઠી મૈત્રીના નાતાએ Theosophical Literature નો સુંદર અભ્યાસ થયો. તેની Fellowship પ્રાપ્ત થઇ અને આમરણાંત નડીઆદની Branchના પોતે પ્રમુખ રહ્યા. પણ પ્રભુની ગતિ ન્યારી છે. આ બે મિત્રોની મૈત્રી બ્રહ્મવિદ્યાએ જોડી, પણ એ બ્રહ્મવિદ્યાનાં સ્વરૂપ ન્યારાં નિવડ્યાં. એક શંકરના માયાવાદના પ્રખર આચાર્ય નિવડ્યા ત્યારે ઇતરે શ્રીમદ્‌વલ્લભાચાર્યજીના બ્રહ્મવાદનો વારસો ગુજરાતી સાહિત્ય અને ગુર્જરી પ્રજાને અર્પ્યો. આ સંબંધ બન્ને મિત્રોને ઘણો ઉપયોગી અને આનંદપ્રદ હતો.

( ૬ ) વીરમગામવાળા શ્રીમદ્ ગોસ્વામીશ્રી જયદેવલાલજી મહારાજ સાથે ધોળકા મુકામે સમાગમ થયો. ( સન ૧૮૯૦–૯૧ ) પુષ્ટિમાર્ગીય આચાર્યો સંબંધી ખુલ્લા દિલથી વરાળ કાઢવામાં આવી. મહારાજશ્રીની સત્યપ્રિય અને નિષ્પક્ષ ન્યાયબુદ્ધિથી ઉદ્‌ભવેલો પૂજ્યભાવ. ભક્તિમાર્ગના સિદ્ધાંતો અને સાહિત્ય જાણવાની થએલી શરૂઆત. શ્રીમદ્ ભાગવતનો અભ્યાસ.

(૭) ૧૮૯૩માં સંગીત અને સંસ્કૃતના અભ્યાસનો આરંભ. સંગીતનાં મૂળતત્વો જાણી લઇ તે અભ્યાસ મૂકી દીધો,

પણ સંસ્કૃતનો અભ્યાસ ચાલુ જ રહ્યો.

(૮) સને ૧૮૯૬માં અમદાવાદમાં ગોસ્વામીશ્રી નરસિંહલાલજી મહારાજની સાથે સમાગમ અને પુષ્ટિમાર્ગીય સાહિત્ય પ્રસિદ્ધ કરવાની વિજ્ઞપ્તિ.

(૯) સને ૧૯૦૧–૦૨માં પૂનામાં પ્રો. મગનલાલ ગણપતરામ શાસ્ત્રી એમ. એ. નો સમાગમ અને સાંપ્રદાયિક સાહિત્યના અભ્યાસને મળેલો વેગ.

(૧૦) સને ૧૯૦૩માં અમદાવાદ આવ્યા બાદ શ્રીમદાચાર્ય-ચરણનું જીવનચરિત્ર રચવાનો આરંભ: નડીઆદના વૈષ્ણવ–કુળ–મણિ શાસ્ત્રી મોહનલાલ કાશીરામનો સમાગમ અને આમરણાંત સોબત.

(૧૧) ગોસ્વામી બાળકોની સાથેનો ઉત્તરોત્તર અધિકાધિક સુન્દર સંબંધ વગેરે.

આવા શુદ્ધ સ્વધર્મનિષ્ટ પિતાના બન્ને કર્ત્તવ્યનિષ્ટ પુત્રો હાલ હયાત છે. જ્યેષ્ટ પુત્ર શ્રીમાન્ ગોકળદાસ પોતાને વતન–નડીઆદમાં ત્યાંની મ્યુનિસિપાલિટીના ઉપપ્રમુખ તેમજ ઓનરરી મેજીસ્ટ્રેટને હોદ્દે છે અને તેમના પુત્ર ચિ. કાન્તિલાલ મુંબઇ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ હોઇ હવે બેરિસ્ટર થએલા છે; બીજા પુત્ર શ્રીમાન્ મોતીલાલ બારૈયાસ્ટેટના દિવાનનો હોદ્દો દીપાવી રહ્યા છે.

**શ્વાસોચ્છ્વાસ-હવાતણી, જીવવા કાજ જરૂર;**
**સ્વધર્મના ત્યમ પોષણે ઝળકે જીવનનૂર.**

## શ્રી. છોટાલાલ કેશવલાલ શાહ

| જન્મ: | વૈકુંઠવાસ. |
| --- | --- |
| શ્રાવણ વદ ૧૦, સંવત્ ૧૯૩૬ | ભાદ્રપદ વદ એકાદસી, સંવત્ ૧૯૭૪ |

સંવત ૧૯૭૪માં સર્વભક્ષી કાળ ભયંકર 'ઇન્ફ્લ્યૂએંઝા'નું કલેવર લઇને અવતર્યો. કોઇ વિકરાળ રાક્ષસે તેનું નિર્દય ડાચું પહોળું કર્યું હોય અને તેમાં અસંખ્ય નિર્દોષ જીવો ફસાઇ પડે, તેમ 'ઇન્ફ્લ્યૂએંઝા'ના ચેપી રોગે અપાર જીવનના ભોગ લીધા. ઘણે ઘેર તાળાં વસાયાં. સંસારચોક સ્મશાનસૂનો બન્યો. દશે દિશાએ ધરતી ખાવા ધાય. સર્વત્ર સુનકાર! જ્યાં જુઓ ત્યાં કકળાટ અને કકળતી આંતરડીના કરુણ પોકારભર્યો જ હાહાકાર!

સ્વ. છોટાલાલ કેશવલાલ શાહ



અમદાવાદ

કોપથી લાલચોળ બનેલી અગ્નિની જીવલેણ જ્વાળાને, કવિઓ કાળજીભની ઉપમા આપે છે. એના ઝપાટામાં આવનાર સૌ કોઇ સ્વાહા થવાના; પછી તે પુણ્યવાન હોય, ગુણવાન હોય, કે ગમે તે હોય. કાળજીભ તો જીવનો કોળિયો કરી નાખવામાં જ રસ ધરાવે છે.

તે સાલમાં આપણને–આપણી જ્ઞાતિને–ઉપયોગી, એવા ઘણા જીવનદીપ હમેશને માટે હોલવાયા; એમાંના એક, તે આપણા છોટાલાલ કેશવલાલ શાહ.

તેમનું જન્મસ્થાન અમદાવાદ: નિવાસસ્થાન પણ અમદાવાદ: એકડો મોડાસાના દસાખડાયતાના બાવનગામનો.

શ્રીયુત કેશવલાલ હરજીવનદાસ તેમના પિતા થાય. કેશવલાલભાઇને બે દીકરા; મોટા છોટાલાલ અને ન્હાના નન્દલાલ.

છોટાલાલભાઇનો અભ્યાસ મેટ્રિક સુધીનો ; પણ અનુભવજ્ઞાન એમ્, એ. કરતાંય ચાર ચંદરવા ચડે. મેટ્રિકને મંદિર પહોંચ્યા પછી છોટાલાલભાઇ અમદાવાદની આર્યન સ્કૂલમાં શિક્ષક થયા; પરંતુ જ્ઞાતિના જ શિક્ષક થવાને સર્જાયલા એ સજ્જન, શાળાખાતામાં ઝાઝો સમય કેમ કહાડી શકે? શિક્ષકનો હોદ્દો ભોગવ્યે થોડી જ મુદત વીતી હશે અને એમના પિતા વૈકુંઠવાસી થયા; પરિણામે ગૃહકુટુમ્બમાં પોતે જ મોટેરા હોવાથી, સંસારભાર સાથે સ્વતંત્ર ધંધા વહેપારનું તંત્રયંત્ર ચલાવવાની ફરજ તેમને માથે આવી પડી.

'વ્યાપારે વસંતી લક્ષ્મી' એ સૂત્ર જુઠું નથી; તથાપિ વે'પાર ખેડતાં આવડે, તે જ એ સૂત્રસિદ્ધાન્તને સિદ્ધ કરી શકે. શ્રી. છોટાલાલને એ શક્તિ વરી હતી. તેમણે ખંત, ખમીર અને સાહસબળે વડિલોપાર્જિત ધંધાને વિકસાવ્યો–એટલું જ નહિ, પણ લક્ષ્મીદેવીને પૂરેપૂરાં પ્રસન્ન કર્યાં, અને એ રીતે મૂળની મૂડી–મિલકતમાં, અસાધારણ વધારો થયો: અમદાવાદની વે'પારી આલમમાં છોટાલાલભા-

ઇનું ચોક્કસ સ્થાન અંકિત થયું અને તે ઉપરાંત મુંબઇ અને નવ-સારી જેવાં સ્થળોમાં પણ વેપારદ્વાર ખુલ્લાં રાખવામાં તેઓ સફળતા પામ્યા.

એવા ઘણાય ધંધાર્થી દીઠા છે, જેઓ સ્વપ્નમાંય ધન્ધાની ધાલમેલ ને બોલાચાલી કરતા હોય છે. ચોવીસેય કલાક ધન્ધો, ધન્ધો ને ધન્ધોઃ ખાતાં પીતાં, હરતાં ફરતાં, બેસતાં ઉઠતાં, પ્રત્યેક પળે કેવળ ધન્ધાની જ ધગશ! સ્વ. છોટાલાલભાઇ એમાંના નહતા. તેઓ ધન્ધાર્થી હતા, પરન્તુ ધન્ધા પાછળ જ લટ્ટુ બનેલા નહતા. કમાવું અને કમાતાં કમાતાં જ કરમાઇ જવું, એ તેમનું લક્ષ્યબિન્દુ નહતુ. પોતાના કુટુમ્બ પોષણથી જ એમનો આત્મા સંતુષ્ટ નહતો થતો. કુટુમ્બ ઉપરાંત બહોળા કુટુમ્બરૂપ સ્વજ્ઞાતિના જ હિતમાં તેઓ પોતાનું હિત સમજતા—અને આ તેમનો ગ્રહણીય ગુણ હતો.

કાંકરિયાને કિનારે આવેલા રળિયામણા મણિનગરના અર્ધ માલિક શ્રીયુત છોટાલાલભાઇ, અમદાવાદ છાત્રાલયના આદ્ય મંત્રી હતા—જ્યારે છાત્રાલયનો તરતનો જન્મ થએલો; અને શ્રીમાન્ અમૃતલાલ હરગોવિન્દદાસ પરિખ તથા શ્રીયુત નરહરિભાઇ દ્વારકાદાસ પરિખ જેવા તેના માનદ મંત્રીઓ હતા, ત્યારે છોટાલાલભાઇએ પણ તેમાંના એક સહમંત્રી તરીકે ઉદાર સેવાફાળો આપ્યો હતો.

વારંવાર છાત્રાલયની મુલાકાત લેવી, છાત્રો પ્રત્યે દેખરેખ રાખવી, છાત્રાલયની ખીલવણી માટે ખંતપૂર્વક મચ્યા રહેવું, એ તેમની જાણે પ્રવૃત્તિ હતીઃ બીજા શબ્દોમાં કહું તો છોટાલાલ-ભાઇ છાત્રાલયના પ્રધાન આત્મારૂપ હતાઃ છોટાલાલભાઇનો જાતભોગ જેવોતેવો નહતો.

હવે તો છાત્રાલય સ્વતંત્ર મકાન ધરાવે છે, અને એ નરસિંહ મહેતાની વહેલ ચીલે ચડી ચૂકી છે; પરન્તુ છાત્રાલયને

જ્યારે ભાડાનું મકાન હતું અને પંદરસત્તર છાત્રોની જ્યારે શરૂઆત હતી, ત્યારે જ તેના નિભાવ–ટકાવ અને વિકાસ–વિસ્તાર માટે પૂરો પરસેવો પાડવાનો હોય; છોટાલાલભાઈએ તે સંજોગોમાં જ માનદ મંત્રી થવાનું બીડું ઝડપ્યું હતું અને બેધડક એમ કહી શકાય, કે તેઓ હાથમાં લીધેલા કાર્યને સંતોષપ્રદ રીતે પહોંચી વળ્યા હતા.

છાત્રાલયના પોતે માનદ મંત્રી હતા, એટલેથી જ એમની સેવાનો આંક આંકવાનો નથી. વૈકુંઠવાસી પિતાના સ્મરણાર્થે, છાત્રાલયને એક ઓરડી બન્ધાવી આપવા સારૂ છસો રૂપિયા જેવી સંગીન રકમ તેમણે બક્ષીસ કરી હતી; ઉપરાંત સાત રૂપિયાની તેઓ માસિક મદદ આપતા હતા અને છાત્રાલયના સ્વતંત્ર મકાન માટેની ચારેક વીઘાં જમીન, નામની જ કિંમતે કાયમને પટે સમર્પણ કરવામાં શેઠશ્રી માણેકલાલભાઇ જેટલી જ તેઓએ દર્શાવેલી ઉદારતા વિસ્મૃત થઇ શકે તેમ નથી.

છોટાલાલભાઇ, આપણા કેળવણીમંડળને પણ નહતા ભૂલ્યા. એકહજાર રૂપિયા ભરી તેઓ તેના પેટ્રન થયા હતા: સિવાય "ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી"ના, "ગૂજરાત વૈશ્યસભા"ના તેમજ અમદાવાદ બ્હેરાંમૂગાંની શાળાના તેઓ જીવનસભ્ય હતા. ગૂ. વ. સોસાયટીના મકાનભંડોળ ખાતે પણ તેમણે સારી રકમ ભરી હતી.

આ તો તેમની મુખ્ય અને નરી નજરે તરત તરી આવે એવી ગણતર સખાવતો; પરન્તુ ન્હાની ન્હાની સેવા મદદો અને પરોપકાર વૃત્તિભર તેમનાં પુણ્યદાન તો પુષ્કળ હતાં.

જન્મનાં પાંતરીસ વર્ષ એટલે ભરજુવાની. એટલા સ્વલ્પ જીવનમાં જ આયુષ્યની અવધી વીતે તે ખડાયતા જ્ઞાતિનું અધૂરૂં ભાગ્ય જ ગણાય. છોટાલાલભાઇ માટે ખડાયતા જ્ઞાતિ મગરૂર હતી

અને એટલી જ આશાભરી હતીઃ તે આશાનો સમુજ્જ્વલ સૂર્ય પૂર બ્હારમાં પ્રકાશ પ્રકટાવે, તે દરમિયાન તો, 'જેનો અહીં ખપ, તેનો ત્યાં ખપ' એ ઉખાણા પ્રમાણે ઇન્ફ્લ્યૂએંઝાનો કાળપંજો તેમનાપર પડયો અને જ્ઞાતિની મહત્વાકાંક્ષા મનમાં જ રહેવા પામી.

છતાં, જીવનના છેલ્લા શ્વાસપર્યંત પણ છોટાલાલભાઇ જ્ઞાતિહિતને હૈડે ધરાવી રહ્યા હતા, એતો, તેઓએ પોતાના 'વિલ'માં જ્ઞાતિના વિદ્યાર્થીઓ વાસ્તે પાંચહજાર રૂપિયા જેવી નાદર મૂડી અલગ કઢાવાના કરેલા ઉલ્લેખપરથી જ પ્રતીત થાય છે.

તેઓ સ્વભાવે ડરેલ હતા; સાહસિક પણ એટલા જ; માયાળુ અને મુત્સદ્દી પણ પક્કાઃ દયા, ક્ષમા અને શાંતિ, એ, તેમની ગંભીર મુખકાંતિપર અખંડ તરવરતા તેજોજ્જ્વલ સદ્દગુણ હતા.

'ઇન્ફ્લ્યુએંઝા'ની ઝપટથી પાંચેક દિવસની બીમારી ભોગવી, ભાદરવા માસની કૃષ્ણએકાદશીના પવિત્ર દિવસે, સંવત્ ૧૯૭૪માં તેઓ કૃષ્ણધામવાસી થયા. પછવાડે તેમના લઘુબન્ધુ નંદલાલભાઇ અને સ્વર્ગસ્થનો સુખી પુત્રપરિવાર એવો છે, કે જેમના વડે સ્વર્ગસ્થનું નામ, જ્ઞાતિના ઇતિહાસમાં અખંડ ઉજ્જ્વલ સ્વરૂપે કાયમ રહે, તેવાં સોનેરી સ્વપ્ન ભવિષ્યને પડદે, આપણે સંતોષપૂર્વક નિરખી શકીએ છીએ.

ફુલવાડીનાં ફુલડાં, ફોરે પરને કાજ;
એવા સજ્જનથી સદા, સોહે સકળ સમાજ.



# શ્રી. મોતીલાલ મૂળજીભાઈ પરિખ

| જન્મ | વૈકુંઠવાસ: |
| --- | --- |
| માગશર વદ ૮, સં. ૧૮૮૩ | શ્રાવણ શુદ ૧૦, સં. ૧૯૬૦. |

[ આ સદ્ગત્ સર્જન, કઠલાલવાળા શ્રીયુત શંકરલાલ દ્વારકાદાસ પરિખના દાદા થાય. તેમની જ કસાયલી કલમે લખાયલાં પ્રસ્તુત સંસ્મરણો નીચે આપ્યાં છે.—**પ્રકાશક** ]

**આ**જ બાવીસ-તેત્રીસ વર્ષ પૂર્વે, સીત્તેર વર્ષની પાકી ઉમ્મરે એક દેહત્યાગીના આલેખેલા જીવનપ્રસંગો વિષે સહજ પ્રશ્ન થાય, કે ભાઇ, એ જૂના જમાનાના માણસ વિષે આજ શું? તેના જવાબની જે વિધવિધ વિગતો મારા મન સાથે રમી રહી છે, તે અંહિ યથાર્થ મૂકવાની મારી શક્તિ નથી. છતાં એમના ડાહ્યા, વિવેકભર્યા જીવનમાંથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ—મનુષ્ય-જીવનના જીવનમંત્રો સહજ તરી આવે છે, તે દર્શાવવા યથાશક્તિ પ્રયત્ન કરીશ.

જગત્ ઉપર પ્રવર્તિ રહેલા વિજ્ઞાનના જમાનાને કારણે કહો, કે સાંપ્રત વિદેશી રાજનીતિના પ્રભાવે કરી પલટાતી જતી આર્થિક દશાને લીધે માનો—ગમે તેમ પણ—આજ આપણે આદર્શ આર્યજીવન જીવવું ભૂલી ગયા છીએ. પશ્ચિમવાસીઓના અનુકરણ-

વાદમાં પડી જઇ આપણે હાલ જે આધુનિક જીવન ગાળીએ છીએ, તેમાં અને એક જૂના જમાનાના સંસ્કારી જીવનમાં કેવો મોટો તફાવત પડી ગયો છે, તે વાચતાં, વિચારતાં કે તેનું મનન કરતાં મને પોતાને, મારા કોઇ કુટુમ્બીને કે હરકોઇ વાચકને કાંઇપણ લાભ થાય, એ હેતુથી એ જૂના જમાનાની વાતોમાં ઉતરવા હું પ્રેરાયો છું.

જેમને હું મારા ધર્મગુરૂ તરિકે માન્ય કરૂં તેવા કોઇ ગુરૂ પાસે મેં ધર્મજ્ઞાન પ્રાપ્ત કર્યું નથી. વણિક હોઇ ધર્મગુરૂ તો છે. ; પણ મેં નહિ કરેલા—કુળાચારે મારા વડીલોએ મારે માટે શ્રીમદ્ વલ્લભકુળ સંપ્રદાયના એક ધર્મગુરૂ પસંદ કરેલા. તેમણે મારો બ્રહ્મસંબન્ધ છેક બાલ્યાવસ્થામાં કરાવેલો. એ ગુરૂના ધર્મ ઉપદેશનો મારી અત્યારની જીંદગી સુધી મને એકપણ પ્રસંગ મળ્યો નથી. નથી તેમણે આપ્યો કે નથી મેં શોધ્યો. કદાપિ મેં પ્રસંગ શોધ્યો હોત તો મને સંદેહ છે કે મારા આચાર વિચાર ઉપર ભાગ્યે જ વિશેષ છાપ પડી હોત. છતાં હું છેલ્લાં આઠ દશ વર્ષથી માનસિક વાનપ્રસ્થાવસ્થા કેમ ભોગવી રહ્યો છું અને લોકસેવા કે દેશસેવા સિવાયની કોઇ પ્રવૃત્તિ કેમ ગમતી નથી ? કોઇ મંડળ કે મિત્રોના ધનથી લોકોને જ્ઞાનમાર્ગે દોરવા પુસ્તકો લાવું, શાળાઓ સ્થાપું અથવા વાવકૂવા કે જળાશયો સમરાવું કે તરસ્યા મુસાફરો માટે પાણીની પરબો મંડાવું અથવા મુસાફરો માટે ધર્મશાળાઓ બંધાવું: મારામાં આ આચાર, વિચાર કે સંસ્કાર ક્યાંથી ? કોઇ ધર્મગુરૂએ મને જ્ઞાનસાગરમાં ઝબકોળ્યો નથી. પણ, હા. એ માટે હું એક સન્તપુરૂષનો તો ઋણી ખરો જ, અને તે મહાત્મા ગાંધીજીનો—હું તેમને મારા રાજગુરૂ કે ધર્મગુરૂ કહું ; પણ તેઓ મારૂં કે કોઇનું ય ગુરૂપદ સ્વીકારે તેમ ક્યાં છે ? મહાત્માજી ભલે તેમ કહે—એ તો એ પરમ જ્ઞાનીનો શુદ્ધ ત્યાગ—વૈરાગ્ય છે. મહાત્માજીનો સહવાસ અને સમાગમ, તેમનાં ધર્મજ્ઞાન અને સદ્‌ઉપદેશ,

તેમનું નિર્મળ ચારિત્ર્ય અને પવિત્ર જીવન-એ બધાની મારા આચાર-વિચાર અને રહેણી ઉપર તત્કાળ કેમ અસર થઇ ? હમણાં હમણાં આ વિચાર મારા મનમાં રમ્યાં જ કરે છે અને ઉંડા ઉતરતાં લાગે છે કે ખેડખાતરવાળી જમીન ઉપર વરાપ ટાણે જોઇતો વરસાદ પડેથી જેમ પાક ખીલી નીકળે, તેમ આ દેહ પૂરા આર્યધર્મસંસ્કાર પામેલા એક અદ્ભુત જીવનકૃતિવાળા પુરૂષથી બંધાયલો છે અને ક્ષીણ થતું થતું પણ એ લોહી હજી આ શરીરમાં વહી રહ્યું છે. તે પુરૂષ-જેનું પિતૃઋણ અદા કરવા, અને જેના ચરણે આ લેખરૂપે સૂક્ષ્મ શ્રદ્ધાંજલિ અર્પવા આજ હું પ્રેરાયો છું, તેમનો જન્મ સંવત્ ૧૮૮૩ના માગશર વદ ૮ ના રોજ કઠલાલના વીશા ખડાયતા વાણીઆમાં 'પટવા' કૂળના નામે ઓળખાતા મૂળજી જીવણદાસને ઘેર થયો હતો.

તેમના જન્મ વખતે કુટુમ્બનો વેપાર નાણાંની ધીરધારનો હતો અને નાના ગામને છાજે તેવી ટૂંકી મૂડીની શરાફી પેઢી ચાલતી-બાબાશાહી, શફાઇ અને કલદારના વટાવ ઉપરાંત જતી આવતી વણઝારાની પોઠો સાથેની લેવડદેવડમાં ઠીક કમાણી હતી. નાણાવટીનો ચોખ્ખો-ૠજુ વેપાર, નામાના કીટ, અને બુદ્ધિના ઝીણા-એવા કેટલાક અનુકૂળ સંજોગોને લઇ નાત અને ગામની પટલાઇમાં વડીલો મુખ્ય ભાગ લેતા. આવા કાંઇક આગેવાન ગણાતા કુટુમ્બમાં મોતીલાલનો જન્મ થયો હતો.

કર્યાં કર્મનાં ફળ ભોગવવાં જ પડે. એ કેમ અને ક્યારે, એ કુદરતની કળાને કોઇ કળી શક્યું નથી. આમ 'મૂળજી જીવણ'ની પેઢીના પૂણ્યપાપના સરવૈયે ખાદ આવી ! અને ઓચિન્તી આફતરૂપે તે પ્રકટી નીકળી. કોઇ વણઝારાને નાની રકમની અમદાવાદના 'મયા દયા'ની પેઢી ઉપરની હુંડી આપી. મયારામ દયારામની પેઢી માણેકચોકમાં પેસતાં ડાબા હાથ ઉપર આજ જયાં લગભગ પહેલી જ શરાફી પેઢી બેસે છે, તે દુકાનમાં બેસતી. છપ્પનમાં

મીલોના શેરોની મંદીનો ધોકો લાગવાથી એ પેઢીને, પોતાની સદ્ધર સ્થિતિ છતાં સોસવું પડ્યું. ત્યારથી એ પેઢીના શેઠ પૂંજાભાઈને માથે દુઃખનાં ઝાડ ઉગ્યાં. અનેક ધર્મસંકટોમાં પણ એ જૂના જમાનાના અને વિચારના પુરૂષનો દૃઢ ટેક હતો કે : મારા લેણદારોને સોળેસોળ આની અને તે ઉપર કાંઇક વ્યાજ આપીને મરૂં–માત્ર એ સાચી ટેકની ભક્તિના રાગમાં જ એઓ પોતાનું દુઃખમય જીવન જીવી શકયા. તેઓ કબીરપંથી હોઇ, ખાડીઆમાં આવેલા કબીરપંથીના મંદિરની ગાદીને વંદન કરવા દરરોજ સંધ્યાકાળ પછી નીકળતા. બારઆની ચૂકવાઇ ત્યાંસુધી દિવસે ઘર બહાર નીકળ્યા નહિ કે જીવનપર્યન્ત સાંકડીશેરીનું નાકું વટાવી માણેકચોકની ભૂમિ ઉપર ફરી પગ મૂકયો નહિ. પોતાની આંટની એ કીમત અને કદર, તેને માટે હૃદયની સચોટ લાગણી કે ધા અને લાજ કે મર્યાદા આજ કયાં છે ?

હું મારા દાદાના જીવનપ્રવાહમાંથી 'મયાદયા' ની પેઢીના ઇતિહાસમાં ઉતર્યો. પણ આ ટૂંક પ્રાસંગિક નોંધમાં રહેલી નૈતિક ભાવનાની મારા મન ઉપર જે છાપ પડેલી, તે દર્શાવવા પૂરતો જ હું તે અંહિ આપવા લોભાયો છું. હવે મૂળ વાત ઉપર આવું. વણઝારાને આપેલી એ નાની રકમની હુંડીમાં કાંઇક દગો રમાયો. નાની રકમ મોટી કરી દેવામાં આવી. ગામડાની સાધારણ નાણાવટીની દુકાન, આવી મોટી રકમની હુંડીના સોદામાં કેમ ઉતરી હશે એવો સંદેહ પડવા છતાં પેઢીની સદ્ધર આંટ અને સાચો વહેવાર, એટલે હુંડી ખડી તો રખાય જ કેમ ? હુંડી સીકરાઇ અને પરિણામે કડલાલની મૂળજી જીવણની પેઢીના દુઃખના દહાડા આવ્યા. અમદાવાદવાળા ખબર કહેવા, તપાસ કરવા અને આવા મોટા જોખમમાં ન ઉતરવાની સહેજ સલાહ આપવા મુદ્દામ કડલાલ આવ્યા. હુંડીનો ભેદ ખુલ્લો થયો. ઘણી તજવીજ છતાં પત્તો લાગ્યો નહિ. તે સાથે ચાલતો વહીવટ અટકી પડયો અને

લહેણું વસુલ કરી, દેવું અદા કરવાની વડીલોને માથે માડી ફરજ આવી પડી.

પોતાની છેક બાલ્યાવસ્થા પસાર થતાં તે સમયે મળતું સામાન્ય અક્ષરજ્ઞાન પ્રાપ્ત કરી પોતાના વડીલોની પાસે વ્યાવહારિક જ્ઞાનથી મોતીલાલે તાલીમ લીધી હતી. તે કાળમાં ભણતર ભણુ-નારાઓ માટે લગભગ પ્રત્યેક વર્ષે બદલાતી આવૃત્તિઓવાળાં પાઠ્યપુસ્તકો નહોતાં, કે અક્ષરમરોડ માટે 'દસ્કત શિક્ષક' કે 'પટેલ'ની કોપીબૂકો નહોતી; અથવા ફૂટપટી, કંપાસબોક્સ્ કે ડ્રોઇંગના રંગની પેટીઓ કે પીંછીઓ નહોતી. ત્યારે જો કોઇપણ ચોપડી મારા દાદાનું 'Encyclopidia' હોય તો તે માત્ર સંવત્ ૧૯૦૫ માં મુંબઇમાં બહાર પડેલી અને શિલાલેખથી છાપેલી, 'અગની હોતરી વીઠલ શખારામ'ની 'શંનશાર ચોપડી' હોય તેવું અનુમાન થાય છે. આ ચોપડી ખરીદ્યાનો પોતાના હસ્તાક્ષરનો તે ઉપર ઉલ્લેખ છે.

દુકાનના અંગનું કામકાજ કમી થએલું, તેથી અથવા કદાપિ મૂળથી જ દસ્તાવેજ લખવાનો વહીવટ હોય તેથી-ગમે તેમ પણ-કડલાલના જૂના દસ્તાવેજો મોટે ભાગે મારા વડીલોના હાથના લખેલા નીકળે છે. ગોળ મરોડ, પાકા અક્ષર અને શુદ્ધ લખાણનો વારસો ચોથી પેઢી સુધી તો ઊતરી આવ્યો છે. મૂળજી જીવણ-દાસના એકેએક વારસનો અક્ષરમરોડ હજુ પણ જળવાઇ રહ્યો છે-તે એટલે સુધી કે મોતીલાલના સૌથી નાના દીકરાને વિલાયત ગયે આજ ચોત્રીસ વર્ષ થયાં, અને ગુજરાતી લખવા વાચવાનો મહાવરો છૂટી ગએલો છતાં, હજી તેમનું શુદ્ધ ગુજરાતી, સ્પષ્ટ લખાણ અને અક્ષરમરોડ તેનો તે છે. ઉમ્મરલાયક થતાં મોતીલાલે વડીલોની દેખરેખ નીચે દુકાનનો પાછલો વહીવટ સંભાળી લીધો અને સાથે સાથે દસ્તાવેજોના લખાણની તાલીમ

લેતા રહ્યા. પણ એ કામો ઉછરતા જુવાનની મહત્વાકાંક્ષાને પોષવા અપૂર્ણ લાગ્યાં. પોતાની તેમજ વડીલોની ઇચ્છા મોતીલાલને કોઇ ધંધામાં જોડી દેવાની હતી. ચાલતા ચલણમાં વડીલોએ કપડવણજ, નડીઆદ અને અમદાવાદ સારા સંબન્ધો બાંધ્યા હતા અને તે સંબન્ધ ઠીક સચવાઇ રહ્યા હતા. મૂળજીભાઇને માથે આવી પડેલી આફત માટે સૌને ચિન્તા અને લાગણી થતી. તેમ 'મોતી' મોટી ઉમ્મરનો થયો છતાં ઠેકાણે પડયો નથી એ વાતની એ સંબન્ધીઓ કાળજી કરતા. એ અરસામાં એટલે આશરે સંવત ૧૯૦૬ ની સાલમાં 'કાલિદાસ બાપા' ઉન્હાળાની રજાઓમાં ઘેર —કપડવણજ—આવેલા, તેઓ કઠલાલ મળવા આવ્યા, ત્યારે 'મોતી'ના કામકાજની આવડત અને ભાવિની ચર્ચા થઇ અને એ મસલતના પરિણામે એમ ઠર્યું કે 'મોતી'એ 'કાલિદાસ બાપા' સાથે ધોધા જવું.

'કાલિદાસ બાપા'—'મહેતા' કૂળને નામે ઓળખાતા કપડવણજના એક જૂના ખાનદાન કુટુમ્બના સુપુત્ર હતા. કપડ-વણજ તાલુકાની આસપાસના દેશી રાજરજવાડાઓમાં મહેતા કુટુમ્બની સારી લેવડદેવડ હતી અને તેથી તેઓ બારે માન મરતબો ધરાવતા હતા. બ્રિટિશ રાજ્ય સ્થપાયું તે સમયમાં આવાં ખાનદાન કુટુમ્બોમાંથી હોંશિયાર અને ચાલાક ગૃહસ્થોને પસંદ કરી તેમની યોગ્યતા મુજબ નાના મોટા અધિકાર આપી, રાજઅમલમાં જોડી, તેમની મારફત રાજકારભાર ચલાવવામાં આવતો. એ વહીવટને અનુસરી કાલિદાસભાઇની સદર અમીન તરીકે પસંદગી થએલી, ત્યારે નહોતા આટલા કાયદા કાનુન કે નહોતી વિવિધ પરીક્ષાઓ; કે નહોતું આધુનિક શિક્ષણ કે જેના પુણ્ય પ્રતાપે (?) પચાસ રૂપીઆની સરકારી નોકરી માટે એમ. એ, એલએલ. બી. અને બી. એ. ના સમુદાયમાંથી બસો ત્રણસો જણ પોતાનું અહોભાગ્ય

અજમાવવા તલપાપડ થતા હોય ! કાલિદાસભાઇ સમાજમાં ‘ કાલિદાસ બાપા ’ના ઉપનામથી સંબોધાતા હશે કે કેમ તેની તો ખબર નથી, પણ અમારા અને તેમના કુટુમ્બમાં હજી પણ તેમનો પ્રસંગ નીકળતાં ‘ કાલિદાસ બાપા ’ના નામથી વાત થાય છે. કાલિદાસભાઇ મારા દાદાને ઘોઘા લઇ ગયા–પોતાની પાસે રાખી દીવાની કચેરીની કેટલીક વહીવટી તાલીમ આપી. બાદ અંગ્રેજી કારકુન તરીકે કચેરીમાં દાખલ કર્યા. ટૂંક મુદતમાં કાલિદાસભાઇની ધોળકા બદલી થઇ. એટલે તેમની સાથે તેઓ ધોળકા આવ્યા. આ બધોય સમય મારા દાદા કાલિદાસભાઇને ઘેર રહેતા. અંગ્રેજી રાજનો અમલ જેમ જેમ ઠારે પડતો ગયો તેમ તેમ ધારાધોરણ અને કાયદા કાનુનો દાખલ થયાં. કાલિદાસભાઇ ધોળકા આવ્યા બાદ તરત જ સદર દીવાની અદાલત જેને હાલ હાઇકોર્ટ કહેવામાં આવે છે તેના વડા જડજે સરકયૂલર કાઢ્યો કે સઘળા સદર અમીનો–સબજડજોએ મુંબઇ આવી અમુક સમયમાં પરીક્ષા પસાર કરી જવી. કાલિદાસભાઇ સહેજ મૂંઝાયા. ઘેર આવી વાત કરી. મારા દાદાએ કહ્યું કે એમાં શું ? મેં હાલમાં તાજો અભ્યાસ કર્યો છે અને હું આપની પાસે જ રહું છું તેથી ચાલુ વહીવટમાં હરકત નહિ આવે, એવું સાહેબને સમજાવીશું. એકવાર ત્યાં ચાલો, પછી પરમાત્મા જે બુદ્ધિ સુઝાડશે તે પ્રમાણે વર્તિશું. આમ સંકેત ગોઠવી મારા દાતા અને કાલિદાસભાઇ–બન્ને–એ સરકયૂલરને માન આપી મુંબઇ ગયા. ઇલાકાના બીજા સદર અમીનોમાં એએ સૌથી પહેલાં પહોંચી ગયા. થોડાંક ફળફળાદિ લઇ પ્રથમ સાહેબને બંગલે મળવા ગયા. સાહેબ ફરવા ગયા હતા. દરમિયાન મડમ સાહેબે તેમનો સત્કાર કર્યો. બેસાડયા ; અને વાતચીતમાં ઉતર્યાં. આ બન્ને ગૃહસ્થોએ એ ભલાં બાઇસાહેબને મુંબઇ આવવાનું કારણ અને કાલિદાસભાઇને નોકરીમાં કાણે અને કેમ રાખેલા, એઓની ગૃહસ્થાઇ, ખાનદાની, કામકાજનો અનુભવ અને આખરે

સરક્યૂલરની વાત કરી. મડમ સાહેબને લાગ્યું કે આવા-લીંબુનું પાણી સદ્‌ગૃહસ્થો-જેઓ રાજને મદદરૂપ થઇ પડયા છે તેમની પરીક્ષા શી ? બાઇના હૃદય ઉપર પડેલી ઉંડી છાપે જડજ સાહેબના મન ઉપર ભારે અસર કરી અને 'કાલિદાસ બાપા' પરીક્ષાની લપમાંથી છૂટયા, એટલું જ નહિ પણ એ મડમ સાહેબ અને તેમની મારફતે થએલા જડજ સાહેબ સાથેના પરિચયે મારા દાદાની જન્મારાની ભાવટ ભાગી. તેમની તીવ્ર બુદ્ધિ, યુવાન ઉમ્મર અને કાયદાનું તાજું જ્ઞાન-એથી વાતચીતમાં સાહેબ ઉપર સારી છાપ પડી. તેઓ સાહેબે તેમને વકીલ થવાની સલાહ આપી. થોડોક વધારે અભ્યાસ કરીને પરીક્ષામાં બેસજો, તમને સણંદ આપીશું, એવું વચન મળ્યું. આથી મારા દાદાને ઘણું પ્રોત્સાહન મળ્યું. 'કાલિદાસ બાપા' તથા મારા દાદા કેટલાક દિવસ મુંબઇમાં ગાળી, ઘેર-એટલે પાછા ધોળકા આવ્યા. કાલિદાસભાઇનું કામ નિયમીત હારે પડયું. મારા દાદાએ વકીલની પરીક્ષા માટે જરૂર પડતો અભ્યાસ ચીવટથી શરૂ કર્યો અને ટૂંક સમયમાં મુંબઇ જઇ પરીક્ષા આપી અને બેઅમે સદર દીવાની અદાલતની સન ૧૮૫૨ની તા. ૭ મી એપ્રીલને દિને, અમદાવાદ જીલ્લાની સણંદ મેળવી.

વકીલ થઇ મુરબ્બી કાલિદાસભાઇની સલાહથી તેમણે ધંધુકામાં પોતાનું પ્રારબ્ધ અજમાવ્યું અને લગભગ સંવત્ ૧૯૩૫-૩૬ સુધી એટલે પચીસ-છવીસ વર્ષ એકનિષ્ઠાથી પ્રામાણિકપણે વકીલાત કરી આપબળથી માનપ્રતિષ્ઠા સાથે ધન સંપાદન કર્યું. વકીલાતના ધંધામાં બેત્રણ મોટાં કામો તેમને હાથ ચઢેલાં. ભીમનાથની ગાદીના વારસા માટે એક મોટો કેસ ઊભો થએલો અને તેમણે મહંત મજરાજગરજી ઇશ્વરગરજીને આખરે ગાદી અપાવેલી-એ કેસમાં તેમને ઘણી સારી રકમ મળેલી-'શેઠ બલુભાઇ બહાદર' નામે એક શાહુકારનો કેસ લગભગ દશ વર્ષ સુધી લઢેલા-અને

તેમાં જશ મળવા સાથે ધનપ્રાપ્તિ ઠીક થઇ હતી અને કાંઇક વિશેષ કમાણી સ્થાનિક સરકારી વકીલ તરીકે તાલુકાદારી સેટલમેન્ટ ઓફીસર પાસે ચાલેલા કામોમાંથી થએલી. 'તાલુકદારી એકટ' થવાથી તાલુકદારો અને નાનામોટા રજવાડા પાસેના શાહુકારોના લહેણાના હક્ક સાબીત કરવાની જરૂર પડેલી. તે કામમાં......સાહેબ (નામ યાદ નથી આવતું)ની સ્વારી લગભગ ચાર મહિના સુધી ધંધુકા મૂકામે રહી હતી અને સબજડજ તરીકે સ્વ. રા. બ. લાલશંકર ઉમિયાશંકરની ખાસ ભલામણથી તે કામો ખાતે તેમની ખાસ નીમનોક થઇ અને તાલુકદારોના દેવા લહેણાના ફેંસલા ચૂકાયા. એ કામમાં સરકાર તરફથી તેમણે કરેલા કામની સારી રકમ......સાહેબે ઘણી ખુશીથી મંજુર કરેલી. તેમના વખતમાં ધંધુકા ખાતે થઇ ગએલા સબજડજો પૈકી રા૦ બ૦ લાલશંકર ઉમિયાશંકર અને મુનશી હરદેરામ અનુપરામ સાથે ગાઢ સંબન્ધ બંધાએલો. હરદેરામભાઇ ઉમરેઠથી રીટાયર થઇ ડાકોરના શ્રી રણછોડજીના મંદિરના વહીવટદાર નીમાએલા ત્યાંથી પ્રસંગોપાત અમદાવાદ આવતા–જતા–એ ખૂબ ગુલાબી પુરૂષની આછી સ્મૃતિ આજ પણ લેખકના હૃદયમાં ચિત્રાએલી છે અને રાવબહાદુર લાલશંકરભાઇએ તો જીવનપર્યન્ત કૌટુમ્બિક ભાવથી નાતો જાળવી રાખેલો. લાલશંકરભાઇ સાથેના પરિચયનો પાયો કેમ, ક્યારે અને શી રીતે નંખાયો, તેનો ટૂંક પ્રસંગ મને કહેવામાં આવેલો. લાલશંકરભાઇ ધંધુકામાં સબજડજ નીમાયાની ખબર જાહેર થઇ ચુકી હતી, અને એક બે દિવસમાં ચાર્જ લેવા આવશે એવી ધારણા રખાતી હતી. એક સ્હવારે લગભગ નવ સાડાનવ વાગે, ભરાવદાર ચહેરા ઉપર ટૂંકી આછી મૂછોવાળા એક ઠીંગણા કદના પ્રતિભાશાળી યુવાન મારા દાદાના દિવાનખાનામાં પેસતાં જ જાજમના છેડા ઉપર લપ લઇ બેસી ગયા. એક હાથમાં કંતાનનું પાકીટ અને બીજા હાથમાં વાંસના હાથાની ભારે વજનદાર છત્રી

અને નેતરની જાડી–માથે ગઠ્ઠાવાળી લાકડી–હતી. બાજુમાં પાકીટ અને છત્રી–લાકડી મૂકયાં. પંચીઊ અને પહેરણ પહેર્યાં હતાં, માથે મોટી પાઘડી અને ખેસનો છેડો બગલમાંથી છાતી ઉપર થઇ ખભે નાંખેલો હતો. મારા દાદાએ આવનાર મ્હેમાનને પૂછયું કે: ભાઇ, કયાંથી આવ્યા? તેના જવાબમાં પહેરણના પડખાના ગજવામાંથી તરત જ એક કાગળ કાઢી તેમના હાથમાં મૂકયો. અમદાવાદથી ઉમેદભાઇ વકીલનો ભલામણનો કાગળ વાચતાં જ માલૂમ પડયું કે તેઓ તો નવા સબજડજ સાહેબ લાલશંકરભાઇ હતા. મારા દાદા તકીએથી ઉઠીને તેઓ સાહેબને યોગ્ય માન આપી સત્કાર કરવા ગયા. પણ સાદા અને નિરભિમાની લાલશંકરભાઇ એ સ્વીકારે તેમ કયાં હતું? રાણપુર સુધી ગાડી ચાલુ થઇ હતી. ત્યાંથી ઘોડાના ટપ્પામાં ધંધુકા જવાનું. ટપ્પાવાળા મુસાફરોને દરવાજે ઉતારતા. લાલશંકરભાઇ ટપ્પામાંથી ઉતરી મજુરને બોલાવ્યા વગર પાકીટ હાથમાં લટકતું પકડી, 'મોતીભાઇ વકીલ'નું ઘર શોધતા મારા દાદાને ઘેર આવી પહોંચ્યા. આજ સબજડજ સાહેબ કે વકીલ સાહેબ તો શું, પણ વકીલનો ગુમાસ્તો મજુર વિના ચલાવે કે? ના, કેમકે તેના મગજમાં 'પોઝીશન'નો કીડો પેદા થયો છે. આજ તો વકીલ સાહેબનો ગુમાસ્તો પણ કેસના કાગળો, પાણીનો પ્યાલો, નાનો હાથરૂમાલ, વાળ હોળવાનો કાંસકો અને નાનો આયનો એટલા વજન સાથેની નાની ચામડાની હેન્ડ–બૅગ ઉપાડતાં શરમાય અને પાછળ ચાલતા ગામડીઆ અસીલ પાસે શેફ કરી ઉપડાવે! મારા દાદાની વકીલાતના વૈભવમાં દિવાનખાનામાં જાજમ અને એક નાની ઇસ્કોતરી અને એક બે ગોળ તકીઓ હતાં. જેમ સબજડજ સાહેબ પંચીઆ અને પહેરણભેર ગામમાં દાખલ થયા અને જાતે પાકીટ ઉંચકી ઘર પૂછતા, મારા દાદાનું ઘર ખોળતા, જવામાં ખમચાયા કે શરમાયા નહિ, તેમ મારા દાદાએ માત્ર દશ અંગરખાં ઉપર વકીલાતનાં પચીસ છવીસ વર્ષ ગાળ્યાં

અને જે પ્રતિષ્ઠા અને ધનનો વારસો મૂકી ગયા છે, તેમાં હજી ત્રીજી પેઢીના દહાડા નીકળે છે. આજ જમાનો એ આવ્યો છે કે એવી સાદાઇ કૃપણતાની પરાકાષ્ટા મનાય!

ઘેર કાંઇ ખાસ ધીકતું કામકાજ હતું નહિ, એટલે “મોતીભાઇ” વકીલ થઇ ધંધુકા ગયા. તેમની પાછળ પાછળ તેમના નાનાભાઇ હીરાચંદને વડીલે ધંધુકા મોકલ્યા. ઘેર અને બહાર આજ સુધી ‘મોતી’ના નામથી સંબોધાતા—મારા દાદાને—વકીલની પદવી સાથે સૌ કોઇ મોતીભાઇ કહેવા લાગ્યા. મોતીભાઇને બીજા બે ભાઇ હતા. હીરાચંદ અને ઇશ્વરદાસ. હીરાચંદ ધંધુકા રહ્યા, પણ વકીલ થવા પૂરતો તેમનો જીવ અભ્યાસમાં ચોંટયો નહિ. તેઓએ કેટલાક સમય બાદ કઠલાલ પાછા આવી આખી જીંદગી કાપડના ધંધામાં કાઢી. તેમણે કઠલાલ–ભાનેરના એકડાના વહીવટની લગામ પોતાના હાથમાં લીધી હતી અને બુદ્ધિની ઝીણવટ, સમયસૂચકતા અને જે કાર્યદક્ષતાથી નાતપટલાઇ કરી ગયા, એ તેમની કારકીર્દિ દષ્ટાન્તરૂપ છે, એમ કહેવામાં કાંઇ અતિશયોક્તિ નથી. ઇશ્વરદાસે તો ચીવટથી અભ્યાસ કર્યો અને ખેડાજીલ્લાના સણંદ મેળવી. તેમણે કપડવણજની કોર્ટમાં વકીલાત કરેલી. કુટુમ્બના એ બીજા વકીલ પાકયા. તેઓ સંસારના લ્હાવા લેવા લાંબુ જીવ્યા નહિ. ટૂંક આયુષ્ય ભોગવી દેવલોક પામ્યા. મોતીભાઇના વકીલ થવાથી કુટુમ્બના ધંધાનું વલણ બદલાયું. ભાઇઓ કે છોકરાઓ, સૌની વકીલ થવાની આકાંક્ષા થઇ અને તે મોટે ભાગે પાર ઉતરી, એમ કહેવાય. મોતીભાઇને ત્રણ દીકરા—કેશવલાલ, દ્વારકાદાસ અને જેઠાલાલ. એ ત્રણે વકીલાતે વળગ્યા. સ્વ. કેશવલાલભાઇ અમદાવાદ ડિસ્ટ્રીકટ કોર્ટના વકીલ થયા અને એક પ્રતિષ્ઠિત વકીલ તરીકે ત્રીસ વર્ષ સુધી વકીલાત કરી. સ્વ. દ્વારકાદાસે વડોદરારાજ્યની સણંદ મેળવી હતી અને જેઠાલાલ બેરીસ્ટર થઇ હાલ લંડનમાં રહી પ્રિવિકાઉન્સીલમાં વકીલાત કરે છે. સ્વ. હીરાચંદના મોટા દીકરા સ્વ. માણેકલાલે પોતાની

કાપડની દુકાનનો ભાર ઉપાડી લીધો અને ન્હાના સ્વ. છોટાલાલ ડિસ્ટ્રીકટ પ્લીડર થવાના પ્રયાસમાં પડયા. તેઓ પહેલા પ્રયાસમાં નિષ્ફળ નીવડયા, દરમિયાન મીલની નોકરીમાં રહી ગયા અને આખી જીંદગી મીલઉદ્યોગમાં જોડાયલા જ રહ્યા. તેમાં પણ તેઓ સારી પાયરીએ ચઢી ગયા હતા અને મેનેજર તરીકે મોટી રકમનો પગાર પ્રાપ્ત કરતા હતા. સ્વ. ઇશ્વરદાસને ત્રણ દીકરા હતા. તેમાંના સૌથી ન્હાના વકીલ થયા. પણ દુર્દૈવે જે દિવસે સણંદ આવી તે જ દિવસે આ દેહ છોડી પરલોક સીધાવ્યા. તેમના બે મોટા ભાઇઓ પૈકી એકે કાઠીઆવાડના પોસ્ટલ ડીપાર્ટમેન્ટમાં જીવન પૂરૂં કર્યું, અને કચ્છભૂજના પોસ્ટમાસ્તરના હોદ્દા ઉપરથી રીટાયર થયા. બીજા સ્વ. હરગોવિંદદાસે વડોદરારાજ્યના કેળવણીખાતાને જીવન અર્પણ કર્યું હતું. છેક ત્રીજી પેઢી સુધી વકીલાતના ધંધાની સેર સૂકાઇ નથી, એમ કહી શકાય. દ્વારકાદાસના બીજા પુત્ર ચિ. નરહરિ, બી. એ., એલ્‌એલ, બી. થઇ અમદાવાદમાં વકીલાત કરતા થઇ ગયા હતા, અને અતિ ટૂંકે મુદતમાં કરેલા કામકાજથી નરહરિ કેશવલાલભાઇનો દામ સાચવશે એવું વકીલમંડળના કેટલાક જૂના જાણીતા વકીલોનું પ્રમાણપત્ર મેળવવા ભાગ્યશાળી થયા હતા; પણ વિધિએ તેમના લેખ વકીલાત માટે જૂજ જ લખેલા. વકીલાતમાંથી કોઇ દેશીરાજના મોટા અધિકારવાળા હોદ્દા ઉપર ચઢશે, એવા જોષીઓના જોષ આજ તો જૂઠા પડયા છે. તેઓ ન રહ્યા વકીલ કે ન થયા કોઇ હોદ્દેદાર અધિકારી. તેઓ સહેજમાં ગાંધીજીના સત્યના તેજમાં અંજાયા કે પ્રેમબળના પાશમાં મુગ્ધ બન્યા. ગમેતેમ પણ આજ તેઓ મહાત્માજી પાસેના ગણ્યાગાંઠયા ગુજરાતી આશ્રમવાસીઓમાં જૂનામાં જૂના આશ્રમવાસી છે. આમ મોતીભાઇ વકીલ થતા કરી કુટુમ્બના એકેએકની જીવનપ્રવૃત્તિની દિશા બદલાઇ ગઇ, એ ઉપરની નોંધથી સહેજે દેખાઇ આવે છે.

મોતીભાઇ સંવત્ ૧૯૩૫-૩૬ માં વકીલાત લગભગ બંધ

કરી ઘેર આવ્યા. અને સંવત્ ૧૯૩૬ ના ચૈત્ર વદ ૧૧ ને વાર બુધવાર તા–૫મી મે, ૧૮૮૦ ના રોજ પોતે ઉપાર્જન કરેલી તથા વડીલોની મિલ્કતમાં ભાઇઓ ભાગે આવેલાં ઘર, દુકાન વગેરે તમામ મિલ્કત પોતાના દિકરાઓને વહેંચી આપી. પોતાના મોટા દીકરા કેશવલાલ ધંધે ચઢી ગયા હતા, તેથી પોતે–મોતીભાઇએ પાછળથી વકીલાતના ધંધામાં કે ધીરધારમાં કાંઇ પેદા કરે તે બે ન્હાના દીકરાઓને મળે, તથા બીજા કેટલાક એવા વ્યાવહારિક અગત્યના ઠરાવ સાથે ઘર, દુકાનો તથા દાગીનાની ત્રણે ભાગે અને રોકડ રકમની ચાર ભાગે વહેંચણી કરી. રોકડના ત્રણ ભાગ દીકરાઓને આપ્યા અને એક ભાગ પોતાની પાસે રાખ્યો. આ ચોથા ભાગની રકમનો આંક મારે અતરે જાહેર કરવો ન જોઇએ. એ તો એક ખાનગી–કૌટુમ્બિક બાબત રહી. પરન્તુ એ રકમનો તેમણે કેવા કેવા વિભાગમાં સદ્વ્યય કર્યો તે દર્શાવવાના ખાતર તેનો ઉલ્લેખ કરૂં તો વાંચક મારા અવિવેક માટે ક્ષમા કરશે. આ રકમ રૂ. ૧૮૦૦૦ ની હતી. પોતાની આ ખાનગી સીલીકમાંથી તેમણે સૌથી પહેલું વડીલો- ની પેઢીનું દેવું અદા કરવાનું કામ હાથમાં લીધું. તેમના નાના ભાઇ હીરાચંદ જેઓ સ્થાઇ કઠલાલમાં જ રહેતા હતા, તેમના મદદથી પ્રથમ તેમણે એ કામ આટોપ્યું. પોતે પાછલા વહીવટથી કાંઇક માહિતગાર હતા અને તેમની ગેરહાજરીમાં હીરાચંદ વહીવટથી સારી પેઠે જાણીતા થયેલા, એટલે બન્ને ભાઇને એ કામ પતાવતાં લાંબો કાળ વીત્યો નહિ કે ઝાઝી મુશ્કેલી નડી નહિ. આ રીતે વાનપ્રસ્થ થયા પછી તેમનું પ્રથમ કાર્ય તે પોતાના કુટુમ્બને ઋણમુક્ત કરવાનું હતું. આ કામમાં તેમણે ગાળેલા સમય સાથે ગણતાં શરૂઆતનાં લગભગ ચાર વર્ષ એટલે સંવત્ ૧૯૩૬ થી ૪૦ સુધી પોતાના દીકરાઓને વહેંચી આપેલી મિલ્કતનો અવેર કરવામાં કાઢયાં. સંવત્ ૧૯૩૬ ની સાલમાં જ દ્વારકાદાસ અને જેઠાલાલના ભાગમાં આવેલાં અસલી જૂનાં ઘર ઉકેલ્યાં અને ગામના પ્રમાણમાં સારી બાંધણીનાં બે મોટાં ઘરો

બંધાવવાની શરૂઆત કરી. આ કામ લગભગ '૪૧ ની સાલ સુધી ચાલ્યું. આ સમય દરમિયાન ભાગમાં વહેંચી આપેલી રોકડ પુંજી પોતે કરેલી ધીરધારમાંથી વસુલ કરી દીકરાઓને રોકડ મુડી કરી આપી. ઘરોનું બાંધકામ લગભગ પૂરું કર્યું અને મિલ્કતની વ્યવસ્થાનો ભાર પણ દરેક દીકરાને પોતાને શિર નાખી દઇ પોતે કૌટુમ્બિક ફરજોમાંથી ફારક થયા અને આત્મશુદ્ધિ ને જીવનમુક્તિના માર્ગે વળ્યા. ઘણું કરી સંવત્ ૧૮૫૦ કે બાવનની સાલમાં પોતાના કુલ પરિવાર સાથે શ્રીજી અને કાંકરોલીની જાત્રાએ ગયા. પરિવાર એટલે ખાસો પચીસ માણુસનો કાફલો હતો. ગુમાસ્તા અને નોકરને પણ આ લાભ આપવા ચૂકયા નહોતા. કાંકરોલીમાં છપ્પનભોગ હતો. તે પ્રસંગનો ખાસ તાકડો સાધ્યો હતો. લગભગ બે માસ શ્રીજીમાં અને એક માસ કાંકરોલીમાં મળી ખાસા ત્રણ માસ સુધી પોતે પોતાના પરિવાર સાથે શ્રીના ધામમાં રહી ઠાકોરજીનાં દર્શન અને સેવાનો લ્હાવો લીધો અને આપ્યો. ત્યાંથી આવ્યા પછી કે પહેલાં–મને આજ તે બરાબર યાદ નથી આવતું–પરન્તુ એવો જ એક બીજો અપૂર્વ પ્રસંગ–લાભ–પોતે લીધેલો અને પોતાના સકળ પરિવારને તેમણે આપ્યો હતો. આપણા શ્રી ઇષ્ટદેવના મહોત્સવ– કાર્તક શુદ ૧૨—ઉપર સૌને તેડી ગયા અને સાબરમતી કિનારે આવેલી ઊંચી ટેકરી ઉપર શ્રી ઇષ્ટદેવના ધામમાં લગભગ પાંચ દિવસ શ્રી ઇષ્ટદેવની સેવામાં સમર્પણ કર્યા. આ બે પ્રસંગોમાં તેમણે પોતાની પાસેના લગભગ અડધી રકમનો સદ્‌વ્યય કર્યો હશે. સિવાય પણ તેમના ધર્મદાનના જુદા જુદા પ્રકાર છે. ઉચ્ચ કોમના ગરીબ માણુસોને ગુપ્ત દાન કરતા, એની વિગતો અહીં શું આપી શકાય ? પોતે પાસાબંડી, પંચીઓ અને પાઘડી પહેરતા, અને અંગવસ્ત્ર રાખતા. તેઓ પહેરતા તેવા પ્રકારનાં કપડાં હરહમેશ દાનમાં આપતા અને તે ખાતર પોતાની પાસે દરેક વસ્તુ સંખ્યાબંધ રાખતા. અનેક પ્રસંગે પોતાની પાસેનું વસ્ત્ર આપી દેતા

અને સ્હામાનું પોતે લઇ ઘેર આવતા. ઘેર આવ્યા બાદ તે પણ કોઇ ગરીબગરબાને આપી દેતા. એક વખત પોતાના અંગવસ્ત્રના બદલામાં કોઇનું જૂનું, મેલું ધોતીઊ લઇ આવેલા; ત્યારે મારા મોટા કાકાએ તેમને ટોકેલા—ત્યારે પોતે કહેલું કે મેલું કે ફાટલું ગમે તેવું, એ ઘડી માટે મારે શું? કપડાં સાથે તુળસીની માળાઓના ગંડાતી વાત તો હુંભૂલી શકું તેમ નથી. તેઓ મથુરાથી વખતોવખત તુળસીની માળાઓ જથાબંધ મંગાવતા અને વહેંચતા. મારા મોટા કાકાના એક સુધરેલા સદ્‌ગૃહસ્થ મિત્રે તેમની પાસે માળા માગી. કહ્યું કે બાપા, મને એક માળા ન આપો? બાપા કહેઃ કેમ તમે શું કરશો? પેલા ગૃહસ્થે કહ્યું કેઃ હું ફેરવીશ. કાંઇ નહિ તો શુદ્ધ તુળસીની માળા તમારી પ્રસાદી તરીકે સંઘરીશ. ઉપર જઇ ચોક ઉપરની બારી ઉઘાડી બૂમ મારી : કયાં ગયા......ભાઇ, લ્યો આ માળા, ભાવથી ફેરવજો. આ પ્રકારે દાન, ગુપ્તદાન અને વસ્ત્રદાનની પ્રણાલિકા જીવનપર્યન્ત ચાલુ રહી—કોઇ માસમાં મોટી રકમનો ઉપાડ થઇ જતો. આ માટે કેશવલાલભાઇ તો સઘળી સ્થિતિથી વાકેફ અને બાપાની ભાવના, ભાવ યથાર્થ સમજે, એટલે બોલે જ શેના? સિવાય પણ એમની વિશાળ સમદૃષ્ટિ, એટલે તેઓ તો બાપાને ટોકે કે કહે જ કેમ? એક વખત મને મુખ્ય ગુમાસ્તાએ શણગાર્યો. મને કહે કે બાપા પૈસા ખર્ચી નાખશે તો પાછળ મોટાં ખર્ચો કરવાં પડશે, તે શેમાંથી કરશો? ભાઇ, (કેશવલાલભાઇ) તો ન કહે પણ તું તો કહી જો. મારી ઉમ્મર ત્યારે અઢાર વર્ષની હતી. મેં છોકરમત કરી. હું એક બપોરના દાદા પાસે ગયો. ત્યારે મેં જે કહેલું તે લખતાં આજ મારી કલમ ઉપડતી નથી; પણ કુટુમ્બકબીલા ભેગા રહેવા છતાં સંસારથી અળગા એ આત્મત્યાગિ પુરૂષે મારા કહેવાનો કાંઇ જવાબ ન આપ્યો. આ પ્રસંગને ચોથે દિવસે તો તેમણે દેહ ત્યાગ કર્યો. અને મારા જેવો અધીરો અને છીછરા મનનો માણસ સંતોષાય તેવી સારી મોટી રકમ મૂકેલી જોતાં હું અચરજ પામ્યો. હું ખરેજ

મારા મન સાથે શરમીંદો પડયો, અને હજીપણ એ શરમનો ભાવ અને પસ્તાવાની લાગણી મારા મનમાંથી ખસતી નથી. આ પ્રકારે ધનના વિભાગ કરવા, વહેંચણુ કર્યા પછી અમુક વર્ષ સુધી પોતાની દેખરેખ નીચે યોગ્ય વ્યવસ્થા કરવી, પોતાના ભાગમાં રાખેલી મુડી, આખાય કુટુમ્બના એક સાર્વજનિક હિતના ઉપયોગમાં ખર્ચવી, તે વધતાં રહેલી રકમનો પણ વિધવિધ પ્રકારે સદ્વ્યય, છતાંય પોતાના અંગનાં ખર્ચો પોતાની રકમમાંથી જ ખર્ચાય એવી છેવટની જોગવાઇ, શરીરે સશક્ત છતાં વકીલાત જેવા ચાલુ ધંધામાંથી નિવૃત્ત થઇ વાનપ્રસ્થ લેવું; વાચકને પૂછું કે આજ આપણે ઇચ્છીએ તોપણ એ સ્થિતિમાં મૂકાવા પૂરતા અનુકૂળ સંજોગો છે? તે જ સાથે જ્યાં ખર્ચાળ રહેણી અને સ્વાર્થી કરણી થઇ પડી છે અને જ્યાં વિકારી વૃત્તિઓવાળું કૃત્રિમ જીવન જીવાય છે, ત્યાં એ આધ્યાત્મિક જીવન-શાન્તિની શી આશા?

વાનપ્રસ્થાવસ્થાનાં શરૂઆતનાં વર્ષો, એટલે એમ કહું તો ચાલે કે લગભગ આંખો સારી રહી ત્યાંસુધી તેઓ વર્ષના કેટલાક મહિના કઠલાલ રહેતા; બાકી મોટે ભાગે અમદાવાદમાં કેશવલાલભાઇને ઘેર રહેતા. હવે તેઓ 'મોતીભાઇ' મટીને 'બાપા'ના નામે સંબોધાતા. તે છેક એટલે સુધી કે અમો તેમના પૌત્રો પણ બીજાની સાથેની વાતચીતમાં દાદાને બદલે 'બાપા'ના નામથી વાત કરતા. તેમનો નિત્યનો કાર્યક્રમ જાણવા જેવો છે. તે પણ તેમણે શરૂથી જે ઘડયો તે જ ઘડયો. છેક મરણની સ્હવાર સુધી તે જ નિત્યક્રમ પ્રભુ ઇચ્છાથી કાયમ ટકી રહ્યો. સ્હવારમાં ચારે ઉઠવું, ન્હાવું, ન્હાઇને ઠાકોર-સેવામાં સાત સુધી. તેમાંથી પરવારી શ્રી આચાર્યજી મહાપ્રભુજીની બેઠકે જવું, ત્યાંથી દ્વારકાનાથજી અને રણછોડજી થઇ લગભગ દશ સાડાદશે ઘેર પાછા ફરવું, ન્હાઇને જમવું. કેશવલાલભાઇનું ઘર વસ્તારી માણસનું અને તેમાંય મ્હેમાન પરોણાનો આવરો વિશેષ; એટલે નિત્ય રસોઇ તૈયાર થતાં તેમનું ભાણું અલગ કાઢી લેવાતું

અને બાપા મોડાવહેલા થાય તો કાળજીપૂર્વક સાચવી રાખવામાં આવતું. પણ બાપા પોતાના નિત્યનિયમમાં ચૂકે જ કેમ? બરાબર અગીઆરના સુમારે જમી પરવારી પોતાના ખંડમાં દાખલ થઇ જતા. બે વાગ્યા સુધી ધર્મપુસ્તકો વાંચતા. ઘણાં વર્ષો સુધી તેમણે રામાયણ અને શ્રીમદ્ ભાગવતનું અધ્યયન કર્યું. છેક ઉત્તરાવસ્થામાં ચોર્યાસી વૈષ્ણવની વાર્ત્તાનો મુખપાઠ કરતા. બે થી ત્રણ સાડાત્રણ સુધી આરામ લેતા. પાછા કથાવાર્તામાં થઇ દર્શન કરી સાંજે છ વાગે ઘેર પાછા ફરતા. રાત્રે તાજું, ઠંડુ અચ્છેર દૂધ લેતા. અહોનિશ માળા તો ખરી જ. અને **श्रीकृष्णशरणंमम**ના મંત્રોચ્ચારનું રટણ છેલ્લી ઘડી સુધી રહી શક્યું. એક જ ટંક ભોજનનો તેમનો નિયમ અખંડિત ચોવીસ વર્ષ સુધી સચવાઇ રહ્યો. તેમના આચાર સાથે વિચારમાં પરિવર્તન થતું જ રહ્યું. યુવાવસ્થા કે વકીલાતનાં વર્ષોમાં પણ તેઓ સ્વભાવે જલદ હતા, એમ કહેવાય છે; પરન્તુ મને તેમના જલદ સ્વભાવનો કે કડક વાણીનો કદી અનુભવ થયો નહોતો. ઉત્તરોત્તર તેમના સ્વભાવમાં નમ્રતા અને વાણીમાં જે મીઠાશ આવી હતી તેનું માપ આટલા જ દાખલાથી નીકળી શકે છે. એ ભગવતી પુરૂષ પોતાની ચોથી પેઢી જોવા ભાગ્યશાળી થયા હતા.

એમની એ પરપૌત્રીને ઘરમાં સો ટૂંકારીઆ નામથી બોલાવતા. જ્યારે તેઓ તેને......બ્હેન કહી બોલાવતા. એવી જ મારી એક અપંગ બ્હેન હતી. તેના નામ સાથે બ્હેન શબ્દ જોડયા સિવાય તેને કદી બોલાવતા નહિ. બહોળા કુટુમ્બના કામના હચરકાથી આખો દિવસ થાકયો પાકયો ચાકર મોડી રાતે સૂતો હોય, તેને પરોઢીએ ચાર વાગે ઉઠવું, એ કેટલું આકરૂં લાગે! તેને દરરોજ ઉઠાડવામાં જે શાન્તિ અને ધીરજથી કામ લેતા તેના અનુભવનું વર્ણન મને હમણાં જ થોડા વખત ઉપર અમારા એક સગા, જેઓ ઘણાં વર્ષો સુધી કેશવલાલભાઇના ઘરમાં રહેતા, તેમણે કહ્યું ત્યારે મને એ પાછલા દિવસોનાં મધુરાં સ્મરણો તાજાં થયાં. ઉમ્મર થતાં

આંખોએ પડળ આવ્યાં. એક આંખનો મોતીઓ પહેલો પાકયો. ત્યારે બીજી આંખના આછા તેજથી પગદંડો અટકયો નહોતો. પણ એક આંખે પાકેલો મોતીઓ કઢાવતાં આંખ ગઈ અને બીજી આંખનો મોતીઓ પાકવાની શરૂઆત થઇ અને કેટલાક વખત સુધી બીલકુલ દેખાય નહિ એ અવસ્થા આવી પડી. એ સ્થિતિમાં ઘરમાં તો કાંઇ અડચણ આવે જ શાની ? પણ દેવદર્શને જવાના તેમના નિયમ વિષે ઘરમાં પ્રસંગોપાત ચર્ચા થતી અને જ્યારે ઘેર છોકરાં કે નોકર–રસોયો કોઇ જ ન હોય ત્યારે સ્ત્રીવર્ગમાંથી હરકોઈ તેમને દોરી દ્વારકાનાથજી લઇ જતાં. કેશવલાલભાઇએ બાપાને ટોકયા હોય તો તે આ જ પ્રસંગમાં. એક દિવસ કહ્યું કે બાપા, આંખે દેખાતું નથી તો પછી મંદિર ન જાવ તો ? વખતે ગાડી ઘોડાની અડફટ આવે અને કયોળુ વાગી બેસે તેટલા માટે કહું છું. એ પ્રભુપરાયણ પુરૂષનો શાન્ત, ગંભીર અને આસ્થાભર્યો શો જવાબ ? ભાઇ, મને દર્શન ન થાય, પણ ઠાકોરજી તો જાણે જ કે તે મારે દ્વાર આવ્યો હતો. અને દયારામે ગાયું છે કેઃ—

"તું અંતર ઉદ્વેગ ધરે તેથી કારજ શું સરે ?
ધણીનો ધાર્યો મનસુબો હરબ્રહ્માથી નવ ફરે ;
ચિત્ત તું શીદને ચિંતા ધરે કૃષ્ણને કરવું હોય તે કરે."

તેમ એ તો પ્રભુ કરતાહરતા છે, એ જ બચાવશે. આ જવાબ પછી કેશવલાલભાઇને કે કોઇને કાંઇ કહેવાપણું હોય જ શું ? આવા જ એક બીજા પ્રસંગમાં કેશવલાલભાઇનો પ્રયાસ મિથ્યા ગયો હતો. બાપાને દરરોજ દેવદર્શન જવા આવવાનું કડણુ પડે તેથી એક નાની બળદગાડી રાખી. આ ગોઠવણનો લાભ થોડો લીધો ન લીધો, એટલામાં જ બાપાએ એ યોજના ભાગી ફોડી. તેમની દલીલ એ હતી કે દર્શન કરવા પારકા ઉપર ચઢીને જવું એ મનમાં ડંખ્યા કરે છે. બીજી વાત એ હતી કે એ બળદગાડીની પણ પરાધીનતા શી ? પગે ચાલીને જ્યાંસુધી દેવદર્શન થશે ત્યાંસુધી કરીશ,

પછી તો પ્રભુ ઇચ્છા ! તેમની આધ્યાત્મિક મનોવૃત્તિ કેટલી ઉંચી કોટીએ પહોંચી હતી, અને

સંસારમાં સરસો રહે, પણ મન તો મારી પાસ જી;
સંસારમાં લોપાય નહિ તેને જાણું મારો દાસ જી.

એ ચરણ પ્રમાણેનું યથાર્થ જીવન તેમણે પોતાના મન સાથે કેવું ઘટાવ્યું હતુ. તેના દૃષ્ટાન્ત રૂપે એક પ્રસંગ અહિં આપી દઉં. ભક્તિરસમાંથી જ્ઞાનમાર્ગે તેમનું મન કેટલું વળ્યું છે, તે જોવા જ જાણે કસોટીનો એક કટોકટીનો પ્રસંગ યોજાયો હોય, એવું બન્યું. સંવત ૧૯૫૮માં દ્વારકાદાસ દેવલોક પામ્યા. આવો કારમો ઘા કોઇપણ પુત્રવત્સલ પિતાને માટે અસહ્ય હોય એમાં શી નવાઇ ? પણ નરસિંહ મહેતાએ ગાયું છે કેઃ—

મોહ માયા વ્યાપે નહિ જેને, દ્રઢ વૈરાગ્ય જેના મનમાં રે.

તેમ ગુમાસ્તાએ ગદ્‌ગદ્ કંઠે કહ્યું કે બાપા, દાસભાઇએ દેહ મૂકી. બાપા કહેઃ ભગવદ્દઇચ્છા ! મોહમાયાથી તરી પાર ઉતરેલ શુદ્ધ દ્રઢ વૈરાગી મન ઉપર તેની શી અસર થાય ! જેની રગેરગમાં આત્મવિશ્વાસ કેઃ—

જે ગમે જગત્ ગુરૂદેવ જગદીશને
તે તણો ખરખરો ફોક કરવો.

તે ભૌતિક પ્રસંગો ઉપર કેમ વિલાપ કરે ?

સમાજમાં ચાલતા આવેલા રૂઢ, વહેમી, રીતરિવાજો પોતાના કુટુમ્બમાંથી નાબૂદ કરવામાં સુધારકવૃત્તિએ પ્રબળ કર્યું હશે કે ઊંચી ધાર્મિક ભાવનાએ, તે હું કહી શકતો નથી. ભૂત પ્રેતાદિ વહેમો કાઢવામાં, વકીલાત કરતા ત્યારે પણ આત્મબળ ખૂબ અજમાવેલું. એવી અનેક વાતો મારાં મોટાં ફોઇ કહેતાં. ભૂતપ્રેત નામે શીરોપૂરી ખાવાની લાલસાવાળી અથવા તે બ્હાને સાસુ કે દેરાણી જેઠાણીને રંજાડતી, તો કોઇ આગળપાછળનાં સગાં સંબંધીને હથેળીમાં નચવતી, એવી ઘણી ઢોંગી સ્ત્રીઓએ તેમનાથી ત્રાસીને એ ધંધો છોડયો. એમની આ પ્રવૃત્તિમાં ગુજરાતના આદર્શ

સુધારક રા૦ બ૦ લાલશંકરભાઇના સહવાસની અસરનું પરિણામ હોય એવો મને ભાસ થાય છે. સિવાય માતા વાવવાં, માતાનાં નૈવેદ્ય કરવાં, ગોરણીઓ કે પૂર્વજીઆંને નામે જમવું-જમાડવું, એ રિવાજોને કુટુમ્બમાંથી સમૂળ બંધ કરવા, એ સૌ તેમના ચૂસ્ત ધાર્મિક વિચારોનું પ્રતિબિમ્બ છે, એમ મને સૂક્ષ્મ વિચાર કરતાં લાગે છે.

આવા એક ભક્તિભાવપરાયણ પુરૂષના જીવનના સરખા ચાર વિભાગ પાડી શકાય. સત્તાવીસ વર્ષની ઉમ્મરે કમાવું શરૂ કર્યું; છત્રીસ વર્ષ ધનપ્રાપ્તિની પ્રવૃત્તિમાં ગાળ્યાં; ચાર વર્ષ તેની યોગ્ય વ્યવસ્થા પાછળ આપ્યાં અને પૂરાં વીસ વર્ષ વાનપ્રસ્થ ભોગવ્યું- આમ આદર્શ આર્યજીવનને શોભે તેવું નિર્મળ વિભાગી આશ્રમ જીવન ગાળી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સાધી અમારા કુટુમ્બનો- સમાજની વિશાળ દૃષ્ટિએ કહેવાની હિમ્મત નથી કરતો—દૈવી પુરૂષ સંવત ૧૯૬૦ના શ્રાવણ શુદ ૧૦ની સ્હવારે દશ વાગે દેવલોકને પામી ગયા.

માંદાસાજા કોઇએ કાંઇ જાણ્યું નથી. સ્હવારના નિત્યક્રમ મુજબ ચારે ઉઠયા, દેવસેવાથી પરવારી શ્રીઆચાર્યજી મહાપ્રભુજીની બેઠકે જઇ આવ્યા. શરીરમાં મૃત્યુની શિથિલતા આવી ગઇ હશે. દ્વારકાનાથજી દર્શનનો સમય પૂરો થતાં ટેરો પડી ગયો. મુખ્યાજીને કહ્યું કે આજ તો દર્શન કરવાં જ. દર્શન કર્યાં. હજુ શ્રી રણછોડજીનું ધામ બાકી હતું. ત્યાંથી ત્યાં ગયા. શ્રીરણછોડજીનાં એ દેહે છેલ્લાં વંદન કર્યાં તે જ કર્યાં. મંદિરના ચોકમાં પાછા ફરતાં ચકરી આવી, બેસી ગયા અને ત્યાં જ સમાધિસ્થ થયા.

કુટુમ્બમાં હજી પણ એ પુન્યશાળીનું પુન્ય તપે છે.

**આ સંસાર-સરોવરે, અમૃતરસ છલકાય;**
**સર્જન સારવો સત્વ તે, આપ્તજનોને પાય.**

---

# શ્રી. કેશવલાલ મોતીલાલ પરિખ

| જન્મ: | વૈકુંઠવાસ: |
|---|---|
| શીતળા સપ્તમી, સંવત્ ૧૯૦૯ | તા. ૨૬: ૧૨: ૧૯૦૭ |

**પૂર્વ વૃત્તાન્ત**—સ્વ. કેશવલાલ કઠલાલના વતની હતા. કઠલાલ ખેડા જીલ્લામાં કપડવણજ તાલુકાનું, મહોર નદીને કાંઠે આવેલું એક સુંદર ગામ છે. કઠલાલ-આનેરનો વીસા ખડાયતાનો એકડો છે, તેમાં બસો બાસઠ અને બસો બેતાલીસ એવા બે વિભાગ છે. નાતના કારભારમાં તેમના કુટુમ્બે આગેવાનીભર્યો ભાગ લીધો હતો, અને લે છે. તેમના કુટુમ્બીઓ 'પટવા'ના નામથી ઓળખાય છે, તેનું કારણ એમ માનવામાં આવે છે કે તેમના પૂર્વજો અમદાવાદમાં પટવાનો ધંધો કરતા હતા. સ્વ. કેશવલાલના દાદાનું નામ મૂળજી-ભાઇ હતું.

મૂળજીભાઇને ત્રણ દીકરા હતા, મોતીલાલ, હીરાચંદ અને ઇશ્વરદાસ. ત્રણે મોટી ઉમ્મરના થયા, એટલે તેમને ધંધે વળગાડવાની

શીકર વડીલને નિરન્તર રહ્યાં કરતી. કપડવંજના એક જૂના સંબંધી શેઠ કાળીદાસ જીવણદાસ મોતીલાલને પોતાની સાથે લઇ ગયા. કાળીદાસ શેઠ તે વખતે ધોધામાં સદર અમીન હતા. તેમના સહવાસમાં રહી તેમણે કાયદાનો અભ્યાસ કર્યો અને વકીલની પરીક્ષા પસાર કરી, તા. ૭ મી એપ્રિલ સને ૧૮૫૨ ના રોજ અમદાવાદ જીલ્લામાં વકીલાત કરવાની સનંદ મેળવી અને તેમણે પ્રમાણિકપણે એકનિષ્ઠાથી છવીસ વર્ષ સુધી ધંધુકાની કચેરીમાં વકીલાત કરી, તથા પોતાના કેટલાક ખાસ ગુણોના પ્રતાપે તેમણે કીર્તિ અને ધન સંપાદન કર્યાં.

મોતીલાલ વકીલ થયા. તેમને પગલે ચાલી તેમના સૌથી ન્હાના ભાઇ ઇશ્વરદાસ પણ વકીલ થયા. તેમણે કપડવણજમાં વકીલાત કરેલી. આ રીતે કડલાલના એકડામાં મોતીલાલ પહેલા જ મુત્સદ્દી તરિકે બહાર પડયા અને કુટુમ્બને તે માર્ગે દોર્યું. આ કુટુમ્બમાં કેશવલાલનો જન્મ થયો હતો.

**જન્મ, લગ્ન:**—કેશવલાલનો જન્મ સંવત્ ૧૯૦૯ ના શ્રાવણ સુદ સાતમને બુધવારના રોજ થયો હતો. સંવત્ ૧૯૦૮ માં તેમના પિતાને વકીલાતની સનંદ મળી અને બીજી સાલમાં પુત્રપ્રાપ્તિ થઇ, એ સુયોગ કુટુમ્બની અભિવૃદ્ધિ રૂપ લેખાયો. કેશવલાલનો જન્મ થયો ત્યારે તેમનાં બ્હેન દીવાળીની ઉમ્મર ત્રણ વર્ષની હતી. તેમને ત્રણ બ્હેનો અને બે ભાઇઓ હતા.

કેશવલાલનું લગ્ન સંવત્ ૧૯૨૧ ની સાલમાં એટલે ફક્ત બાર વર્ષની ઉમરે થયું હતું. તેમનાં પત્નીનું નામ કૃષ્ણા ઉર્ફે જડાવ હતું. અ. સૌ. જડાવને ત્રણ સંતાન થયાં. બે પુત્રીઓ અને એક પુત્ર. દુર્ભાગ્યે પુત્ર બે વર્ષની ઉમ્મરે દેવલોક પામ્યો. તેના શોકમાં પ્રેમાળ માતા માંદી પડી. દિવસે દિવસે મંદવાડ વધતો ગયો. શરીર તદ્દન નબળું પડી ગયું. તેવામાં અકસ્માત્ બારીએથી પડી ગયાં અને અકાળે ઓચિન્તુ મોત નીપજ્યું.

નાની ઉમ્મરમાં થએલાં લગ્ન, પોતાને કેળવાયલા અને સુધરેલા માનતા કેશવલાલને વિદ્યાર્થી અવસ્થામાંથી જ રૂચ્યાં નહોતાં, તે એટલે સુધી કે સંવત ૧૯૨૯ ની સાલમાં ફરી લગ્ન કરવા તૈયાર થએલા અને વડીલોથી છાના પોતાના બે મિત્રો સાથે 'ગુણીઅલ અને ચાલાક' કન્યાની શોધમાં મુસાફરીએ ચઢેલા. પિતાની મરજી વિરૂદ્ધના આ કાર્યની 'સજા' તરિકે પોતે વડીલો- પાર્જીત મિલ્કત ઉપરથી હાથ ઉઠાવી આ સાહસ ખેડવા બહાર પડેલા. એટલી હદ સુધી એ તરંગી યુવાવસ્થાના મદમાં ઘસડાએલા. થોડેક કાળે એમનો એ ઉભરો શાન્ત થયો અને ઉમ્મરની સાથે વિચાર અને વર્તનમાં ગંભીરતા અને ડાહિકાઇ આવ્યાં, અને એમની સંસારયાત્રાની ગાડી ચીલે પડી. આ સંઘ પણ ઠેઠ પહોંચ્યો નહિ. પરાણે ચાલતી કરેલી ગાડી અધવચ ભાગી પડી. અ. સૌ. જડાવ અકસ્માત્ ગુજરી ગયાં. આ વખતે કેશવલાલની ઉમ્મર ૩૯ વર્ષની હતી. અ. સૌ. જડાવના જવા પછી ઘરમાં કોઇ આધેડ રહ્યું નહિ. વસ્તારમાં બે દીકરીઓ, તે પણ ન્હાની ઉમ્મરની; આ રીતે ઘરની લગામ ગુમાસ્તા અને ચાકર નોકરના હાથ જઇ પડી. ફરી લગ્ન કરવાં એ સંસારસુધારાના હીમાયતીને છાજતું નહોતું. જ્યારે બીજી તરફ ઘરની આંતરિક વ્યવસ્થા છેક જ ચૂંથાઇ ગઇ હતી. આખરે મને કે કમને બીજીવાર લગ્ન કરવાના ઠરાવપર આવવાની જરૂર પડી અને સને ૧૮૯૨માં બીજીવારનાં લગ્ન કર્યાં. આ બાઇનું નામ દીવાળી હતું. તેમને પેટ કાંઇ સંતાન નહોતું.

કેશવલાલની કેળવણી તે વખતના સાધનો અને રિવાજને અનુસરી ધૂળીઆ નિશાળથી શરૂ થએલી. બાદ ગુજરાતી સાત ધોરણ અને એકાદ બે અંગ્રેજી ચોપડીનો અભ્યાસ ધંધુકામાં કરેલો, ત્યાંથી અંગ્રેજીના વધુ અભ્યાસ અર્થે પંદર સોળ વર્ષની ઉમ્મરે અમદાવાદ આવી રહ્યા. પ્રથમ ઢાલનીપોળમાં પાનાનાગરની ખડકીમાં તેમના બાપનાં કોઈ બાઇ હરકોરને ત્યાં રહેતા, જમતા અને

ખાડીઆ બ્રાન્ચ સ્કૂલમાં વિદ્યાભ્યાસ કરતા. ' હરિફોઇ હોંશિયાર, ચાલાક અને કરકસરીઆં પણ બહુ જ ભલાં હતાં. ' એક પ્રસંગે, હરિફોઇ કેશવલાલ સાથે ચરભડી પડયાં. કેશવલાલ તેથી રીસાયા અને કાજીના ધાબા તરફ ભૂંગળીની પોળમાં એક પટેલનું ઘર ભાડે રાખી જુદા રહ્યા. ત્યાં પોતે હાથે રસોઇ કરી, જમી–નિશાળે જતા. તેમનો સ્વતંત્ર મિજાજ ન્હાનપણના આવા એક નજીવા પ્રસંગથી પણ જણાઇ આવે છે. તેઓ અમદાવાદ આવ્યા બાદ તેમના કાકાના દીકરા ચુનીલાલ પણ અંગ્રેજી અભ્યાસ કરવા અમદાવાદ આવ્યા. તેઓ પણ તેમની સાથે જ હરિફોઇને ત્યાં રહેતા. તે દરમ્યાન લેખકનો સ્વતંત્ર ધંધો આદરી આપબળથી નામના કાઢવાની લાલસાએ વિદ્યાભ્યાસ છોડી દઇ, સંવત્ ૧૯૨૮ના કાર્તિક માસમાં વડીલોની રજા લીધા વગર મુંબઇ નાઠા. તેમની સાથે તેમના કાકાના દીકરા ચુનીલાલ અને એમના એક સ્નેહી રા. કેશવલાલ મનસુખરામ પણ હતા. મોહનલાલ દલપતરામ કવીશ્વરે પાછળથી આવવાનું વચન આપેલું. આ ઉત્સાહી તરૂણ લેખક-મંડળ પોતે સ્વતંત્ર ધંધો આદરી કીર્તિ અને ધન સંપાદન કરે તે પહેલાં રા. કેશવલાલ મનસુખરામ પોતાના ભાઇના અવસાનથી અને કેશવલાલ અને ચુનીલાલ બન્ને–તબીઅત બગડવાથી પાછા આવ્યા. આ સાહસ વડીલોને બીલકુલ રૂચ્યો નહિ. તેમના પિતાશ્રીએ આ વિષેના ઠપકાના કાગળમાં લખેલું કે ' ભણવું ન હોય તો ઘેર આવી રોજગાર ચલાવો; શહેરમાં રહી કોઇ રોજગાર ઉદ્યમ કરવામાં કાંઇ ફાયદો નથી અને તમો આબરૂમાં ખામી પાડશો, એવાં તમારાં આચરણ છે. હમારા કહ્યા મુજબ ચાલતા નથી તે ઘટતું નથી, માટે તમે બન્ને ભાઇ ઘેર આવજો.' આથી તેઓ ઘેર આવ્યા. ઘર આગળ ગુજરાતી કાયદા વાંચી વકીલની પરીક્ષામાં બેઠા, પણ તેમાં નપાસ થયા. એટલે ફરી પાછા અમદાવાદ ગયા. સરકારી હાઇસ્કૂલમાં દાખલ થયા અને અંગ્રેજી અભ્યાસ પાછો ચાલુ કર્યો,

અને સને ૧૮૭૭–સંવત્ ૧૯૩૨ ની સાલમાં મેટ્રિકની પરીક્ષામાં બેઠા. પણ તેમાં નિષ્ફળ નિવડયા. વર્ગમાં તેમનો નંબર પહેલો હતો. અંગ્રેજી અને ગણિત એ બે વિષયોમાં ઘણા હોંશિયાર ગણાવા છતાં પરીક્ષામાં નપાસ થયા. આ વાત તેમને તેમ જ તેમના ગુરૂને બહુ સાલી. તે સંબંધે યુનિવર્સિટી સાથે ખૂબ લખાણુ ચાલ્યું. છેવટમાં ગુરૂ ચેલા બન્ને તપાસ માટે મુંબઇ ગયા, પણ કાંઇ પત્તો લાગ્યો નહિ. બીજા વર્ષમાં મેટ્રિકનો અભ્યાસ જારી રાખ્યો, સાથે સાથે કાયદા વાંચી વકીલની પરીક્ષામાં બેસવા તૈયારી કરી. મેટ્રિકની પરીક્ષામાં ઉંચે નંબરે પાસ થયા. ત્રીજે મહિને વકીલની પરીક્ષામાં ફતેહમંદ થયા અને સને ૧૮૭૮ ના ૧૨મી માર્ચના રોજ અમદાવાદ અને ખેડાજીલ્લામાં વકીલાત કરવાની સણુંદ મેળવી.

**વકીલાત**—કેશવલાલ અમદાવાદમાં વકીલાત કરવા આવ્યા તે સમયના સ્વ. નરભેરામ, સ્વ, ચીમનલાલ કપુરચંદ, સ્વ. જેઠાલાલ હીરાચંદ, સ્વ. હીરાચંદ પીતાંબરદાસ, સ્વ. વ્રજરાયભાઇ એવા એવા ધુરંધર વકીલો આગળ નવાસવા માણસનો શો ઘડો ? કેટલાક તો તેમના પિતાની હારના વકીલો હતા. તેમાંય વળી કેશવલાલની ન્હાની ઉમ્મર, ઠીંગણું કદ અને પાતળું શરીર; તેથી ન્હાના છોકરા જેવા દેખાતા. આવા સંજોગોમાં તેમણે દઢતાથી પોતાનું કામ શરૂ કર્યું. અને જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ ઉદ્યોગ, ખંત અને પ્રમાણિકપણે પોતાના વકીલાતના ધંધામાં નામના મેળવતા ગયા. ખાસ કરી સાક્ષીઓની તપાસ અને ઉલટતપાસમાં તેઓ બહુ નિપૂણ ગણાતા. તેમ જ તેમનું લખાણ શુદ્ધ, સરળ અને અસરકારક લેખાતું. વકીલ તરિકેની તેમની યશસ્વી કારકિર્દી વિષે ડિ. જજ મિ. એસ. એચ. ફિલપોટ્સ, મિ. બિમન તેમ જ મિ. દયારામ ગિડુમલે પ્રસંગોપાત પ્રશંસનીય નોંધ કરેલી છે.

વકીલ તરિકે તેમણે જેમ જાતમહેનત અને ખંતથી સારી પ્રતિષ્ઠા મેળવી હતી, તેમ વકીલમંડળમાં સૌ કોઇની સાથે તેઓ

ભ્રાતૃભાવ રાખતા. તેઓ ડિસ્ટ્રીક્ટ લૉ લાઇબ્રેરી સ્થપાઇ ત્યારથી તેના જીવનપર્યંત માનદ મંત્રી હતા.

**લેખક**—કેશવલાલભાઇ ગુજરાતી સાહિત્યના ભક્ત હતા. તેમને બચપણથી લખવા વાંચવાનો શોખ હતો. તેમના જમાનામાં લેખકો અને કવિઓનો સમાજમાં જે વા વાએલો, તેના વમળમાં એ પણ પડેલા, એમ તેમના વિદ્યાર્થી અવસ્થામાં લખેલા કેટલાક છૂટક લેખો, કવિતાઓ અને તેમના મિત્રોને ગદ્ય અને પદ્યમાં લખેલા પત્રો ઉપરથી જણાય છે. તેમના આ બધા લેખોમાં દલપત-શૈલીનો ચોખ્ખો ભાસ છે. છેક ન્હાનપણમાં લેખકનો સ્વતંત્ર ધંધો કરી જીંદગી ગાળવી એવા હેતુથી તેઓ મુંબઇ જઇ રહ્યા હતા. તેમને લખવાનો સારો પરિચય હતો, અને તે તેમણે જીવનપર્યંત જારૂ રાખેલો.

'ટૂંટિયા' વિષે કવિતા, છૂટક ગેયકાવ્યો તથા કજોડા દુઃખદર્શક નાટક જેવી તેમની વિદ્યાર્થી અવસ્થાની કૃતિઓ ઉપરાંત કેશવલાલ-ભાઇની વિદ્યાર્થીજીવનમાંની વધુ પ્રવૃત્તિ તે 'ભોમીઓ' નામે પખ-વાડિક પત્ર છે. આ પત્ર એક 'શ્રીપુર સત્ય માર્ગ દર્શક સભા' ને અંગે બ્હાર પાડવામાં આવેલું. તેના તંત્રી સ્વ. મોહનલાલ દલપતરામ કવિ અને સ્વ. કેશવલાલ હતા. આ પત્ર ચંદ્રોદય પ્રેસમાં છપાતું. થોડાક અંકો બહાર પડેલા, પણ તેનો કાંઇ પત્તો લાગ્યો નથી.

કોહડાસંગ્રહ પણ વિદ્યાર્થીજીવનમાં જ લખાયલો. આ પુસ્તકના ત્રણ અંક બહાર પડ્યા છે. પહેલા અંકમાં ગુંચવણ ભરેલા, મોઢે ગણ-વાના અને ઝીણી બુદ્ધિથી વિચાર કરવા યોગ્ય ૭૩ દાખલા, તેની રીત, ખુલાસા અને જવાબ સાથે આપ્યા છે. બીજા અંકમાં દશ દાખલા છે. દશે દાખલા રમુજ, ગમ્મત અને જ્ઞાન આપે તેવા છે. દાખલા તરીકે (દાખલો પાંચમો) મણ મણનાં બે મે'તો મે'તી, અધ અધ

મણનાં બે મે'તુલાં; હોડી ઝીલે મણ ભાર, તે ઉતારો સામે પાર. (પણ હોડી ખાલી જાય નહિ.) ત્રીજા અંકમાં પાંચ જ દાખલા છે, તે બધા ગુંચવણભર્યા સગાઇના પ્રશ્નો છે. આ પ્રકારનું આ પહેલું અને એક જ પુસ્તક આખા સાહિત્ય ભંડોળમાં છે. આ ન્હાનું પુસ્તક તેઓશ્રીના ગણિતમાં સંગીન જ્ઞાનનો, અને ઝીણી બુદ્ધિ, તેમજ ઉદ્યોગી અને ખંતીલા સ્વભાવનો સારો પુરાવો રજૂ કરે છે.

વિદ્યાર્થીઅવસ્થા વટાવ્યા બાદ વકીલાતના ધંધામાં ગુંથાયા પછી પણ કેશવલાલભાઇની કલમ તો ચાલુ જ રહી. સને ૧૮૮૩માં સંસાર સુધારાની ભાવનાથી તેમણે લખેલી 'બુદ્ધિ અને રૂઢિની કથા' 'કદમાં નાની પણ ગુણમાં મોટી' છે. માત્ર બત્રીસ પાનાંની છતાં આજકાલનાં ઘણાંખરાં પુસ્તકો છપાય છે તેનાં ત્રણસેં વીસ પૃષ્ટ કરતાં પણ એ વધારે કીમતી છે, એવો આપણા સમર્થ ટીકાકાર સ્વ. નવલરામભાઇનો અભિપ્રાય હતો. 'વાર્તાના રૂપમાં છતાં એ વાર્તા નહિ પણ રૂપકગ્રંથી એટલે મહારૂપક છે.' 'રંગભૂમિને ઘટતા વર્ણનથી આ રૂપકને કેટલું રસિક કરવામાં આવ્યું છે, તે જાણવાને માટે અમે એ ચોપડી જ વાંચવાની ભલામણ કરીએ છીએ. આ પુસ્તકની ભાષા અત્યન્ત રૂઢ, સરળ, બહુધા શુદ્ધ અને રસભરી છે. રસની સાથે આ ચોપડી વાંચવાથી ડગલે ડગલે બોધ અને વિચાર કરવાનું મળે છે. એ સઘળાએ વાંચવા જોગ છે એમ તો કહેવાની જરૂર જ નથી.'

ભરતખંડના માજી લોકપ્રિય ગવર્નર જનરલ અને વૉઇસરાય ના. માર્કિવસ ઑફ રિપને તા. ૧૮ મી માહે મે સને ૧૮૮૨ ના રોજ સ્થાનિક સ્વરાજ્યનો હક્ક બક્ષ્યો, તે સંબન્ધે સમાજને સવિસ્તર માહિતી આપવાના હેતુથી ગુજરાત વર્નાક્યૂલર સોસાઇટીએ 'સ્થાનિક સ્વરાજ્ય' વિષે સારામાં સારો નિબન્ધ લખનારને રૂા. ૨૦૦) નું ઇનામ આપવાની યોજના પ્રકટ કરી. ગુ. વ. સોસાઇટીના આ

નિબન્ધના પરીક્ષક મંડળ પાસે આવેલા બધા નિબન્ધોમાં સ્વ. કેશવલાલનો નિબન્ધ મંજૂર થયો અને પુસ્તક રૂપે તે સોસાઇટીએ પ્રકટ કર્યો હતો. સ્થાનિક સ્વરાજ્ય વિષેના તેમના ઊંડા અભ્યાસની આથી પ્રત્યક્ષ પ્રતીતિ થાય છે.

સન ૧૮૮૬ના જાન્યુઆરીની પંદરમી તારીખે તેમણે ' અમદાવાદની આરોગ્યતા અંક ૧ અથવા રા. બ. રણછોડલાલ છોટાલાલની સ્મણાર્થે યાદ વગેરે ઉપર કેટલાક વિચાર ' એ વિષે એક નિબંધ લખ્યો હતો.

આ નિબંધમાં તેઓશ્રીએ મરણપત્રકો, મરણપ્રમાણ, તેનાં કારણો, બીજા શહેરોના મરણપ્રમાણ સાથે સરખામણી, ગટરની આવશ્યકતા, ગટરવાળાં શહેરોની આરોગ્યતા, પાણીના નળ, વસતિનું ધાડપણું વગેરે બાબતોનો વિસ્તારથી સ્ફોટ કર્યો છે.

આ ઉપરથી જણાય છે કે તેમણે વિવિધ વિષયોમાં લખવાની હિમ્મત કરેલી. આવા નિબંધો ઉપરાંત તેમણે સને ૧૮૮૮ ની સાલમાં ' અપકૃત્ય શાસ્ત્ર ' નામે કાયદાનું પુસ્તક રચ્યું. તેમણે કાયદાનાં બે પુસ્તક લખ્યાં છે. તેમનું બીજું પુસ્તક તે ડિસ્ટ્રીકટ મ્યુનિસિપલ એકટ ' છે.

આ જ સાલમાં તેમણે ' જરદાસની જાન ' નામે કોઇ વાર્તાનું પુસ્તક છપાવેલું, એમ કાહ્‌ડા સંગ્રહની બીજી આવૃત્તિના છેલ્લા પાને કર્તાએ લખેલાં પુસ્તકોની જાહેરખબર ઉપરથી જણાય છે. જરદાસની જાનમાં તેઓ કોને તેડી ગયેલા તે પુસ્તક પ્રાપ્ત થયું નથી, તેથી કહી શકાતું નથી.

ત્યારપછી તેમણે સને ૧૮૯૩ ની સાલમાં ગુજરાત વર્નાક્યૂલર સોસાઇટી માટે ' ભોજન વ્યવહાર ત્યાં કન્યાવ્યવહાર અથવા રોટી ત્યાં બેટી ' નામે એક મોટો નિબંધ લખ્યો. આ પુસ્તકમાં જેમની સાથે જમવાનો વહેવાર રાખી શકાય તેમની સાથે કન્યા આપવા

લેવાનો વહેવાર રાખી શકાય તે સશાસ્ત્ર છે; એટલું જ નહિ, પણ પ્રાચીન કાળમાં એ રિવાજ રૂઢ હતો એમ સપ્રમાણ પ્રતિપાદન કરવાનો તેમણે ઠીક પ્રયાસ કર્યો છે. પરસ્પર ભોજનવ્યવહાર ત્યાં કન્યાવ્યવહાર હોય તો સામાજિક ઉન્નતિ, અને દેશની અભિવૃદ્ધિ થાય, એવી એમની દઢ માન્યતા ગુજરાતી આલમ આગળ મૂકવા આ નિબંધદ્વારા તેમણે સબળ પ્રયાસ કર્યો છે.

ગુજરાતી સાહિત્યમાં તેમની છેલ્લી પ્રસાદી તે મિ૦ ગ્લીન બાર્લોનું 'ઇન્ડસ્ટ્રીયલ ઇન્ડિઆ' નામના અંગ્રેજી પુસ્તકનું ભાષાન્તર છે. આ ભાષાન્તર 'હિન્દની ઉદ્યોગ સ્થિતિ' એ નામે સને ૧૯૦૭ ની સાલમાં ગુ. વ. સોસાઇટી તરફથી બહાર પડયું છે. આ પુસ્તકની પ્રસ્તાવનામાં તેઓશ્રી લખે છે કે 'યોગ્ય સમયે આ યોગ્ય પુસ્તક છે. હિન્દની ઉદ્યોગ સ્થિતિની જાગૃતિના સમયે આ પુસ્તક વખતસર છે અને તે સ્વદેશી ઉદ્યમસંપત્તિની સંવૃદ્ધિને ટેકો આપશે. * * આ પુસ્તક કોઇ વાંચકને ખરા સાહસના માર્ગ ઉપર દોરી એકાદ નવા ઉદ્યોગ માટે ઉત્તેજીત કરશે, તો અમારા શ્રમનું સાર્થક થયું માનીશું.' આ ઉપરથી તેમના હૃદયમાં રહેલી દેશદાઝ અને સ્વદેશી ઉદ્યોગોની ખીલવણી તરફની તેમની પ્રબળ ભાવના, ખુલ્લાં દેખાઇ આવે છે. પોતે લખ્યા મુજબ હુન્નર ઉદ્યોગથી પ્રવૃત્તિમય જીવન, આ પુસ્તક લખતા હતા તે અરસામાં તેઓ ગાળતા હતા. કોઇ વાચક નવા ઉદ્યોગ માટે ઉત્તેજીત થઇ, કોઇ નવા સાહસમાં પડે તે પહેલાં તેઓ પોતે જ અનેક હુન્નર ઉદ્યોગની યોજનાઓ ઘડી રહ્યા હતા. પરન્તુ દૂર્દૈવે એ નવીન યોજનાઓ અમલમાં મૂકાઇ પગભર થાય તે પહેલાં તેઓ દેવલોક પામ્યા. આ રીતે તેમની અનેક યોજનાઓ અને તે સાથે બાંધેલી લાંબી આશાઓ તેમના સ્થૂળ દેહ સાથે લોપ થઇ ગઇ.

પુસ્તકો ઉપરાંત કેશવલાલભાઇએ સને ૧૮૯૨ ના જાન્યુઆરીમાં ' પ્રભા ' નામે માસિકપત્ર બહાર પાડેલું. તેના બીજા પુસ્તકના પાંચ અંક અમને પ્રાપ્ત થયા છે. એટલે તે પત્રમાં આવેલા તમામ લેખોનું અવલોકન કરવાનું બની શકયું નથી. જે અંકો મળી શકયા છે તેમાં ઇંગ્રેજ લોકોના સંસારની એક કાદંબરી, રાજ્ય પદ્ધતિ, સાતમી ઇન્ડિયન નેશનલ કોન્ગ્રેસ, સ્ત્રીઓની સ્વતંત્રતા, ધારાસભાના બંધારણમાં ફેરફાર, સાંસારિક સ્થિતિનું અવલોકન વગેરે લેખો તેમની કલમથી લખાયા હોય એમ લેખનશૈલી ઉપરથી સમજાય છે. આ પત્રનો ઉદ્દેશ રાજકીય અને સામાજિક વિષયો ચર્ચવાનો હોય, એમ આ થોડાક અંકોમાં પ્રકટ થએલા લેખો ઉપરથી જણાય છે. તેમજ એ લેખો સ્વ. કેશવલાલભાઇના વિચારોનું પ્રતિબિમ્બ પાડે છે.

તેમની જીંદગીમાં તેમણે બીજું માસિકપત્ર સને ૧૯૦૭ ના ઓગસ્ટ માસમાં કાઢયું. તે દ્વારા તેમનો ઇરાદો સમસ્ત ગુજરાતને ' સ્વદેશી ઉદ્યોગનો સંદેશો ' પહોંચાડવાનો હતો. તેઓ તેમના એ સંદેશાની માત્ર પાંચ ખેપમાં દેશી કારીગરી, દેશી ઉદ્યોગ, ઔદ્યોગિક સાહસો, ઉદ્યોગી નરરત્નાવલી, ઉદ્યમભવન, ઉદ્યોગ સાહસની સિદ્ધાંતમાળા, હિન્દની ખેતીવાડી, વગેરે દેશદાઝની ઉંડી લાગણીથી લખાએલું સાહિત્ય સમાજ આગળ મૂકી ગયા છે. તે જ માસના ડિસેમ્બરમાં તેમનું અવસાન થવા સાથે તેમનો ' સંદેશો ' પણ બંધ પડયો.

તેમની સહાયથી નીકળેલું ત્રીજું પત્ર તે ' બાળલગ્ન નિષેધક પત્રિકા ' છે. અમદાવાદમાં ' બાળલગ્ન નિષેધક મંડળ ' એ નામની એક ઉપયોગી સંસ્થા તરફથી તે બહાર પાડવામાં આવેલું. આ પત્ર તેમ તે મંડળ સંબન્ધી કાંઇ ઉપયોગી હકીકત આપવાનું સાધન ન હોવાથી વિશેષ ઉલ્લેખ કરવાનું બની શકયું નથી.

'ગુજરાત અને કાઠીઆવાડ દેશની વાર્તાઓ' નામે બ્હાર પડેલા પુસ્તકમાં તેમણે કેટલીક વાતો લખી છે. જાણીતા અવલોકનકાર સ્વ. નવલરામભાઇએ એ પુસ્તકની ભાષા સંબન્ધે લખેલું કે 'આવું શુદ્ધ ગુજરાતી આજ પર્યન્ત કોઇ પારસીએ લખેલું અમે જોયું નથી'—વળી તેઓ ઉમેરે છે કે 'ભાષા એ જ આ ગ્રન્થની ખુબી હોય એમ નથી. લખનારની વિદ્વત્તા અને રસિકતા ડગલે ડગલે જણાઇ આવે છે.' આનું કારણ સ્વ. કેશવલાલભાઇના એક બાળસ્નેહી અને જાણીતા સાક્ષરશ્રી ડાહ્યાભાઇ દેરાસરી તેમના સાઠીના સાહિત્યમાં જણાવે છે કે 'એમાંની કેટલીક વાતો જાણીતા ગુજરાતી લખનાર સ્વ. કેશવલાલ મોતીલાલ વકીલની છે.'

આ ઉપરાંત પણ તેઓ પ્રસંગોપાત માસિકપત્રોમાં લખતા. તેમની જીંદગીના છેક પાછલા ભાગમાં તેમણે લખેલા 'જ્ઞાનસુધા' માં 'વામનલોકમાં પ્રવાસ' નાં છ પ્રકરણ બહાર પડયાં છે. અંગ્રેજીમાં લખાયલી ગુલિવર્સ ટ્રાવેલ્સને મળતી આ એક રમુજી કલ્પિત વાર્તા છે. 'વૈસ્યપત્રિકા'માં 'પત્રમાળા' ના છ પત્રો 'વ્હાલા ચિ૦' ને સંબોધીને લખ્યા છે. આ પત્રોમાં માતપિતા, મુરબ્બીઓ, ભાઇભાન્ડુ, સ્નેહી સંબન્ધીઓ, મિત્રો, કુટુમ્બની સ્ત્રીઓ વગેરે પ્રત્યે એક ઉછરતા યુવાને કેમ વર્તવું—એ સંબન્ધે અતિ બોધક ઉપદેશ કર્યો છે.

આ સિવાય પણ પ્રકટ નહિ થએલા લેખોમાં 'રામાયણનું બોધક તત્વ' અને 'આત્મારામની સંસારયાત્રા' તથા 'સ્વદેશી ઉદ્યોગના સંદેશા' માટે લખવા ધારેલ કેટલાક અધૂરા લેખો પૂર્ણ થયા હોત તો સાહિત્યભંડોળમાં સારો ઉમેરો થાત એમાં કાંઇ સંદેહ નથી.

આ પ્રમાણે કેશવલાલભાઇએ ન્હાનપણમાં ધારેલો ઇરાદો ઇશ્વર ઇચ્છાએ આખી જીંદગી સુધી સતત જળવાઇ રહ્યો, એમ

પ્રત્યક્ષ દેખાઇ આવે છે. તેમને માથે અનેક ગંભીર ફરજો અને નાનાવિધ પ્રવૃત્તિઓ છતાં લખવાનો પરિચય જારી રાખી, પોતાના તરફથી ગુજરાતી સાહિત્યમાં ઉપયોગી વાંચનરૂપે વારસો મૂકી ગયા છે. કેશવલાલભાઇના 'લેખકના ધંધા' સંબન્ધે આટલું અવલોકન બસ થશે.

**સંસારસુધારક**—કેશવલાલભાઇના જીવનનું એક બીજું લક્ષ્ય તે સંસાર સુધારણાનું હતું. તેઓ જન્મથી જ એક સુધારક હતા, એમ કહેવું એ કાંઇ અતિશયોક્તિ ભરેલું નહિ કહેવાય. ન્હાનપણમાં જ તેમને પોતાની જ્ઞાતિના એકડાનું બંધારણ બેડી રૂપ લાગેલું અને તે તોડવા તેઓ તત્પર થએલા, એવું તેમણે તેમના પિતાશ્રી ઉપર લખેલા એક કાગળ ઉપરથી જણાય છે. ઉપરાંત સમર્થ ટીકાકાર સાક્ષરશ્રી નવલરામે વખાણેલી 'બુદ્ધિ અને રૂઢિની કથા,' 'ભોજનવ્યવહાર ત્યાં કન્યાવ્યવહાર' 'કજોડાં દુઃખ દર્શક નાટક' બાળલગ્ન નિષેધક પત્રિકા, તથા બીજા કેટલાક લેખો આ દિશામાં તેમના વિચારોનો સારો ખ્યાલ આપે છે.

ગુજરાતના અગ્રગણ્ય લેખાતા સુધારકોની સાથે રહી તેમણે પ્રથમ આપણા દેશની સાંસારિક સ્થિતિ સુધારવા તથા બાળલગ્ન અટકાવવા એક 'બાળલગ્ન નિષેધક મંડળ' સને ૧૮૮૮-૯૦ ના અરસામાં સ્થાપેલું અને તેને અંગે એક પત્રિકા કાઢી હતી. પોતાના છોકરાને સોળ વર્ષ પહેલાં નહિ પરણાવવાની અને વર કન્યા વચ્ચે કમીમાં કમી પાંચ વર્ષનો તફાવત રાખવો, આવી બે આકરી પ્રતિજ્ઞાઓ લેનાર જ આ મંડળનો સભાસદ થઇ શકતો. છતાં પણ આશરે ત્રણસો સભાસદો આ મંડળમાં જોડાયા હતા.

આ મંડળને પાછળથી 'ગુજરાત હિન્દુ સંસાર સુધારા સમાજ'-ના રૂપમાં ફેરવી નાખવામાં આવેલું. સમાજના ત્રિમાસિક હેવાલ ઉપરથી જણાય છે કે બાળલગ્ન અટકાવવા, લગ્ન આદિ પ્રસંગોએ

કરવામાં આવતા મોટા વરાનાં ખર્ચો ઘટાડવા, સ્ત્રી કેળવણીની વૃદ્ધિ કરવા અને એકંદરે સમાજમાં પેસી ગએલા ખોટા રિવાજ અટકાવવા ગુજરાતમાં ગામેગામ ફરી લોકોને ઉપદેશ કરવાની ધારણા તે વખતના સમાજના સ્થાપકોએ રાખેલી. આ ઉદ્દેશ પાર પાડવા માટે કેશવલાલભાઇએ નડીઆદ મુકામે એક ભાષણ તા. ૨૫ મીના રોજ કન્યાવિક્રય ઉપર અને બીજું તા. ૨૬ મી મે સને ૧૮૮૮ ના રોજ સ્વર્ગસ્થ સાક્ષરશ્રી ગોવર્દ્ધનરામભાઇના પ્રમુખપણા નીચે બાળલગ્ન અટકાવવા વિષે—એમ બે ભાષણો આપેલાં. તેમજ આ મંડળના એક ઉત્સાહી મંત્રી રા. કવિ ગણપતરામ રાજારામે ઉમરેઠ, ગોધરા, ઠાસરા વગેરે સ્થળોએ જઇ ભાષણ આપેલાં, તેનો વૃત્તાન્ત ત્રિમાસિક હેવાલમાં છપાયો છે. આ ઉપરથી સહજ જણાય છે કે સંસારસુધારાના કાર્યમાં સ્વ. કેશવલાલભાઇએ યથાશક્તિ જિગર રેડયું હતું.

સંસારસુધારાની દૃષ્ટિથી પોતાની જ્ઞાતિને સુધારવા તેમણે કેટલાક પ્રયત્નો કરેલા. તેને અંગે ભાષણો કરેલાં, ચોપાનીઆં છપાવેલાં અને અનેક પ્રસંગે ચર્ચાઓમાં ઉતરેલા; પરન્તુ આ દિશામાં તેમના સઘળા પ્રયાસ નિષ્ફળ ગએલા. જો કે તેમણે કરેલી સૂચનાઓમાંની થોડીક જ્ઞાતિના રીતરિવાજોમાં દાખલ થએલી હાલ જોવામાં આવે છે.

સંસારસુધારાના એ ચુસ્ત હિમાયતીએ પોતાની જીંદગીમાં પ્રસંગોપાત અનેક હિમ્મતભર્યાં પગલાં ભર્યાં હતાં. પોતાના નાના ભાઇ જેઠાલાલને સને ૧૮૯૩ ની સાલમાં બેરિસ્ટર થવા ઇંગ્લાંડ મોકલ્યા હતા. આ રીતે તેમણે ખડાયતા જ્ઞાતિમાં પરદેશગમનનો પ્રતિબન્ધ તોડવાની પહેલ કરી હતી. બલ્કે ગુજરાતની સમસ્ત વણિક કોમને માટે પરદેશગમનનો માર્ગ ખુલ્લો કરી આપવાનું માન કેશવલાલભાઇને જ ઘટે છે. પોતાની જ્ઞાતિના એકડાનું બન્ધન તોડી પરએકડામાં કન્યા આપવાની હિમ્મત પણ તેમણે કરેલી. પોતાની દીકરીઓને ઉચ્ચ કેળવણી આપવાની તથા કુટુમ્બની મોટી, ઉમ્મરની

સ્ત્રીઓને ઘેર શિક્ષણ આપવાની ગોઠવણ તેમણે કરેલી. એકંદરે સ્વ. કેશવલાલભાઈએ જીવનભર મન, વચન અને કર્મે કરી સંસાર સુધારાની સબળ હિમાયત કરી છે.

**ઔદ્યોગિક પ્રવૃત્તિ**—દેશની ઉન્નતિ તરફ તેમનું વલણ અતિ ભારે હતું. દેશમાં ઉદ્યોગની પ્રવૃત્તિ અને દેશી કારીગરીના ઉત્તેજન વિના દેશની ઉન્નતિ નથી, એવી એમની દૃઢ માન્યતા હતી. પોતાના સ્વભાવ પ્રમાણે તેમણે આ માન્યતા અમલમાં મૂકવા, અને અમદાવાદમાં એક નવીન ઉદ્યોગ દાખલ કરવાના હેતુથી 'અમદાવાદ મેટલ ફેક્ટરી' નામનું એક કારખાનું સને ૧૮૯૩ ની સાલમાં સ્થાપ્યું. આ કારખાનાનો આખો ઇતિહાસ અને અન્ત ભારે દુઃખદ છે. આ કારખાનામાં સંચાથી તાંબા–પીત્તળનાં વાસણ બનતાં. કારખાનાનાં સરવૈયાં ઉપરથી જણાય છે કે સને ૧૮૯૫ ની સાલમાં કામની શરૂઆત થએલી અને સને ૧૮૯૭ ની સાલ સુધી કારખાનાનું કામ ધમધોકાર ચાલ્યું. નફો પણ મુડી અને નવા ઉદ્યોગના પ્રમાણમાં સારો થતો. સને ૧૮૯૮ માં મરકી ફાટી નીકળી અને ૧૮૯૯ માં ભયંકર દુષ્કાળ પડયો, તેની અસર કારખાના ઉપર થઈ. ઉપરાઉપરી ખરાબ વર્ષો આવવાથી તાંબા–પીત્તળના ભાવ ગગડી ગયા, વકરો મોળો પડી ગયો, અને કારખાનું નફો કરતું બંધ થયું. પરિણામે કારખાનામાં તાંબા–પીત્તળનાં વાસણ બનાવવાનું કામ બંધ કરવાની જરૂર પડી, અને લગભગ ૧૮૯૯ થી ૧૯૦૨ ની સાલ સુધી આ કારખાનું તે રીતસર વેપારની દૃષ્ટિથી કામ કરતું કારખાનું નહિ, પણ એક પ્રયોગશાળા બની રહી. તાંબા–પીત્તળનાં વાસણને બદલે શું બનાવવું; કઇ ધાતુનું કામ ચાલુ કરવું અને કઇ શાખામાં સારો નફો મળશે, તેના એક પછી એક અનેક અખતરા અજમાવવા પાછળ સ્વ. કેશવલાલભાઈ તન, મન અને ધનના ભોગે ખંત અને દૃઢતાથી મંડયા રહ્યા. આ અખતરાના પરિણામમાં

લોખંડનો ઉદ્યોગ હાથ લાગ્યો. લોખંડ કામમાં નફો પ્રમાણમાં સારો જણાયો, તેથી એ ઉદ્યોગ ખીલવવા પાછળ અથાક પ્રયાસ આદર્યો. કારખાનાનું કામ સને ૧૯૦૨–૩ થી પાછું હારે પડયું. અખતરાઓમાં અને ખરાબ વર્ષોમાં કારખાનામાં થએલી ખાદ વાળવા, લોખંડના ઉદ્યોગને મોટા પાયા ઉપર ખીલવવા ફરી નવા સંચા મંગાવ્યા. પરન્તુ દુર્દૈવે કારખાનાની દશા સુધારતા પહેલાં તેમનું અવસાન થયું અને મનમાં બાંધેલી અનેક શુભ આશાઓ મનમાં જ રહી ગઇ.

આ કારખાનામાં તમામ પ્રકારનો પીત્તળ તથા લોખંડનો ઇમારતી સામાન, ( સ્ટોપર્ડ, મીજાગરાં, હેન્ડલ્સ, ખીંટીઓ વગેરે ) પીત્તળનાં તાળાં, પીત્તળ તથા લોખંડના નકસીદાર ખડીઆ, વગેરે ઘણા પ્રકારના નકસીવાળા પીત્તળ તથા લોખંડના ભરતના દાગીના બનતા. તેમજ કાપડ–સુતરની મીલોના સંચાના ભાગ્યાતૂટયા ભાગો નવા બનાવવામાં આવતા. આ ઉપરથી વિલાયતથી આવતી સાળો જેવી સાળો બનાવવાનો પ્રયાસ તેમણે આદર્યો અને પરદેશી સાળોથી સહેજ જુદા પ્રકારની અને જુદા ઘાટની સાળ બનાવવા પાછળ ઘણું દ્રવ્ય ખર્ચ્યું. પરિણામમાં એક સાળ તૈયાર કરવામાં આવી. તેમાં ૮૦–૧૦૦ નંબરના સુતરનું કાપડ સંતોષકારક વણાયું, આથી તેમણે બીજી પાંચ સાળો તૈયાર કરાવી. આ સાળ વિલાયતથી આવતી સાળ કરતાં અરધી કીમતે વેચવા છતાં પણ સારો નફો જણાયો, તેથી એ ઉદ્યોગ ખીલવવા તેમણે એક સ્વદેશી સાળ કંપની નામે એક કારખાનું કાઢવાનો વિચાર કર્યો. પણ આ નવી કંપની સ્થાપ્યાને પૂરું એક વર્ષ થયું નહિ, દરમ્યાન તેમનો સ્વર્ગવાસ થયો, તે સાથે આ નવીન ઉદ્યોગની ધારણા પણ પડી ભાગી.

આ ઉપરાંત તેમણે દેશના વેપાર ઉદ્યોગ ખીલવવા ઘણી ઘણી કલ્પનાઓ કરેલી. અને વખત, મહેનત અને નાણાંને ભોગે

તેમણે નાના-મોટા ઘણા ઉધામા કરેલા. તેમની દૃઢ માન્યતા હતી કે:—

દેશની ઉદ્યોગ પ્રવૃત્તિની અભિવૃદ્ધિ કરવી એ દરેક સ્વદેશાભિમાનીનું કર્ત્તવ્ય છે.

નવીન વેપાર-ઉદ્યોગ ખીલવવામાં જ દેશની ઉન્નતિ છે.

વળી તેઓ કહેતા કે:—

"જનમી જગમાં દેશની, કરી ન સેવા કાંય ;
જન્મારો એળે ગયો, પેટ ભરે શું થાય ?
ધૂન મચાવો રાત દિન, ઘેર ઘેર આ દેશ ;
ઉદ્યમને ઉદ્યમ તણો, એ જ ખરો ઉદ્દેશ."

**સામાજિક સેવાઓ**—સ્વ. કેશવલાલે પોતાની જીંદગીમાં કરેલાં તમામ લોકકલ્યાણનાં કામોનું અવલોકન કરવું કઠણ છે. જીવનની શરૂઆતથી જ તેઓ હરકોઇ નાની મોટી પ્રવૃત્તિમાં હિસ્સો આપતા અને ખાસ કરી અમદાવાદનાં તમામ જાહેર કાર્યોમાં તેમનું જીવન એટલું ઓતપ્રોત ગુંથાયું હતું કે અમદાવાદમાં ભાગ્યે જ કોઇ જાહેર સંસ્થા કે સભા સાથે તેમનો સમ્બન્ધ નહિ હોય.

વિશેષે કરી અમદાવાદ મ્યુનિસિપાલિટી સાથેનો તેમનો સંબંધ, અમદાવાદમાં મ્યુનિસિપાલીટીની સ્થાપના થઇ ત્યારથી તે સ્વ. કેશવલાલભાઇના અન્તકાળ સુધી સતત્ રહેલો. તે દરમ્યાન પ્રજાના લાભ માટે તેમણે અનેક પ્રયાસો કરેલા. અમદાવાદ શહેરમાં પાણીના નળ અને ગટર દાખલ કરવાના કાર્યમાં સ્વ. રા. બ. રણછોડલાલ છોટાલાલની સાથે તેમણે પણ અથાક શ્રમ લીધેલો. મ્યુ. કાઉન્સિલર તરીકે તેમણે કરેલી સેવાની કેટલી કદર થએલી, તે નીચેના ઉતારા ઉપરથી જણાઇ આવે છે—

( મૂળ અંગ્રેજીનો તરજુમો :— )

(૧) 'મ્યુ. વાઇસ પ્રેસિડેન્ટનું માન ફરી પણ મિ. કેશવલાલ મોતીલાલને પ્રાપ્ત થયું છે. મિ. કેશવલાલ અનુભવી અને ઉત્સાહી છે,

એટલું જ નહિ પણ છેલ્લાં અઢાર વર્ષની મ્યુનિસિપલ કાઉન્સિલર તરિકેની કારકીર્દિમાં કરેલી અનેક સેવાઓ તેમની લાયકાતનું સરસ પ્રમાણ છે. મ્યુ. વાઈસ પ્રેસિડેન્ટના હોદ્દા ઉપર તેઓ ફરી ચુંટી કઢાયા. એ તેમની લાગવગ, બાહોશી અને કુશળતાનો સારો પૂરાવો છે. ' **પ્રજાબંધુ** '

(૨) ઠરાવ કરવામાં આવે છે કે અમદાવાદ ડિસ્ટ્રીકટ કોર્ટના વકીલ અને આ બોર્ડના માનવંતા સભાસદ મી. કેશવલાલ મોતીલાલના અકાળ મરણના સમાચાર આ સભાએ ભારે શોક અને ગમગીની સાથે સાંભળ્યા છે. તેઓ આ કાઉન્સિલના જૂનામાં જૂના એટલે કે નામદાર સરકારે સને ૧૮૮૪ માં સ્થાનિક સ્વરાજ્યનો હક બક્ષ્યો ત્યારથી સભાસદ હતા. તેઓ છ વર્ષ સુધી મ્યુ. ના વાઇસ પ્રેસિડેન્ટના હોદ્દા ઉપર રહેલા. તેમજ તેમણે પ્રમુખની ગેરહાજરીમાં પ્રથક પ્રથક ત્રણ પ્રસંગે પ્રમુખની ફરજો બજાવેલી. મ્યુનિસિપાલિટીના એક સભાસદ તરિકે સદ્‌ગત ગૃહસ્થે અતિ ગુંચવણભરેલાં કામો બહુ જ ચોકસાઈ અને ઝીણવટથી ઉકેલવામાં ડાવકી સલાહ આપીને શહેરની અપૂર્વ સેવા બજાવી છે. સ્કુલ્સ કમિટીના ચેરમેન તરિકે આ શહેરની કેળવણીના કાર્યમાં બહુ ઉપયોગી અને કીમતી સેવા ઉઠાવી છે. લો. કમિટીના સભાસદ તરિકે તેમની સલાહમાં નિષ્પક્ષપાતપણું અને ન્યાય હમેશાં જોવામાં આવતાં. તેમના અવસાનથી આ બોર્ડને ભારે ખોટ પડી છે અને તે પૂરાતાં ઘણો લાંબો કાળ લાગશે.'

( મ્યુ. બોર્ડના પ્રોસીડીંગ્સમાંથી ઉતારો. તા. ૩૦-૧૨-૧૯૦૭ )

અમદાવાદમાં ગુજરાતવૈશ્યસભાની સ્થાપના કરવામાં, તેનું બંધારણ ઘડવામાં તથા મકાનો બાંધવાની યોજના કરવામાં તેમણે અથાક શ્રમ લીધેલો. વૈશ્યપત્રિકાના તંત્રી લખે છે કે ગુજરાતવૈશ્યસભાના આગેવાન સભાસદ અને સહાયક, અમદાવાદના સુપ્રસિદ્ધ વકીલ રા. રા. કેશવલાલ મોતીલાલના પરલોકવાસથી ગુજરાતવૈશ્યસભાને એક અનુભવી, કુશળ અને વિચારશીલ સભાસદ-સહાયકની ખોટ પડી છે, તે તાત્કાલિક પૂરાવી મુશ્કેલ છે.

ગુજરાતસભા, ગુજરાતવર્નાકયૂલરસોસાયટી, પ્રાણીઓ ઉપર ગુજરતું ઘાતકીપણું અટકાવનારૂં મંડળ વગેરે સભાઓ અને મંડળોના કાર્યવાહકમંડળમાં રહી તેમણે કીંમતી સેવા ઉઠાવી હતી.

**અવસાન**–અન્તમાં આ વિવિધ દિશામાં કર્ત્તવ્યપરાયણ પુરૂષ સને ૧૯૦૭ ના ડિસેમ્બર માસની ૨૬ મી તારીખે ત્રેપન વર્ષની ઉમ્મરે તાવની છ-સાત દિવસની ટૂંક બીમારી ભોગવી પરલોકવાસી થયા.

તેમના અવસાનની નોંધ લઇ ગુજરાત અને મુંબઇનાં દૈનિક, અઠવાડિક અને માસિકપત્રોએ તેઓશ્રીની યોગ્ય કદર કરી છે. તેમના મિત્ર શ્રી. ગણુપતરામ અનુપરામ ત્રવાડીએ લખેલું કે :—

'અમદાવાદે તો શું, પણ આખા ગુજરાતે દૃઢ સંકલ્પવાળો અને વિચારશીલ સંસાર સુધારક, મન વાણી અને કર્મે કરીને સ્વદેશીનો હીમાયતી, ટીકાકાર. નવલરામભાઇએ વખાણેલી બુદ્ધિ અને રૂઢિની કથાનો લેખક અને સ્થાનિકસ્વરાજ્યનો પોષક ખોયો છે. મારા વિચાર પ્રમાણે એ નરવીરની ખોટ પૂરાવી મુશ્કેલ છે.' ખાનગી પત્ર તા. ૩૦-૧૨-૦૭ *

**ઉદ્યમ સાહસ ધૈર્ય ને બુદ્ધિ શકિત પુરૂષાર્થ;**
**ષટ્ગુણધારક સજ્જનો, પ્રભુપ્રસાદી-પાત્ર.**



* ( બુધ્ધિપ્રકાશ; જુલાઇ, ૧૯૨૦ ) લેખકઃ—શ્રી૦ શંકરલાલ દ્વારકાદાસ પરિખ, કઠલાલ.

જીવનસ્મરણો

સ્વ. રામદાસ વિઠ્ઠલદાસ દરબાર



બાગલકોટ

# શ્રી. રામદાસ વિઠ્ઠલદાસ દરબાર

| જન્મ: | વૈકુંઠવાસ |
|---|---|
| રામનવમી, સંવત્ ૧૯૨૦ | ચૈત્ર વદ ૧૪, સંવત્ ૧૯૮૩ |

લગભગ પાંચેક સૈકાપર આપણી જ્ઞાતિનાં કેટલાંક ગૂજરાતી કુટુંબોએ ઉદ્યોગધંધાર્થે દક્ષિણમાં વસવાટ કરેલો. તેમાંનું એક સૌથી વિશેષ ખાનદાન અને સુખી કુટુંબ બીજાપુરમાં રહેતું. શેઠશ્રી વિઠ્ઠલદાસ તેના મૂળ પુરૂષ. તેમને ત્રણ પુત્રો. સૌથી મોટા વિષ્ણુદાસ; બીજા રામદાસ અને સૌથી ન્હાના નારાયણદાસ.

સૌથી મોટા શેઠ સૌથી પહેલા વૈકુંઠવાસી થયા, અને સૌથી ન્હાના શેઠ નારાયણદાસ, જેઓ બીજાપુરની કોંગ્રેસ કમિટીના ચેરમેન હતા, તેઓને ગુજરી ગયે ફક્ત ચારેક વર્ષ થયાં અને—એટલામાં તો વચટ પુત્ર શેઠશ્રી રામદાસ દરબારનો, મધુપ્રમેહના જીવલેણ દર્દથી સં. ૧૯૮૩ ના ચૈત્ર માસની કૃષ્ણ ચતુર્દશીને દિવસે દેહોત્સર્ગ થયો !

સંવત્ ૧૯૨૦ના ચૈત્ર શુદ ૯ ને રોજ શેઠશ્રી રામદાસ દરબારનો જન્મ થયો હતો. વંશપરંપરાગત્ વારસામાં ઉતરી આવેલ વહેપારી કુનેહને લીધે ઉદ્યોગ, સાહસ, ખમીર અને બુદ્ધિચાતુર્ય જેવા ઉમદા ગુણો, તેમના બાલ્યકાળથી જ દીપી ઉઠતા. યુનિવર્સિટીની ઉંચી પરીક્ષા આપવા જેટલું તેમને કાંઇ વિધવિધ ભાષાનું જ્ઞાન ન હતું. રામદાસભાઇએ મરાઠી ઉપરાંત, વહેવાર અને વહેપારની સગવડ પૂરતો જ ગૂજરાતી અને અંગ્રેજીનો અભ્યાસ કરેલો—અથવા એમ પણ કહી શકાય કે મ્હાવરાથી તેઓ પરભાષાનું જ્ઞાન મેળવી શકેલા. પણ એ વાત બહુ મહત્ત્વની ન ગણાય. એવા ઘણાય ભાષાવિશારદો આપણે જોઇએ છીએ, કે જેમનાં જ્ઞાન કટાઇ જતાં હોય છે અથવા પ્રાપ્ત જ્ઞાનને લાંચ્છન લાગે એવી છેક મધ્યમ પંક્તિની નોકરીઓદ્વારા તેનો વ્યય થતો હોય છે. શેઠશ્રી રામદાસભાઇના જીવનમાંથી આપણુને જુદું જ તત્ત્વ જાણવાનું મળે છે. અભ્યાસની દૃષ્ટિએ તેમનું ભણતર ઓછું; પણ અનુભવનું ઘડતર અપૂર્વ! તેમના દિલની દાનાઇ તો વળી તેથી પણ ચાર ચંદરવા ચડે. તે ખાનદાન શેઠની દાનાઇએ જ પોતાના ભાઇઓને જમીન અને ઝવેરાત કૃષ્ણાર્પણ કરી પોતે સાદા ગૃહસ્થને છાજતી ગૃહસ્થાઇથી ગાર્હસ્થ્યજીવન જીવતા હતા! અન પરિપકવ અનુભવશીલ એ સજ્જન શ્રીમંતના ઉદ્યોગી જીવનને ઓળખવા સારૂ એક જ વાક્ય પૂરતું થઇ પડશે કે પોતે સ્વતંત્ર ભોગવટો ધરાવતાં પાંચ પાંચ જીન અને ત્રણ ત્રણ પ્રેસના માલિક હતા! રસજ્ઞ વાચકો, આપ બાગલકોટની સફરે જાઓ અને ત્યાં આપણા દરબારશ્રીના આલિશાન બંગલાઓ, મૂગો બોધ આપશે કે સ્વયં પુરૂષાર્થના પ્રબળ બળે શ્રીમંતાઇને વરેલી, સમાજ અને સ્વદેશની વિરલ વિભૂતિઓમાંની એક વિશિષ્ટ વ્યક્તિ તે 'બાગલકોટના સિંહ' આપણા રામદાસભાઇ.

બીજાપુરના નવાબ અલી અદિલશાહના શાસનકાળથી તેમના પૂર્વજોને 'દરબાર' નો ઇલ્કાબ મળ્યો છે અને એ 'દરબાર'

શબ્દને પોતે સાર્થ પણ કરેલો છે. તેઓ દરબાર તે 'દરબાર' જ હતા. પોતે જેમનાપર રીઝતા, તેમને મ્હોં માગી મદદ કરવામાં પાછી પ્હાની કરતા નહિ; તેમ જો કોઇ દેખતી આંખમાં ધૂળ નાખવાનો પ્રયત્ન કરે, તો તેને ઠેઠ પહોંચાડે પણ ખરા. તેઓ સ્વાતંત્ર્યદેવીના પ્રખર પૂજારી હતા. તેમને પરાવલંબન પ્રિય ન હતું તેમ ખુશામતિયું જીવન પણ તેમને નહિ ગમતું. તેથી ઉલટું, ઘણાય સરકારી અમલદારોને તેઓ આશરો આપતા અથવા તેમની સાનુકૂળતા જળવાય તેવો પ્રબંધ કરી આપતા; પરંતુ તેનો અર્થ એવો નથી કરવાનો કે અમલદારોના તેઓ ઓશિયાળા રહેતા હોય. આ વિષે એકાદ બે દૃષ્ટાંતો અહીં ટપકાવવા જેવાં છેઃ એકવાર કલેકટરે ચીઠી લખીને તેમને પોતાને બંગલે બોલાવ્યા. ત્યારે ઉત્તરમાં લખ્યું કે 'આમંત્રણ માટે આભાર થયો; પણ દિલગીર છું કે ફુરસદને અભાવે મળવા આવી શકું તેમ નથી. જો બની શકે તો આપ જ મારે ત્યાં પધારશો!' મર્હુમની મક્કમતાનું વળી બીજું દૃષ્ટાંત-મર્હુમે મુંબઇના એક વેપારીને મોટી રકમનો માલ મોકલેલો, પણ રેલ્વે રિસિટ મોકલ્યા પછી માલમ પડયું, કે વેપારી સદ્ધર નથી. તેથી સ્ટેશનમાસ્તરને તુરત ખબર આપી, કે રિસિટનો માલ તેને ન આપવો. પરંતુ તે દરમ્યાન પેલા વેપારીએ એક યુરોપિયન કંપનીને સદરહુ માલ વેચી દીધો હતો; તેથી માલની ડીલીવરી તે કંપનીને જ લેવાની હતી. તેને માલ ન મળવાથી યુરોપિયન પેઢીએ નુકસાનીની ફરિયાદ નોંધાવી. તેમાં રામદાસ શેઠ જીત્યા. તે ઉપર અપીલ થઇ, તેમાં હાર્યા, તથાપિ એ મામલો ઠેઠ પ્રિવિકાઉન્સીલ સુધી પહોંચ્યો અને રામદાસ શેઠ કેવા પાણીદાર પુરૂષ હતા તેનો યુરોપિયન પેઢીને આબાદ અનુભવ મળ્યો.

વળી એક વધુ દૃષ્ટાંત-સાર્વજનિક હોસ્પિટલ બાંધવા સારૂ બાગલકોટની મ્યુનિસિપાલિટિને તેઓએ રૂ. ૧૫૦૦૦) આપવાની ઇચ્છા

દર્શાવેલી, પણ શરતોમાં વાંધો પડવાથી તેમણે તે વિચાર મોકુફ રાખ્યો. આમ કરવાથી મ્યુનિસિપાલિટિએ તેમનાપર દાવો કર્યો અને હોસ્પિટલ બંધાઇ ચૂકી; પરંતુ મ્યુનિસિપાલિટિની માગણી રીતસરની ન ગણાઇ અને તે હારી; તથાપિ તે દયાળુ દિલના દાનવીરે પોતાની રાજીખુશીથી એમના અનેક આલિશાન મકાનોમાંથી એક મ્યુનિસિપલ હોસ્પિટલ તરીકે વાપરવા આપ્યું હતું.

ખાનદેશ, મદ્રાસ વગેરે વિભાગોમાં વસતી ખડાયતા જ્ઞાતિમાં તેમનો માન-મરતબો ઉંચા દરજ્જાનો હતો. તેમની સલાહને અતિ કિમતી માનવામાં આવતી. આ તરફનાં લગ્નોમાં ખર્ચ ઘણું થતું અને દિવસો પણ વધારે વ્યતિત થતા. તે પ્રથામાં સુધારો કરવાની જરૂર તેમને જણાઇ. મિટિંગ ભરી, સુધારો થયો અને તેનો અમલ પોતાને જ ત્યાંથી તેમની દીકરીના લગ્ન પ્રસંગે થયો. પોતે દસા અને વીસાનો ભેદ ન રાખવાના મતના હતા. તેઓ તડ એકડાના વાડાઓ પણ ઇચ્છતા નહિ.

હવે આપણે મરહુમની સમાજ અને સ્વદેશપ્રત્યેની સેવાઓ જોઇએ: સન્ ૧૯૦૩ માં ભયંકર દુકાળ પડયો ; તે વખતે ઘણા દુકાળીઆઓને અને બેકાર માણસોને ‘ રિલિફવર્કસ ’ જેવાં કામ ખોલી ઉદ્યમે વળગાડી, આજીવિકા મેળવતા કરેલા; ઉપરાંત વીજાપુરમાં અન્નક્ષેત્ર ખોલી, સવા વર્ષ સુધી સદાવ્રત આપવાં ચાલુ રાખ્યાં હતાં. સરકારે આ સેવાથી પ્રસન્ન થઇ શેઠને ઉમદા પ્રમાણપત્ર આપ્યું હતું. પોતે બાગલકોટના ‘ અન્નદાતા ’ કહેવાતા, અને સન્ ૧૯૧૯ માં સરકાર તરફથી પણ તેમને ‘ રાવસાહેબ ’નો ઇલ્કાબ મળ્યો હતો.

બાગલકોટના પોતે બીજા વર્ગના મેજીસ્ટ્રેટ હતા ; પરંતુ ૧૯૨૧ માં અસહકારની ચળવળ ચાલી, ત્યારે સ્વદેશસેવાને અંગે તેઓએ મેજીસ્ટ્રેટના હોદ્દાને અને “ રાવસાહેબ ” ની પદવીને ત્યજી

દીધાં, અને ત્યારથી તેઓ વીજાપુર જીલ્લાની રાષ્ટ્રીય ચળવળના અગ્રગણ્ય નેતા બન્યા હતા. બાગલકોટની તાલુકા કોંગ્રેસ કમિટિના પોતે આમરણાંત પ્રમુખ હતા.

શેઠ રામદાસભાઇનું જીવન ધાર્મિક આચરણથી અલંકૃત હતું. હરકોઇ સંપ્રદાયના આચાર્યવરોનું તેમને ત્યાં સ્વાગત થતું. પોતે ખેતીવાડી અને એન્જીનિયરિંગ વિષયમાં પણ નિષ્ણાત હતા.

સંવત્ ૧૯૮૦ ની સાલમાં મર્હુમનો હીરક મહોત્સવ ઉજવાયો હતો. તે પ્રસંગે તેમણે પચીસેક હજાર રૂપિયા ખર્ચી, મહાયજ્ઞ-સમારંભ કર્યો હતો.

આવા એક દાનવીર, સ્વદેશભક્ત, સમાજ અને જ્ઞાતિહિતચિંતક સજ્જનનો ૬૩ વર્ષ જેટલી બુજરગ વયે તા. ૩૦: ૪:'૨૭ ને રોજ વૈકુંઠવાસ થયો, ત્યારે તેમના માનમાં બાગલકોટનાં બજાર તથા મ્યુનિસિપલ શાળાઓ બંધ રહી હતી અને શહેરીઓની જાહેરસભાએ તા. ૨: ૫: '૨૭ ને રોજ શોકપ્રદર્શક ઠરાવ કરી, તેમના અવસાનથી બીજાપુર જીલ્લાને જ નહિ, પરંતુ કર્ણાટકજીલ્લાને પણ ભારે ખોટ ગઇ છે એમ પ્રદર્શિત કર્યું હતું.

તેઓ પોતાની પાછળ કીશોરવયનો એક પુત્ર અને ત્રણ દીકરીઓને મૂકતા ગયા છે.

**પુણ્ય અને પરમાર્થથી, પવિત્ર જેહ ' ભવન ';**
**ભવસંસારે ' ભવન ' તે: અન્ય ' ભવન ' સૌ ' વન ' !**



# શ્રી. હરગોવિન્દદાસ લક્ષ્મીચન્દ પરિખ

| જન્મ: | વૈકુંઠવાસ |
|---|---|
| રામનવમી, સંવત્ ૧૯૧૭ | વૈશાખ વદ પાંચમ, સંવત્ ૧૯૭૭ |

ભગવાન રામચન્દ્રજી સચ્ચાઇના સાથી હતા. અનાથના નાથ હતા. દીનદુ:ખીઆંના બેલી હતા. તેમના શ્વાસોચ્છ્વાસે પ્રેમની સુવાસ ફોરતી. એમની નીતિ નિર્મળ: એમનો ધર્મ નિર્મળ: એકવચની એમનું જીવન નિર્મળ.

એવા પતિપાવન શ્રી રામચન્દ્રજીની જે જન્મજયંતી, તે જ શ્રીમાન્ હરગોવિન્દદાસ પરિખની વર્ષગાંઠનો દિવસ. ચૈત્ર શુદ નોમ, સંવત્ ૧૯૧૭.

અમદાવાદ જીલ્લામાં આવેલું નાનકડું કણભા ગામ, તેમનું મૂળ વતન. જ્ઞાતિએ વીસા ખડાયતા; એકડો વટવાનો.

તેમનો અભ્યાસ ગૂજરાતી છ ધોરણ જેટલો; પરંતુ અનુભવ? ડબલ ડિગ્રિની 'દ્વારકાની છાપ' પામેલાઓ પણ અંજાઇ જાય એટલો; અને એમાંથી શું ચડે, અભ્યાસ કે અનુભવ? મહાપુરૂષો કહે છે કે અનુભવ.

સાહસ ને ખંત: ખમીર ને ખાનદાની; એ તેમના ખાસ સદ્ગુણો હતા.

જીવનસ્મરણો

સ્વ. હરગોવિન્દદાસ લક્ષ્મીચંદ પરિખ



કણભા.

એવા અનુભવી શ્રીમાન્ હરગોવિન્દદાસભાઇ જેટલા વ્યવહાર-કુશળ હતા, એટલા જ વેપારનિપુણ પણ હતા. પોતે ગર્ભશ્રીમંત નહતા. આજથી દોઢેક દાયકાપર પણ હાલના જેટલી, તેમને ત્યાં 'વ્યાપારે વસંતિ લક્ષ્મી'ની રેલછેલ ન મળે! સ્વયંપુરુષાર્થે લાખે લેખાં લખાયાં ને તેઓ લાખમાંથી થયા લક્ષાધિપતિ.

પોતે લક્ષાધિપતિ થયા ખરા; તેમણે લક્ષ્મીદેવીને પ્રસન્ન કર્યાં ખરાં; પરંતુ કેટલાક લખોપતિઓ લક્ષ્મીજીની ગુલામી સેવતા જોવાય છે, તેવા તેઓ લક્ષ્મીજીના વિચિત્ર ગુલામ નહતા, પણ પવિત્ર પૂજક હતા.

કલદારના ગુલામો હોય, તે 'પૈસો મારો પરમેશ્વર' માને; પવિત્ર પૂજારી હોય, તે 'ખર્ચ્યું તે ખોયું ને આપ્યું તે કમાયો' એમ માને: હરગોવિન્દદાસ પરિખ જેવા કમાતા કર્મવીર હતા, તેવા દાનદાતા ધર્મવીર પણ હતા. પુણ્ય સેવા ને પરોપકાર, એ જ તેમના હૃદયનો, ધર્મભક્તિભર્યો ધડકાર.

કણભામાંથી રૂ ઇત્યાદિ ચોમાસુ પાક ખરીદવો ને અમદાવાદના બજારમાં વેચી જવો, એ તેમની વેપારી કુનેહનું પ્રાથમિક પગરણ. એમ ૧૯૫૫ સુધી ચાલ્યું અને પછી પડયો 'છપ્પનીઓ.'

છપ્પનીઆના દુકાળનાં દુઃખદ સ્મરણો, ભૂલવા મથતાં ય ન ભૂલાય એવાં છે. લોકને ત્યારે અન્ન ને દાંત વચ્ચે આદવેર પડયાં હતાં. બેકારી બેહદ! દુકાળીઆંને દહાડા કહાડવા દોહ્યલા હતા. સ્નેહવત્સલ માબાપોને મન, પેટનાં સંતાનો પણ પથરા જેવાં બોજારૂપ લાગતાં; અને ઘણાય જણે, તે અરસામાં સ્થપાયલા નડીઆદના હિન્દુઅનાથાશ્રમને હવાલે કરેલાં. જ્યાં જુઓ ત્યાં દીનતાનાં જ દર્શન! જ્યાં સાંભળો, ત્યાં દયા ને કરૂણાભર્યા આર્તનાદ! જ્યાં જાઓ, ત્યાં ભૂખનાં દુઃખ!

ત્યારે, રામજયંતીને જ દિવસે જન્મેલા શ્રીમાન્ હરગોવિન્દદાસભાઇના હૃદયમાં રામ વસ્યા. કાળમુખા દુષ્કાળથી કંગાલ હાલ ભોગ-

વતાં દુકાળીઆંનો પામર પોકાર તેમણે સાંભળ્યો. તેમનું દિલાવર દિલ દ્રવી ઉઠ્યું અને ચાર દિવાસોની વચ્ચે, મંદિરમાં પ્રતિષ્ઠિત થએલ શ્રી રાધાવલ્લભજીની ભક્તિ સાથે, દ્વારે દ્વારે દૃષ્ટિગોચર થતા દરિદ્રનારાયણોની સેવા કરવા તેઓ તત્પર થયા.

—અને "હાથે તે જ સાથે" ને ? દુકાળીઆંના ધર્મદાનનું પુણ્યકાર્ય તેમણે માણુસો માર્ફત ન લીધું. છૂટે હાથે ને જાતે જ સજ્જ થયા. ભૂખ્યાંને ભોજન ને તરસ્યાંને પાણી ; નવસ્ત્રાંને વસ્ત્રદાન ને અનાથોને ઓથ. એ રીતે, દુકાળના વસમા વર્ષમાં તેમણે પરમાર્થનાં પુણ્યબીજ વાવ્યાં. ગરીબોની કકળતી આંતરડી ઠારી ને પ્રભુના આશીર્વાદ પામ્યા ; પણ એ સઘળું સખાવતીનું ઢોલ પીટ્યા સિવાય–સાવ શાંતિથી ને ચૂપકીદીથી.

તેમનો ગ્રામ્યજીવનમાંથી નાગરિકજીવનનો આરમ્ભકાળ પણ એ જ સાલથી. સંવત્ ૧૯૫૬ ના દુકાળ પછી, શ્રીમાન્ હરગોવિન્દદાસભાઇ કણભાથી અમદાવાદ આવ્યા અને સ્વતંત્ર ધરવ્હાર સાથે, અમદાવાદને તેમણે જાથુનું નિવાસસ્થાન બનાવ્યું–કાળુપુરની કટકીઆવાડમાં.

તેમણે શરૂઆતમાં કાળુપુરમાં જથાબંધ અનાજ વેચનારી દુકાન ખોલી. પણ એ હતું કેવળ ચાર વર્ષનું ચાંદરણું ! હરગોવિન્દદાસભાઇને લલાટે 'પરિખ' લખાવાનું નિર્માણ હશે, એટલે તેઓ 'કણીઆ' કયાં સુધી રહી શકે ? તેઓએ ૧૯૬૦ ની સાલથી શરાફી પેઢી જમાવી.

અમદાવાદ–કંકુઓળમાં તેમની શરાફી પેઢી ઉઘડી અને કુંકુમપગલે પધારતાં લક્ષ્મીજીનો કલરવ શરૂ થયો. એમને જ નામે, પ્રસ્તુત પેઢી, માણેકચોકના ચોકઠા વચ્ચે હાલ ચાલુ છે.

અહીં એક પ્રસંગ નોંધવા જેવો છે. અમદાવાદમાં ડૉ. જમનાદાસ પ્રેમચન્દની 'ગૂજરાત ઑઇલ મિલ' હતી. તે વેપારી કુનેહ અને સુઘટિત્ વ્યવસ્થા સિવાય ટગુમગુ ચાલતી. ન મળે એનો

વિકાસ કે ન થાય એના નફામાં જીવ જેવી અભિવૃદ્ધિ. એને માટે કોઇ બાહોશ ઉદ્યોગવિશારદની જરૂર જણાઇ; અને મશહૂર સોલિસિટર સ્વ. ભાઇશંકર ન્હાનાભાઇની નજર આપણા હરગોવિન્દદાસપર ઠરી. શ્રીમાન્ પરિખની શરાફી પેઢી તો ચાલુ જ હતી, અને તે સાથે તેઓ ઉપરની મિલના સંયુક્ત એજન્ટ થયા. મિલનો તમામ વહિવટ તેમણે પોતાના હાથમાં લીધો અને કુશળ કારોબારવડે એ મિલને તેઓએ ઉંચી આણી. સન્ ૧૯૧૮ સુધી તેઓએ એ મિલનું તંત્ર સફળતાપૂર્વક ચલાવ્યું. પછી તો ' લક્ષ્મી દેખીને મુનિવર ચળે ' એ ન્યાયે કહો કે ગમે તે કારણે, ડૉકટર જમનાદાસના દીકરા બાલાભાઇને એમ જ લાગ્યું, કે એ મિલને હવે એકહથુ કરી નાખવી. ' ધણીનો કોઇ ધણી છે ? ' ભાગીદાર તરીકે જોડાતી વેળાએ ભોળા-વિશ્વાસુ હરગોવિન્દદાસભાઇએ કરારની કલમો કુળી રાખી હશે, એટલે તેઓએ એ વાત ત્યાંથી જ પડતી મૂકી અને ભાગતી દશામાં લીધેલી મિલને જાગતી–જ્વલંત સ્થિતિમાં મૂકયા પછી, ચોક્કસ નફો લઇને, તેઓ ત્યાંથી છૂટયા. છૂટયા પછી પોતે નિવૃત્તિ જ સેવતા. પાર્થિવ સ્વાર્થના કટુ અનુભવે તેઓશ્રીને સખ્ત આઘાત પહોંચાડયો. ત્યારપછી તેઓ યાત્રાએ ગયા અને ત્યાંથી પાછા ફર્યા પછી દુષ્કાળ સંકટનિવારણની પુણ્યપ્રવૃત્તિમાં પડયા. આ તરફ શરાફી પેઢીનો દિનમાન તો ચડતો જ રહ્યો હતો. તેમના એક વકીલ–વેપારી પુત્ર ને બીજા વ્યાપારકુશળ વડીલ પુત્ર, શરાફી પેઢીપર સ્વતંત્ર ઉદ્યોગ પ્રવૃત્તિને એવી જમાવતા રહ્યા, કે જેનાં સુન્દરતર ફળ-રૂપે અમદાવાદની પેઢી ઉપરાંત મુંબઇમાં હાલ તેની શાખા છે અને સાબરમતી સ્ટેશનને રસ્તે ' સાબરમતી ઑઇલ મિલ ' ચાલે છે ; જ્યારે પેલી ' ગૂજરાત ઑઇલ મિલ ' તો પાછી મૂળની જ ડામાડોળ સ્થિતિમાં ગોકળગાયની ગતિ ભોગવી રહી છે.

દેશના આ ભાગમાં સંવત્ ૧૯૭૪ની સાલમાં દુકાળ પડયો, તે વખતની તેમની જનસેવા જેવીતેવી નહતી. ગરીબોને રાહત

આપવા સારૂ શેઠ અંબાલાલ સારાભાઇ અને કસ્તુરભાઇ લાલભાઇ વગેરેએ મળીને 'ફેમિન રિલિફ કમિટી' સ્થાપી અને તે દ્વારા અનાજ સસ્તા ભાવે મળે તેવો પ્રબન્ધ રચ્યો. પણ તેની મુરાદ બરાબર બર ન આવી. પરિણામે શેઠ મંગળદાસ ગિરધરદાસને શ્રીમાન્ હરગોવિન્દદાસ મળ્યા. તેમણે પરિખનો પડતો બોલ ઝીલી લીધો અને અનાજ ખરીદવાને અંગે રોકવાની મૂડી શેઠ મંગળદાસે ધીરી. હરગોવિન્દદાસભાઇએ સસ્તા અનાજ માટે દૃષ્ટિને ઠેઠ પંજાબ સુધી દોડાવી અને ત્યાંથી લાખો રૂપિયાના ઘઉં ખરીદ્યા. એક બાજુ 'ફેમિન રિલિફ કમિટી' અને બીજી બાજુ હરગોવિન્દદાસભાઇની દુરંદેશીભરી શુદ્ધ વાણીઆશાહી દુકાનો: આ દુકાનોવડે શહેરની–તેમ જ કેટલાંક બહારગામોના વેપારીઓદ્વારા બીજી–ગરીબ તેમ જ મધ્યમ જનતાને જોઇતી રાહત મળી; પેલી કમિટી પણ તેમની કનેથી માલ ખરીદતી!

સામટે સરવાળે 'કમિટી'ને પોણોલાખ રૂપિયા જેટલો તોટો ગયો, ત્યારે આ દુકાનોને કાંઇપણ નુકસાન નહિ જતાં ઉલટી બચત રહી અને તેથી તેમણે શેઠ મંગળદાસની આર્યોદય જીનીંગ મિલમાં એકહજાર ઉપરાંત ગાયોને પાળીને તે બચતનો સારામાં સારો સદ્વ્યય કર્યો હતો.

કણભાની પરવડી: કણભાની ધર્મશાળા: કણભાનું સદાવ્રત: એ સૌ, હરગોવિન્દદાસભાઇના પ્રાણ ને પરસેવાને ખર્ચે ટકી રહેલાં અમર સંભારણાં છે. અમદાવાદમાં આપણું છાત્રાલય થયું, તે તેમનાં જર ને જહેમતને ઓછું આભારી નથી. આપણું સમસ્ત ખડાયતા કેળવણીમંડળ, સ્વ. ત્રિકમભાઇના પ્રશસ્ત પ્રયાસે સ્થપાયું, ત્યારે જે થોડાક દાનવીરોએ ભંડોળમાં નાણાં ભરી આપવાની શરૂઆતમાં પહેલ કરેલી, તેમાંના એક આપણા હરગોવિન્દદાસભાઇ પણ ખરા. ઉપરાંત ઇષ્ટદેવશ્રી કોટયર્કજીના મન્દિરના પુનરુદ્ધાર ભંડોળમાં તેઓએ બેહજાર રૂપિયા આપ્યા હતા. વળી વૃન્દાવનના શ્રીજીના મન્દિર ખાતે, નિરંકુશ અને અબાધિત વહિવટને અંગે પાંચહજારની રકમ તેઓએ ભરી હતી, જેનું નિયમીત વ્યાજ ભરપાઇ થયાં જાય છે.

જ્યોતિષીને ભાવિક ભાઇઓ પૂછતા હોય છે, કે કિસ્મતમાં યાત્રાલાભ કેટલીવાર લખાયલો છે? શ્રીમાન્ પરિખે પાંચ–સાતવાર યાત્રાલાભ મેળવ્યો હતો. તેઓ દર પૂર્ણિમાએ ડાકોર જતા. કણભા સુધી આગગાડી લંબાયલી નહિ; છતાં ડાકોરનો 'નીમ' કેમ તૂટે! તેઓ કણભાથી બારેજડી સુધી બારેક માઇલ ચાલીને જતા; ને ત્યાંથી ગાડીનું વાહન મેળવી લેતા! 'ગુપ્તદાનો' ગુપ્ત જ રાખવાં પડે; નહિ તો વિવેક કે સભ્યતાને બટ્ટો લાગે. એટલે એ સ્મરણ મોઘમ શબ્દમાં જ કરવું પડે છે કે તેમને આંગણે એકપણ નિરાધાર વિધવા, નિર્વાહનાં અનાજ–સાધન મેળવ્યા સિવાય કદી પાછી ફરી નથી. એ જ પ્રમાણે વિદ્યાર્થીઓની અને ભીડમાં ભરાઇ પડેલા ભાઇઓની ઘણીયે ભીડ તેમણે ભાગી છે; જેનું જમાપાસું, અહીંના કોઇ શરાફી ચોપડે ક્યાંથી જોવાય? એ તો ચન્દ્રગુપ્તને જ ચોપડે નોંધાયને?

શ્રીમાન્ હરગોવિન્દદાસભાઇનું આટલું બધું ધર્મભક્તિ અને સેવાપરાયણ જીવન શાથી? ઉત્તર અઘરો નથી. રામજયંતીને દિવસે જન્મેલા હરગોવિન્દદાસભાઇનો અવતાર સદ્ગુરૂના સત્સંગરંગમાં રંગાયલો રહેતો હતો. જ્યાંસુધી સરયૂદાસજી હતા, ત્યાંસુધી તેમના સંપર્કમાં, અને તેમનો દેહોત્સર્ગ થયા પછી, ઠેઠ જીવનના અંતિમ શ્વાસપર્યંત તેઓ સદ્ગુરૂશ્રી આત્મારામજી પાસેથી સદૈવ જ્ઞાનામૃતનાં પાન કરતા; અને એવાં અમૃતપાન કરતાં કરતાં જ, અમૃત અને ત્રિભોવનદાસ જેવા ભડવીર પુત્રો, તેમ જ પૌત્રાદિની કલ્લોલતી સંસારવાડી મૂકી, સ્વલ્પ કલાકની નાદુરસ્તી ભોગવીને તેઓએ અમૃતપુર તરફ–વૈકુંઠની વાટે–પ્રયાણ કર્યું–એ કેવું અહોભાગ્ય!

સંવત ૧૯૭૭ ની સાલમાં ઉજ્જનના તીર્થક્ષેત્રમાં કુંભમેળો ભરાયલો. તેઓ ત્યાં ગયા હતા. ત્યાંથી તે સાલની વૈશાખ વદ ચોથને દિવસે પાછા ફર્યા. પાંચમને દિવસે પ્રભાતના પહોરમાં નિત્યનિયમ પ્રમાણે તેઓ 'રાત રહી પાછલી ખટ્ ઘડી જ્યાહરે' ત્યારે ઉઠયા

અને ન્હાઇધોઇ આત્મારામજીના આવાસમાં, કથાવાર્ત્તાના શ્રવણાર્થે ગયા. અડધીક કથા સાંભળી હશે અને પેટમાં લગીર ચૂંક ઉપડી. ના રહેવાયું. ઉઠયા. કને વેટરનરી સર્જનનું દવાખાનું હતું, ત્યાં જઈ કુદરતી હાજત કરી, તેઓ ઘેર આવ્યા. સૌ સૌના કામમાં. કોઇને કશી ખબર કરવાની જરૂર તેઓએ ન જોઇ. ઝાડા ચાલુ રહ્યા. દેહ જરા લથડયો. અશક્તિ વધવા માંડી—છતાં હુશિયારી પૂરેપૂરી! કુટુમ્બને ચિંતા તો થાય જ ને? વૈદ્યને તેડાવ્યો. નાડી જોઇ. 'ખાસ દર્દ કશું જ નથી.' અભિપ્રાય ને પડીકીઓ આપી વૈદ્ય વદાય થયો. ઝાડાએ પડીકીઓને યારી ન આપી. ડૉકટરે વિઝિટ લીધી. હરગોવિન્દદાસભાઇ જરા ચીડાયા. 'ડૉકટર શા સારૂ?' કેમકે તેમને પોતાના દેહ માટે હજુ પણ જરાય વસવસો લાગેલો નહિ, અને ડૉકટરની દવા તેઓ લેતા નહિ.

એમ કરતાં બપોરના બે વાગ્યા. દિવસ નમવા લાગ્યો. તે સાથે તેમના જીવનનો સાયંકાળ પણ પાસે ને પાસે આવતો હતો. શ્રીમાન્ પરિખને ત્રણેક વાગે પોતાની ખરી પરિસ્થિતિ સમજાઇ. તેમણે કોઇ વૈદ્ય ડૉકટરને ન તેડાવ્યા. 'આત્મારામજીને તેડાવો.' તેઓએ સૂચવ્યું. આત્મારામજી પધાર્યા. તેમની સાથે કલાક સુધી આત્મબોધની જ્ઞાનગોષ્ટી ચાલી—સંપૂર્ણ શુદ્ધિમાં અને ખબરદારીથી. આત્મારામજીએ આત્માના શાશ્વતપણાની અણમોલ માત્રા સમર્પી અને તેઓ ઉઠયા. પણ ખાલી હાથે વદાય કેમ કરાય? મહારાજને ચરણે સો રૂપિયાની ભેટ ધરી. 'નાણાંને હું શું કરૂં?' મહારાજશ્રી મૂઝાયા. એ પાર્થિવ વસ્તુ તેમને વર્જ્ય હતી. 'કોઇ પણ ધર્માદા ખાતે વાપરજો; મેં આપ્યું, તે પાછું કેમ લેવાય?' હરગોવિન્દદાસભાઇએ ખુલાસો કર્યો. આત્મારામજીએ ભેટને અંગીકાર કરી. તેઓ સ્વસ્થાને સિધાવ્યા, અને સાંજના સાડાચારના સુમારે હરગોવિન્દદાસભાઇનો પવિત્ર પ્રાણ, પૂર્ણ શાંતિથી પરલોકવાસી થયો. (વૈશાખ વદ ૫, સંવત્ ૧૯૭૭.)

મર્હૂમના માનમાં મુંબઇ–અમદાવાદની સિલ્ક્મર્ચન્ટસ્ એસો-

સ્ટેશને તેમજ અમદાવાદના દાણાબજાર અને શરાફ મહાજને પાકી પાળી હતી.

સ્વર્ગસ્થના મૂળ વતન—કણભા—માં દવાખાનું ન હતું. કણભાની આસપાસ દસ દસ ગાઉ છેટેનાં ગામોના દર્દીઓ પણ, તે સિવાય બહુ પીડાતા. એવા સંજોગોમાં કણભા જેવા સ્થળે દવાખાનું અતિ આવશ્યક હતું. કોણ બંધાવી આપે ? કોણ ચલાવે ? સ્વ. હરગોવિન્દદાસભાઇના દાનવીર પુત્રોએ પવિત્ર બીડું ઝડપ્યું અને પોતાના પિતાનું નામ જોડવાની શરતે, દવાખાનું ખોલવા ખાતે સરકારને વીસહજાર રૂપિયા જેવી મોટી મૂડી આપી !

આવાં આવાં અનેક પરમાર્થિક કાર્યોવડે સ્વર્ગસ્થનાં સ્મરણો શાશ્વત જ રહેશે ; તથાપિ તે ઉપરાંત, પરગજુ પિતાના પરોપકારી પુત્રોએ આપણી જ્ઞાતિના કેળવણીના 'ફંડ' ખાતે દસ હજાર રૂપિયા જેવી નાદર રકમ આપીને પિતાનું નામ ખડાયતા જ્ઞાતિમાં આજ અને હમેશ માટે વિશેષ ઉજ્જવળ કર્યું છે.

**ધન પામી ધન વાવરે એ જ ખરા 'ધનવાન';**
**મણિધર શિર મણિ રૂડો, હોય 'મણિધર' નામ !**



## શ્રી. હરિવલ્લભદાસ મુરલીધરદાસ ભગત્

| જન્મ: | વૈકુંઠવાસ: |
| --- | --- |
| તા. ૨૧ : ૩ : ૧૮૫૪ | તા. ૨૨ : ૧૨ : ૧૯૨૨ |

મહીકાંઠા એજન્સીનું નાનકડું સંસ્થાન ખડાલ, અને ખડાલમાં ગોપાળ મહેતાની ખડકી; ત્યાં અઢારમા સૈકામાં મહેતાની અટક ધરાવતા નરસિંહ નામના એક દશાખડાયતા થઇ ગયા. એમને એક દીકરો. તેમનું નામ રણછોડદાસ.

'ભક્તમાળ'માં અથવા પ્રાચીન ગૂજરાતી સાહિત્યમાં જે 'રણછોડભક્ત'નું નામ વંચાય છે, તે જ એ રણછોડદાસ.

વૈષ્ણવી સંપ્રદાયના એ અનુયાયી, ડાકોરના શ્રી રણછોડરાયજીના અનન્ય ભક્ત હતા. ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય વિષે તેમણે પુષ્કળ પદો રચ્યાં છે, જેમાંનાં કેટલાંક કાવ્યદોહનમાં તેમ જ 'રણછોડભક્તની વાણી'માં દૃષ્ટિગોચર થાય છે. થએલા સંશોધન પ્રમાણે રણછોડભક્તે પોતાનું ઉત્તરજીવન કપડવંજ તાલુકામાં આવેલા તોરણા ગામમાં ગાળેલું. એટલે, સંવત્ ૧૭૭૦ થી ૧૭૮૦ સુધીનાં ભજન-પદો ખડાલમાં રહીને અને બાકીનાં તોરણામાં રહીને તેમણે રચેલાં.

રણછોડ ભગત્‌ની ગાદી તોરણામાં હજુ હયાત છે. ત્યાં તેમનું શ્રી રણછોડરાયજીનું મન્દિર હોઇ મહોત્સવ પ્રસંગે દૂરદૂરથી, એમના

અનુયાયીઓ ત્યાં દર્શને જાય છે. ઉપરાંત મહુધા પાસે આવેલું તોરણીઆ ગામ, બોરસદ કને આવેલું કાવિઠા ગામ વગેરે ગામોની વસ્તી રણછોડભક્તની ગાદીની પૂજક છે. સુરત અને ગોધરા વગેરેમાં પણ એમનાં મન્દિર હતાં. રણછોડભક્તનું જીવન ચમત્કારી હતું અને તેઓ એકસો પાંચ વર્ષ જેટલું દીર્ઘાયુ ભોગવવા ભાગ્યશાળી થયા હતા.

તેમને બે દીકરાઃ—નારણદાસ ને કૃષ્ણદાસ; અને બે દીકરીઓઃ—નંદબાઇ ને અગરબાઇ. દીકરાઓનો પરિવાર નહતો. દીકરીઓને અમદાવાદમાં પરણાવેલી. નંદબાઇના દીકરા હરજીવનદાસ; હરજીવનદાસના પુત્ર રામદાસ : રામદાસના ચિરંજીવી મુરલીધરદાસ અને મુરલીધરદાસના પુત્રો ચારઃ—(૧) પુરૂષોત્તમદાસ (૨) હરિવલ્લભદાસ (૩) ત્રિભુવનદાસ અને (૪) પ્રેમાનંદ

શ્રીમાન્ હરિવલ્લભદાસ ભગતે પ્રાથમિક અભ્યાસ પોતાને વતન તોરણામાં પુરો કરેલો. ત્યારપછી વધુ અભ્યાસ વાસ્તે તેઓ અમદાવાદ આવેલા. આરંભે પ્રાવેશક પરીક્ષામાં ઉંચે નંબરે ઉત્તીર્ણ થયા અને કોલેજમાં દાખલ થવાની યોગ્યતા મેળવી; પરંતુ તેમના પિતાશ્રીનું ધાર્મિક વલણ અજબ હતું, શિક્ષણ કે ભણતર ધાર્મિક હોય એ જ ભણવું, એવો તેમનો આગ્રહ! તે આગ્રહે શ્રીમાન્ ભગતને કૉલેજમાં જતાં અટકાવ્યા. કુટુમ્બ બહોળું અને આર્થિક સંજોગો સાંકડા; પરિણામે બીજીવારની પરીક્ષા આપી. તેઓ ટ્રેનિંગ કૉલેજમાં દાખલ થયા અને એ અભ્યાસમાંથી ઉત્તીર્ણ થઇ, તેઓ 'ગામડી' ગામની નિશાળમાં શિક્ષક તરીકે નિયત થયા. ત્યાં દોઢેક વર્ષ રહ્યા. પછી બદલી થઇ ને તેઓ હરસોલ ગયા. હરસોલની પાંચેક વર્ષ જેટલી શિક્ષક તરીકેની કારકીર્દી બહુ લોકપ્રિય નિવડી. ત્યારપછી ૧૯૩૭ના અરસામાં, અમદાવાદની મહાલક્ષ્મી ફિમેલ ટ્રેનિંગ કોલેજમાં તેઓ આસિસ્ટંટ શિક્ષક તરીકે ગોઠવાયા. પછીથી એ જ કોલેજની પ્રેક્ટિસિંગ સ્કૂલના મૂખ્ય શિક્ષક તરીકે અને પછી ખુદ એ કોલેજના જ મૂખ્ય શિક્ષક તરીકે, એમ અનુક્રમે ચડતી પાયરીએ ચડયા;

અને એ હોદ્દાપર રહીને તેમણે ઘણીએ શિક્ષિકાઓને સારે દરજ્જે, ભારે દરમાયાથી ચડાવી હતી' તેમને ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સપેક્ટરનો હોદ્દો મળતો હતો, પરંતુ કુટુમ્બને પોતાની છત્રછાયા હેઠળ જ રાખીને, તેને ઉચ્ચ સંસ્કારવાળું બનાવવાના શુભ આશયથી તેઓ ઉચ્ચ હોદ્દાના પ્રલોભનથી લલચાયા નહિ અને અમદાવાદને જ પોતાનું નિવાસસ્થાન બનાવ્યું.

ધર્મ અને ભક્તિપરાયણ નિર્મળ જીવનના સંસ્કારોનો જે વારસો મૂળ પુરૂષ તરફથી મળેલો, તે પુરૂષને છાજતા પુરૂષાર્થબળે ઉત્તરોત્તર વિકાસ પામ્યો; કુટુમ્બ સુખી અને પ્રતિષ્ઠિત બનવા માંડયું અને લગભગ છપ્પન વર્ષની વયે તેઓ કોલેજની સેવામાંથી નિવૃત્ત થયા.

તેમણે ૧૯૧૦ ની સાલમાં પેન્શન લીધું. પેન્શનરોને કેટલાક ' ખોડાં ઢોર 'ની ઉપમા આપતા સાંભળ્યા છે : નિવૃત્તિનિવાસ સ્વીકાર્યા પછી, મળે તેટલા–ગમે તેવા જૂજ–પગારની નોકરીને જોતરે જોડાતા પેન્શરો પણ દીઠા છેઃ શ્રીમાન્ ભગત્ એવા પેન્શનર નહતા. પોતે પેન્શનર થયા, ત્યારપછી તેમને મિશન ટ્રેનિંગસ્કૂલના મૂખ્ય શિક્ષકની જગા મળતી હતી, તે જગાને તેમણે ફગાવી દીધી અને અમદાવાદના મહીપતરામ અનાથાશ્રમના સુપ્રિન્ટેન્ડન્ટની માનદ સેવા સ્વીકારી; તે આયુષ્યના અંતકાળ પર્યંત *

શ્રીમાન્ ભગત્નું જાહેરજીવન જ્વલંત હતું. પોતે ગૂજરાત વૈશ્યસભાના જીવનસભ્ય હતા. જ્ઞાતિહિતનાં ઘણાંખરાં કાર્યોમાં તેઓ આગેવાનીભર્યો ભાગ લેતા–ખાસ કરીને તેમના ' એકત્રીસ ગામના એકડા 'ના હિતાર્થે સ્થપાયેલા કેળવણીમંડળ ભંડોળની સેવા અપૂર્વ હતી.

* એ મરહૂમ પિતાના મશહૂર પુત્ર ડૉકટર મણિલાલભાઇએ, મહીપતરામ આશ્રમના મંત્રી તરીકેની માનદ સેવા સ્વીકારેલી હોઇ, તેઓએ પિતાની પુણ્યસેવાનું સ્મરણ ટકાવી રાખ્યું છે, એની નોંધ લેતાં આનંદ થાય છે.

પોતે ભગત્ કુટુમ્બમાંથી ઉતરી આવેલા શુદ્ધ વૈષ્ણવ હતા; છતાં અન્ધશ્રદ્ધાળુપણું કે ધર્માન્ધપણું તેમનામાં મુદ્દલ પણ ન મળે. બીજા શબ્દોમાં કહીએ, તો તેઓ સાત્વિક સુધારક હતા. વર-કન્યાની ઉમ્મર વચ્ચે ચોક્કસ વર્ષનું અંતર રાખવા સંબંધી તેમ જ સીમંત ભોજનાદિ વર્જ્ય કરવા સંબંધી તેમણે સંગીન કાર્ય કરેલું છે. અક્ષતયોનિ વિધવાઓ, એટલે પરણ્યા પછી, પણ સાસરે વળાવ્યા પહેલાં, રંડાયલી કન્યાઓનું, તેમની મરજી હોય તો ફરીથી લગ્ન થવું જોઈએ, એવો મક્કમ મત તેઓ ધરાવતા. એ મત કેવળ મ્હોડાના ઉચ્ચાર પૂરતો જ નહતો. રા. બ. ( હવે સર ) રમણભાઇ તરફથી સ્થપાયલી વિધવાવિવાહવાળી સંસ્થામાં, તેઓએ તક મળતાં પોતાના વિચારોને આચરણમાં મૂકી બતાવ્યા છે.

ઉપર થએલા ઉલ્લેખ પ્રમાણે શ્રીમાન્ ભગત્ સાત્વિક સુધારક હતા. એટલે 'શંભુમેળા'ને તો તેઓ મચક આપી જ શકે નહિ. મહીપતરામ અનાથાશ્રમમાં હિન્દુમાત્ર નહિ, પણ મુસલમાન વગેરે તમામ વર્ણના અનાથો દાખલ થઇ શકતા. તે દરેકનો પંક્તિભેદ જળવાય તેવો જ પ્રબન્ધ તેમણે રચ્યો હતો. આશ્રમના ભંડોળની અભિવૃદ્ધિ કરવામાં પણ તેમની કાળજી પ્રશંસનીય હતી. તેઓએ પ્રકટ કરેલું પુસ્તક 'રણછોડભક્તની વાણી' (પ્રથમ ભાગ) મુમુક્ષજનો માટે અતિ ઉપયોગી સાહિત્ય છે.

તેઓ પોતાની પાછળ, પ્રતિષ્ઠિત અને જ્ઞાતિહિતચિંતક પાંચ પાંચ પુત્રો અને પૌત્રોનો, સુખસમૃદ્ધિયુક્ત બહોળો પરિવાર મૂકતા ગયા છે; અને સ્વર્ગસ્થના એક પુત્ર ડૉ. મણિલાલ ભગતની, ખડાયતા કેળવણીમંડળના માનદ મંત્રી તરીકેની શ્રમસાધ્ય સેવાઓ તો સમસ્ત જ્ઞાતિને જાણીતી છે.

પુત્ર સવાયા તાતથી, ઉત્તમ એ પરિવાર;
પ્રકટી દીપક દીપથી, અજવાળે સંસાર !

# શ્રી. વિઠ્ઠલદાસ જીભાઈ શાહ

**જન્મ:** **વૈકુંઠવાસ**

સંવત્ ૧૯૧૫ ચૈત્ર શુદ ૮, સંવત્ ૧૯૭૯

'ઘીવાળા'ની અટકથી, એટલે જોઇએ તેવો મનપસન્દ માલ અને એક જ ભાવની નીતિથી પ્રતિષ્ટા પામેલા મહેમદાવાદના વીસા ખડાયતા સ્વ. વિઠ્ઠલદાસ જીભાઇ, એટલે આત્મજ્ઞાનના રસિયા, સચ્ચાઇના સાથી, એકડાના આદર્શ આગેવાન અને સંસારસુધારાની આડંબર-હીન ધગશ ધરાવનાર જ્ઞાતિનેતા.

મર્હુમના દાદાનું નામ લાલદાસ. લાલદાસ જીવણદાસ 'સાંઢ'ની અટકથી ઓળખાતા. લાલદાસના પુત્ર જીભાઇ અને જીભાઇના પુત્ર વિઠ્ઠલદાસ.

તેમનો જન્મ સંવત ૧૯૧૫ની સાલમાં, મહેમદાવાદ તાલુકાના દેવકીવણસોલા ગામમાં થયો હતો. તેમના પિતા પાંચ વર્ષની વયે વૈકુંઠવાસી થયા. પિતાના અવસાન પછી તેમના વડીલ બન્ધુ કાલિદાસની દેખરેખ હેઠળ કેળવણી લીધી. ગામ વણસોલામાં પ્રાથમિક શિક્ષણ પૂરૂં કર્યા પછી અમદાવાદની ટ્રેનિંગ સ્કૂલમાં તેઓ પરીક્ષા આપવા ગએલા, પણ તેમાં ઉમ્મરનો બાધ નડ્યો. ત્યારપછી તેમના

જીવનસ્મરણો

## સ્વ. વિઠ્ઠલદાસ જીભાઇ શાહ



અહેમદાવાદ

વડીલો તરફથી સરકારી નોકરી સ્વીકારવાનું સૂચન થએલું; પણ તેમનાં માતુશ્રીને તે વાત રૂચેલી નહિ, માતુશ્રીની મરજી પ્રમાણે વિઠ્ઠલદાસને પણ સરકારી નોકરી નહિ રૂચેલી, એટલે પરિખ જયકીશનદાસ સુખલાલની પેઢીમાં મુનિમ તરીકેની તેમણે જગા સ્વીકારી.

હાલના મુનિમોની વાત જૂના જમાનાથી જૂદી જ હોય છે. તે અરસામાં તો મુનિમની નોકરીમાં પ્રસંગોપાત ભેંસ દહોવાનું, રસોઇ કરવાનું, વગેરે કામો પણ ઉલટભેર થતાં અને એ રીતે ભિન્ન ભિન્ન અનુભવો મેળવવામાં હાલની પ્રજા પેઠે કોઇ શરમાતા નહિ પણ ગૌરવ ધરાવતા. ત્યારપછી સંવત્ ૧૯૩૫ ની સાલમાં તેઓએ સ્વતંત્ર ધંધો શરૂ કર્યો. એ ધંધામાં તેમણે શુદ્ધ નૈતિક વહેપારવડે ઘરાકોનાં મન એટલાં જીતી લીધાં, કે ૧૯૫૫ ના દુકાળવેળાએ વહેપારવાળું ગામ છોડી તેઓ મહેમદાવાદ ગયા, ત્યારે તે ગામની પ્રજાની આંખો આંસુભીની થઇ હતી.

મર્હુમે ૧૯૩૦ ની સાલથી વ્રત લીધેલું કે દર પૂનમે ડાકોરજીના દર્શનાર્થે ડાકોર જવું અને દર્શન કર્યા પછી જ અન્નજળ લેવું, તથા દર એકાદસીને દિવસે ઉપવાસ કરી, મન્દિરમાં હરિકીર્તન કરવું ને રાતે જાગ્રણ; તથા પૂર્ણિમા અને એકાદસીને દિવસે ધંધો બંધ રાખવો. એ પ્રતિજ્ઞા બરાબર બાર વર્ષ સુધી અખંડ રીતે પળાઇ. ત્યારપછી ૧૯૪૨ની સાલમાં વણસોલા મુકામે શ્રી. રામાનન્દસ્વામી પધાર્યા, તેમના બ્રહ્મોપદેશથી તત્વબોધ પામી તેઓએ કેટલાક બાહ્ય શિષ્ટાચારોનો મોહ છોડયો અને સૂક્ષ્મ દૃષ્ટિએ તત્વજ્ઞાન ને આત્મોત્કર્ષના સંયમનિયમનું પાલન કરવા માંડયું. પોતાના બાર વર્ષના વ્રતાદિનું અને સ્વામીશ્રીના તત્વજ્ઞાનને લગતું એક પુસ્તક તેઓએ લખી રાખેલું હોઇ તે અપ્રસિદ્ધ છે.

સં. ૧૯૫૫ ના શ્રાવણ માસમાં મર્હુમે મહેમદાવાદમાં નડીઆદી દરવાજે ઘીની દુકાન કરી અને તેની શાખા વડોદરામાં સં. ૧૯૬૬ માં સ્થાપી. ત્યાં સારા ઘી માટે પ્રજાનો પોકાર હતો તે

અગવડ દૂર થઇ. ચોખ્ખા ઘીનો તેમણે પ્રચાર કરાવ્યો અને હાલ પણ ચાંપાનેરી દરવાજે દુકાન છે તેનો, તેમના ભત્રિજા મનસુખભાઇ ભોગીલાલ ( જેમને નાનપણથી પોતાને ઘેર મોટા કરેલા તે ) ની પાસે તેમના નામથી વહીવટ ચલાવરાવે છે.

ઘી માટે મહેમદાવાદમાં ' છાશીઆ ' અગર ' પંદર પચીસીઆ ' (પચીસ શેર ઘી અને પંદર શેર તેલ ) ની છાપ પડેલી, તે તેમણે પેદાશનાં પ્રલોભન મૂકી, તનતોડ મહેનત કરી, જડથી કાઢી નાખી અને સારા ઘીનો પ્રચાર કરી, ' સુરત 'ના ગાડવાની પેઠે નંબરો ગોઠવ્યા અને હરિફ વહેપારીઓને હંફાવી તેઓએ ' ઘીવાળા 'ના નામની જે સ્તુત્ય પ્રતિષ્ઠા મેળવી છે, તે ગૂજરાતના ઘણાખરા ભાગમાં જાણીતી છે.

જામેલી પ્રતિષ્ઠાને પરિણામે કમાણીમાં વધારો થતો ગયો તેમતેમ ન્હાની મ્હોટી સખાવતો પણ કરવામાં તેઓએ ઘટતો ફાળો આપ્યો હતો. દાખલા તરીકે સંવત્ ૧૯૫૬ ના દુષ્કાળમાં તેમના દેવકી વણસોલા ગામને રૂ. ૫૦૦૦) ના દાણા વહેંચ્યા હતા અને પોતાના ખેડૂતવર્ગને લગભગ તેટલી જ રકમ ગુપ્તદાન તરીકે આપેલી. ઉપરાંત અનાથઆશ્રમોમાં, ગુરૂકુળોમાં, લાયબ્રેરીઓમાં, સ્કૂલોમાં બોર્ડિંગોમાં, તેમના તરફથી વારંવાર બક્ષીસો કરવામાં આવતી.

તેમના ભાઇ કાલિદાસને ચાર પુત્રીઓનો વસ્તાર હતો. તેમને દીકરાનું ફરજંદ નહતું. તેઓ જ્યારે સં. ૧૯૫૭ માં ગુજરી ગયા, ત્યારે તેમની દીકરીઓએ અને જમાઇઓએ તેમની મિલકત લેવા કબજો કર્યાની ખબર શ્રી. વિઠ્ઠલદાસને પડી ; ત્યારે તેમણે હસીને કહેવરાવ્યું કે મેં અને મ્હારા ભાઇએ સં. ૧૯૩૮ની સાલથી વ્હેંચેલું છે, માટે મારો એમની મિલકતમાં કોઇ પ્રકારનો હક્ક નથી. મરનારને દીકરાનું ફરજંદ હોય તો મિલકત દીકરો ખાય અને દીકરીઓનાં ફરજંદ હોય તો દીકરીઓ ખાય ! તેમના ઉદારચિત્ સ્વભાવનું આ જ્વલંત દષ્ટાંત ધડો લેવાયોગ્ય ગણાય.

'ગીતારહસ્ય' અને 'ભવિષ્યની પ્રજા' એ પુસ્તકો લખવાનો વિચાર હતો, પરંતુ તે પહેલાં તો તેમને પરમાત્માએ પોતાની પાસે બોલાવી લીધા.

ઈ. સ. ૧૯૧૮ ની સાલમાં તેમણે 'યુવકમંડળનું' કર્ત્તવ્ય અને બાળલગ્નનો ઇતિહાસ' નામનું લઘુ પુસ્તક બ્હાર પાડી, તેની તેમના એકડામાં લ્હાણી કરી હતી.

તેઓ જ્ઞાતિહિત માટે હમેશાં ચિંતવન કરતા. પોતે મિલનસાર સ્વભાવના, પ્રામાણિક, પરગજુ, અને ધીરજવાન હતા. તેઓ ૧૪ દિવસ માંદગી ભોગવી સં. ૧૯૭૯ ના ચૈત્ર શુદ ૮ ના દિવસે ૬ વાગે એટલે પોતે આગલ્યા દિવસે મુકરર કરેલા વખતે વૈકુંઠવાસી થયા.

તેમનાં હળદરવાસના કુળવાન રંગજીવાળા બ્હેચરદાસ પુરૂષોત્તમદાસનાં દીકરી નામે જેઠારબા સાથે લગ્ન થએલાં. તેમને ત્રણ દીકરા નામે છગલાલ, ડાહ્યાલાલ અને મોતીલાલ છે; એ ત્રણે દીકરાઓને ત્યાં સારો વસ્તાર છે. સ્વ. વિઠ્ઠલદાસ આપણી જ્ઞાતિની દરેક સંસ્થામાં સભ્ય હતા અને ખડાયતા કેળવણી મંડળ, ખડાયતા છાત્રાલય, ખડાયતા પરિષદ્ સ્થાયી સમિતિ તથા ખડાયતામિત્ર, એ દરેક સંસ્થાને ઉદાર દિલની સારી સખાવતોથી સંતોષી હતી અને પ્રેમથી પોષી હતી.

વૈકુંઠવાસી વિઠ્ઠલદાસ અનુભવે, જ્ઞાને અને વયે વૃદ્ધ હતા, છતાં સેવાયજ્ઞે તેમનો જુસ્સો અને કર્ત્તવ્યની લગની સદૈવ એવાં સતેજ, કે આજના વેંતીઆ જુવાનો તો એમની આગળ ઝંખવાણા પડી જાય.

સામાન્ય રીતે એકડાઓના આગેવાનોને આપખુદ સત્તા, અન્ધ-શ્રદ્ધા, રૂઢિભક્તિ અને વેદના વારાથી ચાલતા આવેલા અનિષ્ટ રિવાજોને વળગી રહેવાનાં 'વળગણ' વળગેલાં હોય છે; ત્યારે વિઠ્ઠલ-દાસ નિરાળી પ્રકૃતિના નેતા હતા. એ પોતાના એકડાના આગેવાન હતા, પરંતુ આગેવાનપણાનું હુંપદ ધરાવતા નહિ અને હમેશાં શેઠી-આની નહિ, પણ સેવકપણાની ભાવનાથી કર્ત્તવ્યમાં રત રહેતા.

ભરૂચમાં રા. બ. કાંટાવાળાના અધ્યક્ષપણા હેઠળ આપણી જ્ઞાતિની ચોથી પરિષદ મળી, તે પ્રસંગે અમુક ઠરાવના સમર્થનમાં, એ પક્વ અનુભવી સજ્જને કરેલા હૃદયસ્પર્શી ભાષણથી, લગભગ સમગ્ર પરિષદ, તેમના તરફ લોહચુમ્બકવત્ આકર્ષાઇ હતી.

પોતે 'ખડાયતામિત્ર'માં પણ અવારનવાર લખતા. તેમની દિલસોજ દેખરેખ હેઠળ 'યુવકમંડળ' સ્થપાયું હતું. ખડાયતા પરિષદના કાર્યપ્રચાર માટે, સ્થળે સ્થળે પરિભ્રમણ કરી, જ્ઞાતિમત કેળવવાનું બીડું, સૌથી પ્રથમ ઝીલનાર પણ તેઓ જ હતા.

પોતે જેવા જ્ઞાતિનેતા હતા, તેવા જ્ઞાનપિપાસુ પણ ખરા. એમનો વાચનનો મુખ્ય વિષય વેદાન્ત. સંયમનિયમ ને અબાધિત દિનચર્યાવડે તેઓ ચોસઠ વર્ષ જેટલી વૃદ્ધાવસ્થામાંય સમરાંગણના કોઇ ભડવીર સેનાની જેવા ભાસતા.

"વેપારમાં તો લુચ્ચાઇ વાપરવી પડે; એમાં ચોખ્ખી નીતિ ચાલે જ નહિ:" એવી ભ્રમમૂલક ભાવનાને, તેમણે ખોટી ઠરાવી હતી અને નીતિના રાહે વેપારની આબાદાની, આખરે તો આબાદ થાય છે એમ ધર્મનિષ્ટ ધંધાથી સિદ્ધ કર્યું હતું.

મર્હૂમના સ્મરણાર્થે, હળદરવાસનિવાસી શ્રીયુત સાંકળેશ્વર દાજીરામ શર્માએ, 'વિઠ્ઠલવિરહ' નામની સુન્દર પ્રશસ્તિ છપાવી છે; એનું આ રહ્યું છેલ્લું અવતરણ:—

'મરવાનું વીરા! તને યોગબળે સુઝયું હતું,
'ઘડી' 'પળ' કહી હતી, જવા પ્રભુધામમાં!
એ દિવસ આવ્યો ત્યારે, સ્નેહીઓને બોલાવીને
કહ્યું–રજા આપો હવે, જવા પ્રભુધામમાં;
શોક કોઈ કરો નહિ, न त्वे वाहं जातु नासं
જન્મ ને મરણ એ છે, મિથ્યા આ સંસારમાં,
એવું કહી છેવટના પ્રણામ બધાને કરી;
सांख्ययोग કે'તાં કે'તાં શમી ગયો શ્યામમાં.'

જીવનસ્મરણો

સ્વ. રણછોડલાલ કપુરચંદ દેસાઈ



અમદાવાદ

## શ્રી૦ ચિમનલાલ } કપુરચન્દ દેસાઈ
## શ્રી૦ રણછોડલાલ }

અમદાવાદમાં કપુરચન્દ દેસાઇનું કુટુમ્બ, એટલે જાણે વિધવિધ વડવાઇઓથી ફાલેલો વિશાળ વડલો ! આપણા હિન્દુસંસારનાં વિભક્ત કે અવિભક્ત કુટુમ્બોમાં, આ કુટુમ્બનો સંપ અને સુખી સંસારકલ્લોલ કોઇ અનોખી ભાત પાડે છે. બહોળા પરિવારમાં બે ભાણાં ખખડયા સિવાય ભાગ્યે રહે. આ કુટુમ્બે કલહ શી વસ્તુ છે, તે કોઇને જાણવા જ દીધું નથી, એ એની પ્રથમ વિશેષતા.

વંશજને વારસામાં સ્થાવર–જંગમ મિલ્કત મળે અને પૂર્વજના સંસ્કાર ને ગુણ–સ્વભાવ પણ મળે. કપુરચન્દ દેસાઇના પુત્રોએ તેમના કુટુમ્બને બન્નેનો વારસો સોંપ્યો હતો. વારસામાં મિલ્કત મળે, એને આપણે પ્રધાન સ્થાન ન આપીએ; પણ પૂર્વજના સંસ્કારોનો ને સદ્‌ગુણ–શક્તિનો ઉત્તરોત્તર વિકાસ, પ્રકાશ અને એની અભિવૃદ્ધિની ધગશ તો બેશક પ્રશંસાપાત્ર ગણાય. ખાસ કરીને સેવાભાવ, સખાવત પ્રત્યેની ખાનદાની અને અમરવેલ પેઠે વંશપરંપરાગતની સફળ વકીલાત ; વારસાના આ ત્રણ મૂલ્યવાન અવેજનું આકર્ષક તત્વ અજબ છે.

લગીર પૃથક્કરણ કરીએ:—ચિમનલાલ અને રણછોડલાલ બે સહોદર. બન્ને બાહોશ વકીલો. ચિમનલાલ દેસાઇની ગાદીએ, શ્રીમાન્ સોમભાઇ ઉર્ફે મગનલાલ દેસાઇ આવેલા છે અને રણછોડલાલ દેસાઇને ચાર પુત્રો:—(૧) ત્રિકમલાલ (૨) સોમભાઇ ઉર્ફે મગનલાલ (૩) કેશવલાલ અને (૪) મોહનલાલ. ત્રિકમલાલ દેસાઇ જેમ જ્ઞાતિના અદ્વિતીય નેતા હતા, તેમ ધારાશાસ્ત્રીઓના મહામંડળમાં એકદમ મોખરે તરી આવતા બાહોશ વકીલ પણ હતા. વળી એ જ વકીલ ત્રિકમભાઇના પુત્ર સુન્દરલાલ, 'પિતાથી સવાયા પુત્ર' એ સૂત્રાનુસાર બેરિસ્ટર થયા છે! રણછોડલાલ દેસાઇના બીજા પુત્ર મગનલાલ; તેઓ પણ સુપ્રસિદ્ધ વકીલ: ત્રીજા પુત્ર કેશવલાલ; એ ગ્રેજ્યુએટ પિતાના ચિ. ભાઇ રતિલાલ દેસાઇ પણ તાજા છતાં તેજદાર વકીલ: આમ એકધારી સરળ વકીલાતની વેલ વંશમાં ઉતરી આવેલી આપણે જોઇએ છીએ, એ વળી બીજી વિશેષતા.

જ્ઞાતિને એવાં સુન્દર ફળો દેનાર મૂળ પુરૂષોને આપણે સંભારીએ :—

શ્રી૦ ચિમનલાલ દેસાઇની જન્મસાલ, આશરે સંવત ૧૮૯૮. અમદાવાદના મૂળચન્દ પુરૂષોત્તમદાસ તેમના મામા થાય. પોતે મોસાળમાં ઉછર્યા ને મોટા થયા; કેમકે ન્હાની વયમાં જ તેમનાં માતપિતા વૈકુંઠવાસી થયાં હતાં.

ચિમનલાલ દેસાઇના જન્મકાળે એમની સ્થિતિ મધ્યમ. તેમણે મધ્યમ સ્થિતિમાં રહીને સામાન્ય શિક્ષણ મેળવ્યું અને ધોઘા ગામમાં પાંચ રૂપિયાને દરમાયે 'કારકુન' થયા.

—પણ એમના કિસ્મતમાં કારકુની લખી જ નહતી. એક બાજુ નોકરી અને બીજી તરફથી, ફાજલ સમયમાં વકીલાતનો અભ્યાસ; એમ બેવડો પુરૂષાર્થ આદર્યો અને ચિમનલાલ દેસાઇ વકીલ થયા!

"હિંમતે મર્દાં, તો મદદે ખુદા"! ચિમનલાલ દેસાઇના પુરૂષાર્થે પ્રબળ જોર કર્યું અને એમની પ્રતિષ્ઠા પૂરવેગે જામતી ગઇ. કદાવર દેહી, એ 'સનંદી' વકીલની પ્રતિભાએ ભલભલાને આકર્ષ્યા. એમને તાલુકદારી મુકદ્દમાઓ અઢળક મળવા માંડયા અને એમાંથી, એમની અદ્દભુત શકિતમત્તા ખીલી ઉઠી. ચિમનલાલ દેસાઇ એસિસ્ટંટ પબ્લિક પ્રોસિકયુટર પણ હતા. આચાર્ય, મિત્રો કે જ્ઞાતિજનો પાસેથી તેઓ જવલ્લે જ ફી લેતા, એ તેમના દિલની દાનાઇ! પોતે અમદાવાદ મ્યુનિસિપાલિટીના સભ્ય પણ હતા.

ચિમનલાલ દેસાઇ મધ્યમ સ્થિતિમાં ઉછર્યા અને માતબર સ્થિતિ મૂકતા ગયા. જાતે જ રળ્યા અને જમીન–જાગીર સાથે મોટી મૂડીની મિલ્કતો વસાવી. એમાંથી તેમણે પુણ્યદાન ખાતે પણ ઘણું ખર્ચ્યું છે. તે વખતે જ્ઞાતિની મધ્યસ્થ સંસ્થાઓનું અસ્તિત્વ જ નહિ. અને જ્ઞાતિસેવાની, હાલના જેટલી લગની પણ નહિ, એટલે વિશેષ અંશે યાત્રાનાં ધામોમાં, ધર્મમંદિરોમાં અને સામાન્ય જનહિતના લાભમાં સખાવતો થતી. ચિમનલાલ દેસાઇની કમાણીનો સંગીન હિસ્સો પણ એ જ દિશામાં ખર્ચાયો હતો.

એમનાં બીજીવારનાં પત્ની, તે ગં. સ્વ. રૂક્ષ્મણિ બ્હેન. દીર્ઘાયુ લઇને નહિ અવતરેલાં એમનાં બે બાળફુલડાં, આજ ખીલ્યાં ને કાલે કરમાઇ ગયાં–અને ત્યારપછી તેમણે વૈધવ્યધર્મે રત રહીને પોતાના વૈકુંઠવાસી સ્વામીનો આત્મા જે રીતે પ્રસન્ન થાય, એવાં પુણ્યદાન સેવ્યાં છે અને દત્તક પુત્ર શ્રી૦ મગનલાલભાઇએ એમાં સાથ દીધો છે.

ચિમનલાલ દેસાઇ સં. ૧૯૪૮ના જેઠ શુદ્ધ ૪ ને દિવસે વૈકુંઠવાસી થયા. ત્યારપછી, એ જ સાલની ધનતેરસે શોકપ્રદર્શક સભા મળેલી, ત્યાં સ્વર્ગસ્થના સ્મરણાર્થે સદાવ્રત ખાતે રૂ. વીસ હજારની રકમ જાહેર થઇ અને ડાકોરના ભટ્ટજીના મન્દિરમાર્ફત એની વ્યવસ્થા થાય છે. અમદાવાદના બ્રાહ્મણોની ચોર્યાસી

અને કંઠીબન્ધાનું મહાજન; દશાખડાયતાની નાતની વાડી ખાતે અપાયલી સારી રકમ; વગેરે સેવા ને સખાવતોનાં જીવતાંજાગતાં દષ્ટાંત છે: અને એ સર્વ કરતાં જ્ઞાતિની દૃષ્ટિએ વિશેષ ચડિયાતું સ્મરણ તો, કાંકરિયા (અમદાવાદ)ને રસ્તે આવેલું "ચિમનલાલ કપુરચન્દ છાત્રાલય" છે—જેની પાછળ સત્તર હજાર રૂપિયા જેવી ભારે મૂડીની સખાવત થઇ છે!

ઓતપ્રોત થઇ ગએલી દૂધમાંની સાકરને જુદી પાડવાનું વિજ્ઞાન પ્રો૦ જગદીશ ચન્દ્ર બોઝ જેવા વૈજ્ઞાનિક જાણતા હોય, તો તે જુદી વાત છે; ચિમનલાલ દેસાઇથી રણછોડલાલ દેસાઇનું જીવન જુદું પાડવાનું આ કલમમાં સામર્થ્ય નથી. તેઓ પણ વકીલાતથી માંડીને મુનસફને દરજ્જે ચડયા હતા. એમનું જીવન ઉદ્યોગી હતું અને વર્તનમાં વિશુદ્ધ પ્રામાણિકપણું. એ સદ્‌ગુણોથી કોણ ન આકર્ષાય? સન્ ૧૮૯૩ માં જૂનાગઢ સ્ટેટના સોમનાથપાટણમાં હિન્દુ—મુસલમાન વચ્ચે ભારે તોફાન જાગેલું, ત્યારે જૂનાગઢસ્ટેટે સરકાર પાસેથી એમની નોકરી ઉછીની મેળવી; અને રણછોડલાલ દેસાઇ તોફાની મામલાના કમિશનમાં નીમાયા હતા—લગભગ એક વર્ષ સુધી.

રણછોડલાલ દેસાઇ બોરસદમાં પણ ખરા; ઉપરાંત થાણા જીલ્લામાં ને સુરતમાં પણ મુન્સફનો હોદ્દો ભોગવેલો. ઉમરેઠમાં પણ હતા. તેમની ઉમરેઠની ઉજ્જવળ કારકીર્દી દરમિયાન, ત્યાં 'જ્યુબીલી ઇન્સ્ટીયુટ' નામે અંગ્રેજી શાળા સ્થપાઇ અને જાણવા પ્રમાણે હાલ પણ તેમની છબી, એ શાળામાં, સંભારણા તરીકે સાક્ષીભૂત છે. વળી મુંબઇ હાઇકોર્ટમાં રૂ. આઠસોને દરમાયે ડેપ્યુટી રેજીસ્ટ્રારનો હોદ્દો પણ તેમણે ભોગવ્યો હતો. તેઓ સંવત્ ૧૯૫૧ ની અખાત્રીજને દિવસે ૪૮ વર્ષની વયે વૈકુંઠવાસી થયા. પોતાનાં પત્ની જડાવબાના સ્મરણાર્થે ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટીને જે એક

ટ્રસ્ટ સોંપાયેલું છે, તેની વ્યાજ સાથે રકમ બેહજાર જેટલી હોઈ, ખડાયતા જ્ઞાતિની કન્યાઓમાં તેનું વ્યાજ નિયમીત વહેંચાયાં જાય છે.

રણછોડલાલ દેસાઇ મુનસફ હતા, તો તેમના તનુજ શ્રીમાન્ મગનલાલ છોટાઉદેપુરના નાયબ દિવાન હતા; હવે તેઓ અમદાવાદમાં–પોતાને વતન–વકીલાત કરે છે. અમદાવાદ એટલે જ્ઞાતિની મધ્યસ્થ સંસ્થાઓનું કેન્દ્રસ્થાન. મગનલાલ દેસાઇ કેન્દ્રસ્થાનમાં રહે અને સંસ્થાઓના પોષક–સંચાલક ન હોય એમ બને જ નહિ. ખડાયતાકેળવણીમંડળમાં એક હજાર રૂપિયા ભરીને તેઓ પેટ્રન થએલા છે. છાત્રાલય તો એમનું જ કહી શકાય–( જેનું ખાતમુહૂર્ત જ તેમના હાથે થએલું. ) તેની કાર્યવાહકસમિતિના પોતે સભ્ય છે. તેમણે દશાખડાયતા શુભેચ્છક સભા ખાતે પ્રાણ ને પૈસો ઓછો ખર્ચ્યો નથી. તેમ અમદાવાદમાં, જ્ઞાતિ માટે ફરતા પુસ્તકાલયની પ્રવૃત્તિ શરૂ કરવામાં શુભેચ્છક સભાને અંગે આપેલો હિસ્સોય ન્હાનોસૂનો નથી. ઉપરાંત આપણા ઇષ્ટદેવના ભંડોળને પણ તેઓ નથી જ ભૂલ્યા. પાંચસો રૂપિયાની ભેટ એ ખાતે પણ જમા થયલી જોવાય છે. મગનલાલ દેસાઇ, મ્હૈસૂરની દામોદરદાસ શિષ્યવૃત્તિના સલાહકારમંડળમાં પણ સભ્ય છે અને આ રીતે, પોતાના વૈકુંઠવાસી તીર્થસ્વરૂપોના આત્માને સંતોષ મળે તેવી પરોપકારી પ્રવૃત્તિઓમાં પોતે પરોવાયલા રહે છે. રણછોડલાલ દેસાઇના બીજા પુત્ર કેશવલાલ, ઉપર જણાવ્યું તેમ ગ્રેજ્યુએટ હોઇ તેમની મુંબઇમાં બૂકસેલરની દુકાન છે અને ત્રીજા પુત્ર મોહનભાઈ અંડર ગ્રેજ્યુએટ હોઇ વેદાન્તના અભ્યાસક છે. વાડીવસ્તારના સંબંધમાં, બધા ભાઇઓને ત્યાં ઇશ્વરની કૃપા વરસી રહી છે.

પૂષ્પો ને વૃક્ષોવડે રૂચે વાડી–વિહાર;
પુરુષાર્થી પરિવારથી સોહે છે સંસાર.



## શ્રી૦ હરિલાલ મનસુખરામ પારેખ

**જન્મસાલ:** ઇ. સ. ૧૮૫૦

**વૈકુંઠવાસ:** મહા શુદ એકાદશી, સં. ૧૯૭૮

શ્રીમાન્ હરિલાલભાઇનો જન્મ નડીઆદમાં થયો હતો. તેઓએ ગુજરાતી અને અંગ્રેજી શિક્ષણ નડીઆદમાં લીધેલું. મેટ્રીક પાસ થયા પછી તેઓ મુંબઇ ગયા અને ત્યાંની એક અંગ્રેજી શાળાના શિક્ષક થયા. એમની શિક્ષણપદ્ધતિ ઉંચા પ્રકારની ગણાતી.

પોતે મુંબઇમાં શિક્ષક હતા અને બીજી બાજુ અભ્યાસક પણ હતા. તેમણે ડિસ્ટ્રીકટ પ્લિડરની પરીક્ષા આપી અને એમાં ઉત્તીર્ણ થયા પછી મુંબઇ છોડયું.

ત્યાંથી ઉમરેઠ આવ્યા અને "કલાર્ક ઓફ ધિ કોર્ટ"ની જગા લીધી. ઉમરેઠમાં રહી તેમણે હાઇકોર્ટ વકીલનો અભ્યાસ કર્યો અને તેમાં ય તેઓ ફત્તેહમંદ નિવડયા.

એ વખતે ગોંડળસ્ટેટ જપ્તીમાં હતું. તે વખતના પોલિટિકલ એજન્ટની દૃષ્ટિ આપણા હરિલાલભાઇપર ઠરી અને એ સ્ટેટના ધોળાજી મહાલના ડિસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ તથા મુનસફને હોદ્દે તેમને

નીમ્યા. શ્રીમાન્ પારેખના ઉન્નત જીવનનો ખરો આરંભ અહીંથી થયો. તેમણે સુંપરત હોદ્દાએથી સરકાર અને પ્રજાનો ચાહ એટલો જીતી લીધો, કે તેમની સેવાથી પ્રસન્ન થઇને, ગોંડળસ્ટેટના એડ-મિનિસ્ટ્રેટર મેજર સ્કોટે, ગોંડલના સર ન્યાયાધીશ તરીકે તેમની નિમણૂંક કરી. એ હોદ્દો એક વર્ષ દીપાવ્યો અને ત્યારપછી ના૦ બારૈયાનરેશે સરકાર પાસેથી, તેમની 'સર્વિસ' ઉછીની મેળવીને પોતાના દિવાન તરીકે દેવગઢબારિયે તેડાવી લીધા.

દેવગઢબારિયે દોઢેક વર્ષ, દિવાનનો હોદ્દો ભોગવ્યો; પછી જોઇન્ટ સબ જજ તરીકે તેમને ભરૂચ જવું પડયું. ભરૂચમાં પણ એમની કીર્ત્તિપ્રદ કારકીર્દી ઢાંકી રહી નહિ. ત્યાં જોઇન્ટ સબ જજમાંથી પોતે ટુંકી જ મુદ્દતમાં સબજજ થયા !

બારૈયાસ્ટેટને એમની સેવા છોડવી પરવડે તેમ હતું જ નહિ. સ્ટેટે બ્રિટિશ સરકારની મંજુરી મેળવી અને હરિલાલભાઇ પાછા દેવગઢબારિયાના દિવાનને હોદ્દે નિયત થયા.

એમ ચાર વર્ષ ચાલ્યું. પછી ગોંડળસ્ટેટ જપ્તીમુક્ત થયું હતું એટલે તે સ્ટેટે તેઓને તેડાવ્યા. બારૈયાસ્ટેટ છોડી જ કેમ શકે ? છતાં તે વખતે દેવગઢબારિયાનાં હવાપાણી બરાબર માફક નહિ આવેલાં અને સ્થળાંતરની જરૂર હતી, એટલે બે વર્ષ માટે તેઓ ગોંડળ ગયા અને ત્યાંના જ્યુડિશ્યલ એસિસ્ટંટ થયા.

મુદ્દત પૂરી થતાં બન્ને રાજ્યોના દિલમાં જુદી જુદી ચટપટી પેઠી. બારૈયાસ્ટેટ માટે ખુશાલીનો પ્રસંગ હતો, ત્યારે ગોંડળસ્ટેટ માટે નાખુશીનો ! ગોંડળસ્ટેટને તેમની સેવા ગુમાવવી જરા પણ ગોઠતી નહિ ; પરંતુ બારૈયાસ્ટેટને અપાયલું વચન પાળવું, એ તેમનો મુદ્રાલેખ હતો. તેઓ દેવગઢબારિયે ગયા અને લગભગ ચાળીસેક વર્ષ સુધી ત્યાંના દિવાનનો હોદ્દો ભોગવ્યો.

દિવાનગિરી દરમિયાન તેમણે બારૈયાસ્ટેટમાં ઘણા સુધારા કરાવ્યા. રાજ્યની ઉપજમાં ચારપાંચગણો વધારો થયો. ઉપરાંત એ

સંસ્થાનના સાગટાલા મહાલ ઉપર જે પચાસેક વર્ષથી સરકારજપ્તી હતી, તે લખાપટી કરીને ઉઠાવી લેવડાવી. વળી બ્રિટિશ રૈયત આ સંસ્થાનમાં ગુન્હો કરે, તો તેની તપાસ બ્રિટિશ હદમાં ચલાવાતી, તેમાં સુધારો કરાવીને બારૈયાસ્ટેટને જ એ હક્ક અપાવરાવ્યો.

'બ્રિટિશ સર્વિસ'માંથી પોતે મુક્ત થયા ત્યારપછી પણ, ના૦ બારૈયાનરેશની તીવ્ર ઇચ્છા અને આગ્રહભરી લાગણીને લઇ, શ્રીમાન્ પારેખે વધુ દસ વર્ષ દિવાનને હોદ્દે રહેવાની માગણી સ્વીકારી અને સંવત્ ૧૯૭૩ ની સાલથી, અવસ્થાની અશક્તિને લીધે તેઓ નિવૃત્ત થયા અને પોતાને વતન—નડીઆદ—જઇ રહ્યા. તેઓશ્રીનો એ માનવંતો હોદ્દો હાલ શ્રીમાન્ મોતીલાલ લલ્લુભાઇ પારેખ દીપાવી રહ્યા છે.

દેવગઢબારિયા છોડતી વેળાએ પ્રજાએ તેમને માનપત્ર અર્પણ કર્યું હતું. અને તેમના યશસ્વી કારોબાર માટે તે કાળના દરેક પોલિટિકલ એજન્ટે ઉચ્ચ અભિપ્રાય આપ્યો હતો.

તેઓએ બારૈયાસ્ટેટ છોડયું, પણ તેમનાં મધુર સ્મરણો ભૂંસાઇ જાય તેવાં નથી. હરિલાલભાઇએ દેવગઢબારિયામાં બે હોસ્પિટલ પોતાને ખર્ચે બંધાવી આપી છેઃ—(૧) હરિલાલ હોસ્પિટલ અને (૨) તેમનાં પત્નીશ્રીનું નામ જોડીને સૂરજબા વેટરનરી હોસ્પિટલ. તેમણે એ પાછળ સુમારે પંદરેકહજાર રૂપિયા ખર્ચ્યા હતા.

આપણા ઇષ્ટદેવશ્રી કોટયર્કજી માટે નવું મંદિર બાંધવાની હીલચાલ ચાલી, ત્યારે તે ખાતે પણ તેઓએ પાંચસો રૂપિયા આપ્યા હતા.

સંવત્ ૧૯૭૮ના મહા શુદ એકાદસી જેવા પવિત્ર પર્વે હરિલાલભાઇનો વૈકુંઠવાસ થયો.

**મહિમા માનવજન્મનો, દુર્લભ દુનિયામાંય;**
**વફાદારીભર વર્તને મળે પ્રભુની છાંય.**



જીવનસ્મરણો

સ્વ૦ ચુનીલાલ દામોદરદાસ ગાંધી



નડીઆદ

# શ્રી. ચુનીલાલ દામોદરદાસ ગાંધી

| જન્મ: | વૈકુંઠવાસ: |
| --- | --- |
| તા. ૮ : ૮ : ૧૮૭૪ | તા. ૨ : ૯ : '૨૬ |

શ્રીમાન્ ગાંધી નડીઆદના વતની હતા અને સાધારણ સ્થિતિવાળા કુટુંબમાં ઉછર્યા છતાં બહારની લાગવગ કે સ્હાય સિવાય પોતાનું ભવિષ્ય ઘડી કહાડવા સમર્થ થયેલા હતા. અર્થાત્ પોતે Self-made હતા. તેમની અભ્યાસ કારકીર્દી ઘણી આશાજનક હતી. તેમણે સને ૧૮૯૪ માં મેટ્રીક તથા સ્કૂલફાઇનલની પરીક્ષામાં ઉત્તીર્ણ થઇ ભાઉસાહેબની શિષ્યવૃત્તિ મેળવેલી. વધુ અભ્યાસ માટે વડોદરા કૉલેજમાં જોડાયા અને સને ૧૮૯૫ માં તેઓ પ્રીવીઅસની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા. બીજી સાલ ઇન્ટરઆર્ટસ્ માટે અભ્યાસ ચાલુ રાખ્યો. પણ એક ટર્મ ભર્યા બાદ આર્થિક સ્થિતિના સંકોચને લીધે કૉલેજ છોડવી પડી અને તેઓ નોકરીમાં જોડાયા.

સદ્‌ગત પ્રથમ ભરૂચ તથા અમદાવાદ હાઇસ્કૂલમાં શિક્ષક તરીકે થોડો વખત રહ્યા બાદ પોતાના વતનમાં–નડિયાદમાં –શિક્ષક તરીકે નિમાયા. વતનમાં નોકરી મળ્યાના અનુકૂળ સંજોગો પ્રાપ્ત થવાથી તેમણે નડીઆદ હાઇસ્કૂલને પોતાની ગણી તમામની લાગણી જીતી લીધી અને હરકોઇને ઉપયોગી થવામાં જ તેઓ પોતાની નોકરીનું સાર્થક માનતા થયા. રા૦ બ૦ કમળાશંકર ત્રિવેદી, મિ૦ દો. હી. વાચ્છા તથા રા. બ. કેશવલાલ હ. ધ્રુવ વિ. સમર્થ વિદ્વાનોના હાથ નીચે તેમણે કામ કર્યું હતું અને સર્વનો પ્યાર મેળવ્યો હતો.

સને ૧૯૦૮ સુધી તેમણે એકનિષ્ઠાથી નડીઆદમાં નોકરી કરી અને એક સહૃદયી ગૃહસ્થ તરીકે હરકોઇએ તેમને ઓળખ્યા. તેમણે જીવનનું સૂત્ર આંકી રાખ્યું હતું કે:—To be useful to others is life હરકોઇને ઉપયોગી થવું એ જ જીવન છે એમ બતાવનારી તેમની કારકીર્દી એ સૂત્રથી મૂર્તિમંત બની હતી. સને ૧૯૦૬ માં તેઓને એસ. ટી. કૉલેજમાં શિક્ષણપદ્ધતિ શીખવા મોકલ્યા અને ત્યાંની પરીક્ષામાં પોતે પહેલવહેલા ડીપ્લોમા મેળવવા ભાગ્યશાળી થયા હતા.

સને ૧૯૦૮ પછી, તેમની યશસ્વી નોકરીની કદર કરીને સરકારી ખાતાવાળાઓએ 'સ્પેશીઅલ કેસ' તરીકે અમદાવાદમાં આસિસ્ટંટ ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર નીમ્યા. ત્યાં પણ તેમણે ઘણું પ્રશંસનીય કામ કર્યું અને પછીથી તેઓ પાછા પોતાના વતનને લાભ આપવા સમર્થ થયા. સને ૧૯૦૯ ની આખરમાં તેઓ નડીઆદમાં જ આસિસ્ટંટ ડેપ્યુટિ નીમાયા. સને ૧૯૦૯ થી તે છેવટ સુધી સદ્‌ગતની સર્વિસ ઇન્સ્પેકટિંગ લાઇનમાં આસિસ્ટંટ ડેપ્યુટિ તરિકે તથા ત્યારબાદ હેડ ડેપ્યુટિ તરીકે થએલી હતી. તેઓ દરેક કામમાં સંપૂર્ણ રીતે કાર્યદક્ષ તથા ચપળ હતા; જેથી સને ૧૯૨૪ માં ઉત્તરવિભાગની લોકલબોર્ડના કેળવણીખાતાના હિસાબ તપાસવા

સદ્‌ગતને સરકાર તરફથી ઑડીટ ઑફિસર તરીકે નીમવામાં આવ્યા હતા. અવસાન વખતે તેઓ ખેડાજીલ્લાના કેળવણીખાતાના હેડ ડેપ્યુટિ હતા અને ખેડાજીલ્લાની લોકલબોર્ડની સ્કૂલબોર્ડના એડમિનિસ્ટ્રેટર ઑફિસર તરીકે તેમની નિમણુંક થઇ ગઇ હતી-એટલું જ નહિ પણ તેમણે સ્કુલોને સારા પાયાપર મૂકવા માટે એડમિનિસ્ટ્રેટર તરીકે કામ કરવાની રૂપરેખા દોરી એક સંગીન યોજના પણ ઘડી હતી; પરંતુ કમભાગ્યે તે લાભ ખેડાજીલ્લાથી લઇ શકાયો નહિ.

તેઓને જેટલું વતનને માટે અભિમાન હતું, તેટલું જ અભિમાન પોતાની ન્યાતજાત માટે તથા ખાતા માટે પણ હતું. ન્યાતનો કોઇ પણ માણસ જરૂર પડે કિંમતી સલાહ માટે તેઓ પાસે જાય તો કહેવું જોઇએ કે સોએ સો ટકા તેને સાચી જ સલાહ મળતી. તેમણે ખડાયતા શુભેચ્છક સભા સ્થાપી ગરીબ વિદ્યાર્થીઓને ફી તથા પુસ્તકો અપાય તેવી યોજના કરવામાં આગળ પડતો ભાગ લીધો હતો. ઉપરાંત નડીઆદમાં તા. ૯ : ૫ : '૨૬ ને રોજ સ્થપાએલી શ્રી સમસ્ત વીસા ખડાયતા સમાજની કાર્યવાહક સમિતિના સભ્ય હતા અને કેટલાક સુધારા સંબંધી તેઓએ ઘણો જ ઉત્સાહ દાખવ્યો હતો, પરન્તુ તેઓની ઉન્નત આશાને ફળ આવવાનો વારો ન જ આવ્યો.

કેળવણીખાતાના માણસો તેઓને સાચા સલાહકાર માનતા અને ખાતા માટે એટલું બધું માન હતું કે પ્રયત્નશીલ રહી, પોતે ખાતાના સારા માટે અથાગ પરિશ્રમ કરતા. એમની પાસેથી કોઇ પણ માણસને નિરાશા લઇ પાછા ફરવાનો પ્રસંગ આવતો જ નહિ. સાધારણ રીતે તેમનું જીવન આવી રીતે અનેક માણસોની મુશ્કેલીઓ ટાળવામાં-હરેક વસ્તુના ઉપાય શોધી તેને સારી સ્થિતિમાં મૂકવામાં-જ વ્યતીત થએલું છે. ચોવીસે કલાક તેઓ કામમાં ને કામમાં જોવામાં આવતા, અને શારીરિક તેમ જ માનસિક શ્રમ એટલો

બધો ઉઠાવતા કે છેવટનો ઘસારો એટલો બધો થઇ પડેલો કે આરામ લેવા માટે ડૉક્ટરની સલાહ મળેલી હતી; પરંતુ થોડોક આરામ લીધા બાદ તેમના કાર્યવ્યગ્ર સ્વભાવ પ્રમાણે બેસી રહેવાનું ગમે જ નહિ, એટલે પરોપકારમય પ્રવૃત્તિ સિવાય ચેન પડે જ નહિ અને પાછા સંપૂર્ણ કામની ઝૂંસરી નાખી અશક્ત શરીરે પણ સશક્ત માણસ કરતાં વધુ કામ કરી શકયા.

તેઓનું તા. ૨: ૯: ૧૯૨૬ ના રોજ નડીઆદ મુકામે અવસાન થયું તેથી ત્યાંની તથા જીલ્લાની તમામ સ્કૂલો બંધ રાખવામાં આવી હતી.

મર્હૂમના ન્હાના ભાઇ શ્રી૦ હરિલાલ દામોદરદાસ ગાંધી બી. એ. કપડવંજ હાઇસ્કૂલમાં હેડમાસ્તર છે અને તેઓ પણ સદ્દગત પાસેથી પરોપકારમાં જીંદગી ગાળવાનું સૂત્ર શીખેલા છે. સદ્દગતના ઉજ્જવળ જીવનની જે એક જવલંત રેખા અનસ્ત રહે એવી છે, તે જ્ઞાતિને, ઉગતી જુવાની ભોગવતા વિદ્યાર્થીઓને અને અન્ય ઘણા જ્ઞાતિબંધુઓને કેળવણીના કાર્યમાં અને એ ખાતામાં કરેલી ઉદાર મદદ અને સગવડને લગતી છે. એમ કહી શકાય, કે અમદાવાદની મચકણીઆની નાતને તારનાર જેમ મંગળદાસ છે, તેમ ખડાયતા નાતની ઉધરતી ઓલાદને આગળ વધારનાર આપણી નાતના પોતે મંગળદાસ હતા.

મર્હુમના માનમાં નિશાળો બંધ રહી હતી, તે ઉપરાંત શોકપ્રદર્શક સભાઓ થઇ હતી. અને સ્મારકભંડોળ પણ થયું હતું. અંતમાં, ઉજ્જવળ કારકીર્દીવડે, કેળવણીખાતાના ઉચ્ચ અધિકારીઓનો તેમણે કેવો ચાહ જીતી લીધો હતો, તેની વાનગી દાખલ, અવસાન બાદ આવેલા અનેક દિલસોજ પત્રોમાંથી ફક્ત બે જ પત્રોનાં અવતરણ નીચે આપ્યાં છે:—

રા. બ. કેશવલાલ ધ્રુવ લખે છેઃ—

'ભાઈ ચુનીલાલના શોકકારક મરણના સમાચાર વાંચી પ્રથમ તો કોઈ ભારે અકસ્માત્ થયો હોય તેના જેવો મારા ચિત્તને અઘાત થયો. મ્હને એમના મંદવાડની ખબર નહિ. બાકી વરસાદની હેલીમાં પણ હું તેમને મળવા આવવા ચૂકત નહિ. આજથી તેવીસ વરસ ઉપર તેમનો પહેલો સમાગમ થયો, ત્યારથી અત્યાર સુધીની તેમની એકધારી નિર્મળ પ્રીતિ કદી પણ વિસરાય એવી નથી. નડિયાદમાં મ્હારૂં વિશ્રામસ્થાન ગયું. ઈશ્વર સદ્ગતના આત્માને અખંડ સુખ આપો.'

ઉત્તરવિભાગના કેળવણીખાતાના મે. એજ્યુકેશનલ ઇન્સપેક્ટર લખે છેઃ—

'રા. ચુનીલાલભાઇના આકસ્મિક અવસાનના ખેદમય માઠા સમાચાર સાંભળી મને ઘણું દુઃખ થયું. એ ખબર મળતાં મ્હારા હૃદયને વ્યાઘાત થયો. કારણ કે એવા જીવલેણ ગંભીર મંદવાડની મને ખબર ન્હોતી. ખાતાને તેમની સેવા માટે ઘણું ઉંચું માન છે અને એડમીનીસ્ટ્રેટિવ ઓફીસર તરીકે એમની કાર્યકુશળતા અને યોગ્યતા માટે ઉંચો અભિપ્રાય છે. હું હૃદયપૂર્વક તમારા દુઃખમાં સહાનુભૂત છું અને પ્રભુ તેમની આ મોટી ખોટ સહન કરવા જેટલું તમને બળ આપે એમ માગુ છું.'

**સ્વલ્પ આયુ સંસારીનું. કર્મક્ષેત્ર વિશાળ;**
**સ્વલ્પ આયુ નહિ સેવનું, અમર સ્મરણની માળ.**



## શ્રી. કૃષ્ણલાલ લલ્લુભાઈ દેસાઈ

**જન્મ :** પોષ શુદ ૧૪, સં. ૧૯૩૦

**વૈકુંઠવાસ :** ભાદરવા શુદ ૩, સં. ૧૯૭૧

શ્રીમાન્ કૃષ્ણલાલ દેસાઈ મહેમદાવાદના વતની હતા. એમની આર્થિક સ્થિતિ મધ્યમ, પણ સહૃદયતા ઉત્તમ પ્રતિની હતી. મિથ્યાભિમાન કે આડંબરનો ઓળો સરખો એમના જીવનને સ્પર્શેલો નહિ. સ્વભાવે શાંત, ઠરેલ, પરગજુ ને ભલા હતા.

તેઓની પંદર વર્ષની વયે એમના પિતા વૈકુંઠવાસી થએલા; એટલે કુટુમ્બનિર્વાહનો સઘળો બોજો એમને શિર પડેલો. તથાપિ એવા વિષમ સંજોગોમાંય પોતે ઠેઠ એલ્.એલ્. બી. સુધી પહોંચી શક્યા, એટલું જ નહિ, પણ પોતાના બન્ને ભાઈઓને અંગ્રેજી કેળવણીનો લાભ તેઓ અપાવી શક્યા હતા.

પરોપકારની ભાવનાનાં પૂર્વ સંસ્કારનાં બીજ, શ્રી. દેસાઈની વિદ્યાર્થી અવસ્થામાંથી જ અંકુરિત થયાં હતાં. દાખલા તરીકે પોતાને વતન મહેમદાવાદમાં તેઓ 'હૉમોપથી' વિદ્યાની મદદવડે ઘણાં ગરીબ કુટુમ્બોને મફત દવા આપતા અને દુઃખી દર્દીની આંતરડી ઠારતા.

સન્ ૧૮૯૫ ની સાલમાં તેઓ બી. એ. થયા. ત્યારપછી લિમ્બડીરાજ્યમાં ખાનગી નોકરીપર ચડયા. એલ્‌એલ્. બી. નો અભ્યાસ ચાલુ રાખ્યો અને સન્ ૧૮૯૯માં વકીલાતની છેલ્લી પરીક્ષામાં પોતે ઉત્તીર્ણ થયા. તેના બીજા જ વર્ષથી, એટલે સન્ ૧૯૦૦ની સાલથી, મર્હુમે નડીઆદમાં વકીલાત શરૂ કરી.

નડીઆદ એમનું નિવાસસ્થાન હતું, છતાં ત્યાંના જાહેરજીવનમાં અને દરેક કોમી પ્રશ્નમાં તેમનું જીવન એટલું ઓતપ્રોત થઇ ગએલું, કે એમની જન્મભૂમિ જ નડીઆદ હોય, એમ સૌને લાગતું. જ્ઞાતિ અને સમાજહિતના પ્રત્યેક પ્રસંગોમાં પોતે આગેવાનીભર્યો ભાગ લેતા અને થાય તેટલું કરી છૂટવા તેઓ કાયાને કસી નાખતા.

વિધવા અને પુત્ર–પુત્રીનું કુટુમ્બ મૂકી, ૪૧ વર્ષની વયે, સંવત્ ૧૯૭૧ના ભાદરવા શુદ ત્રીજને દિવસે તેઓ વૈકુંઠવાસી થયા. તે પ્રસંગે નડીઆદના વકીલમંડળના મંત્રી શ્રી. મોહનલાલ પી. સરૈયાએ, મર્હુમના કુટુમ્બપર મોકલેલો દિલસોજપત્ર, તેમના સુન્દર જીવનની સાખ પૂરે છે:—

'નડીઆદની અદાલત તેમજ વકીલમંડળ તરફથી ઘણી દિલગીરી સાથે મને જણાવવાની ફરજ પડે છે, કે નડીઆદ કચેરીના સબજડ્જ મિ. સાકરલાલ પી. યાજ્ઞિક તેમજ તમામ વકીલો, નડીઆદના વકીલોમાંના એક આગેવાન અને અતિ લોકપ્રિય સભ્ય શ્રીયુત કૃષ્ણલાલના અકાળ મૃત્યુથી, ઘણા જ દિલગીર થયા છે.

'શ્રીયુત કૃષ્ણલાલ, અહીંના મંડળના બહુ બાહોશ અને પ્રામાણિક સભાસદ હતા અને તેમણે નડીઆદની જાહેર પ્રજાની ને સ્વદેશી ચળવળને અંગે અતિ ઉત્તમ ને કિમતી સેવા બજાવી હતી. તેમના અકાળ અવસાનથી અમને ભારે ખોટ ગઈ છે. એમના ભલા આત્માને પ્રભુ શાશ્વત શાંતિ આપે.'

સ્વર્ગસ્થના વડીલ બન્ધુ શ્રી. જમનાદાસ લલ્લુભાઇ દેસાઇ, L. C. E. હોઇ, હાલ સબ ડિવિઝનલ ઓફિસરનો હોદ્દો ધરાવે છે.

સૂર્ય પ્રકાશે સૃષ્ટિમાં: ગૃહ અજવાળે દીપ;<br>
કુળદીપક સજ્જનવડે સોહે જ્ઞાતિકિરીટ.

## શ્રી. ગિરધરલાલ અમૃતલાલ દેસાઈ

**જન્મ:** **વૈકુંઠવાસ**

વૈશાખ વદ ૧૨, સં. ૧૯૦૦ રાધાઅષ્ટમી, સં. ૧૯૭૫

ગાર્ફિલ્ડ અમેરિકાનો પ્રેસિડંટ હતો. તે ગર્ભશ્રીમંત નહતો; સામાન્ય સ્થિતિમાં ઉછર્યો હતો અને મહેનત મજુરી કરીને ભણ્યો હતો. અભ્યાસ પછીના ફાજલ વખતમાં, આપણે ત્યાંના વિદ્યાર્થીઓ જેમ 'ટયુશન' રાખે છે, તેમ ગાર્ફિલ્ડ 'ટયુશન' રાખવાને બદલે હુન્નર-ઉદ્યોગ હાથ ધરતો અને એમાંથી જે રળતો તે અભ્યાસ માટેનાં ફી પુસ્તકો ખાતે ખર્ચતો.

એ રીતે એકવાર તે સુતારી કામપર બેઠો હતો. ગાર્ફિલ્ડ ખુરસી બનાવતો હતો. ખુરસી તૈયાર થયા પછી એને પૉલિશ કરતો અને પૉલિશ કરવામાં એના શરીરે પરસેવાના રેબઝેબ છુટતા. તે જોઇને, એની સાથેના એક કારીગરે ટોળ કર્યું કે ત્હારે ક્યાં ખુરસી-પર બેસવું છે, તે એની પાછળ આટલી બધી જહેમત ઉઠાવે છે ? ગરીબ ગાર્ફિલ્ડની આ એક મીઠી મશ્કરી હતી, જાણે એના લલાટે

જીવનસ્મરણો

સ્વ. ગિરધરલાલ અમૃતલાલ દેસાઇ



અમદાવાદ

તો જમીન ઘસતાં જ જીવન ગુજારવાનું લખ્યું હોય, એવો, એ ટીખળમાં ધ્વની હતો. ગાર્ફિલ્ડ તેના સાથીની માર્મિક મશ્કરી સમજી ગયો, છતાં ગુસ્સે ન થયો અને ડાવકી રીતે સચોટ ઉત્તર આપ્યો, કે હું જે ખુરસી લિસ્સી ને ચળકતી બનાવું છું, તે કરતાંય વધારે સુન્દર ને કિમતી ખુરસીપર બેસવાનું મારા પુરૂષાર્થના ભાવિ પાંદડે કદાચ લખાયું હોય !

તે સાંભળીને એનો સાથી તે વખતે તો કેવળ હસ્યો; પરન્તુ એનું હાસ્ય જ કેટલું હાસ્યપાત્ર હતું, એ જોવા જેટલું તે જીવ્યો હતો કે નહિ, એની ખબર નથી; કેમ કે એ જ ગાર્ફિલ્ડ, અમેરિકાના પ્રેસિડંટની અતિ મૂલ્યવાન, મહાન અને માનવંતી ખુરસીપર બેસ- વાને અધિકારી નિવડયો હતો. !

રૂની રૂખ પારખનાર અને રૂના વેપારીઓના તાર વાચી આપવા કે લખવા ખાતે જે સજ્જને જીવનને ઝંપલાવ્યું હોય, એ સજ્જન લાખ્ખોમણુ રૂને કાંતવા વણવાની (સ્પીનીંગ અને તે સાથે હવે વિવિંગ પણ) મિલના માલિક બને, તો તેમને આપણે ગાર્ફિલ્ડના પુરુષાર્થ જેવા પુરુષાર્થી જ કહેવા પડશે.

એ પુરૂષાર્થી પુરૂષ, તે આપણા ગિરધરલાલ અમૃતલાલ દેસાઇ. જ્ઞાતિએ દસા ખડાયતા. તેમનું મૂળ વતન મહેમદાવાદ. એકડો અગાઉ ખેડા–માતરનો ને હવે નડીઆદનો.

પોતે મધ્યમ સ્થિતિમાં ઉછર્યા હતા. તેમનો જન્મ સંવત્ ૧૯૦૦ ની સાલમાં. એ સમયને આજ આઠ દાયકા વીતી ગયા. આજથી આઠ–નવ દાયકાપર હાલના જેવું કે જેટલું ભણતર–શિક્ષણ હતું જ નહિ. તે વખતે ગામડી નિશાળો ચાલતી. નામ 'ગામડી,' પરંતુ આજનાં અતિ ખર્ચાળ વિદ્યાલયો પણ, જે શિક્ષણ નથી આપી શકતાં, તેવો અભ્યાસ ગામડી નિશાળમાંથી મળતો. અર્થાત્ વ્યવહારૂ, વેપાર ધંધાને ઉપયોગી અને નિર્વાહના રાહને મોકળા કરી આપનાર શિક્ષણ 'ગામઠી' નિશાળોદ્વારા મળતું. શ્રી. દેસાઇના બાળ-

જીવનમાં 'ગામઠી' નિશાળના શુભ સંસ્કારો પડયા અને ત્યારપછી તેઓ સરકારી શાળામાં દાખલ થયા.

તુળજારામ મહેતાજીની ખાડીઆ [અમદાવાદ] માં સરકારી શાળા હતી. સંવત્ ૧૯૧૦ ની સાલમાં તેઓ તે શાળાના વિદ્યાર્થી થયા. ત્યાં 'બાળમિત્ર' નામે પાઠયપુસ્તક ચાલતું. એમાંથી હાલના સાતમા ધોરણ સુધીનો અભ્યાસ થતો. શ્રી. દેસાઇએ ચાર વર્ષ દરમિયાન એટલો અભ્યાસ પૂરો કર્યો અને સંવત્ ૧૯૧૪ની સાલમાં તેઓ હાઇસ્કૂલમાં દાખલ થયા.

ત્રણ વર્ષ, એટલે સંવત્ ૧૯૧૭ સુધી અંગ્રેજી શિક્ષણનો લેવાય તેટલો લાભ તેમણે લીધો. પછી નાણાં વિષયક સ્થિતિ નડી, અને ગીરધરલાલભાઇને અંગ્રેજી શાળા છોડવી પડી.

ત્યારે, શું એ આસ્ટોડીઆ મિલના એજન્ટ બેચેલર ઓફ્ આર્ટસ્ ન હતા ? ના. ઇન્ટરપાસ પણ નહિ ? ના. પ્રિવિયસ કે મેટ્રીક સુધીનાય અંગ્રેજી જ્ઞાનના નિષ્ણાત નહિ ? ના ભાઇ, ના.

—અને છતાં તેઓ 'બેચેલર ઓફ્ આર્ટસ્' હતા એમ કાનપટ્ટી પકડીને આપણે કબૂલવું પડશે. અલબત્ત, એ ડીગ્રી યુનિવર્સિટીની નહિ, પણ મિલોના મહાવિદ્યાલયની.

આ લખનારને શ્રી. દેસાઇના પડોસી તરીકેનો સહવાસલાભ મળ્યો છે. એમનું મકાન અમદાવાદમાં દરજીના ખાંચામાં હતું અને મારૂં ખતરીપોળમાં. દરજીના ખાંચાવાળા મકાનની બારી ખતરીપોળના ખાંચામાં પડે છે. હું રહેતો, એ જ મકાનની બારી સામે. બન્ને જણ પોતપોતાની બારિયે ઉભા રહી, મિનિટોપર્યંત વિધવિધ વાતો કરતા. અહીં એક પ્રસંગ, હાલના ભણતર વિષે તેઓ કેવો મત ધરાવતા, તેની જાણ માટે ટપકાવીશ. મેં મુરબ્બીને પૂછ્યું:—

'શેઠ સાહેબ, આપની મિલમાં કોઇ કારકુનની જગા ખાલી છે ?'

'ખાસ તો ખાલી નથી, પણ કહેતા હો, તો ગોઠવણ કરી આપું.'

'માણસ ભલો છે. બચરવાલ છે. એની પ્રામાણિકતા માટે હું ખાતરી આપું છું. એને માટે ગોઠવણ થાય તો ઘણું સારૂં.'

'થશે, એ ક્યાંનો છે, શી નાતનો છે?'

'આપણી જ નાતનો છે; ઉંમરે પણ આધેડ છે.'

'ઠીક છે; મિલમાં મોકલજો: નામુંઠામું તો જાણે છે ને?'

'જાણતો જ હશે; પ્રિવિયસ સુધી પહોંચેલો છે.'

અભ્યાસ સાંભળીને ગિરધરલાલભાઇ હસી પડયા. તેમણે બે ત્રણ ક્ષણો મારી સામે જોયા જ કર્યું. પછી એમના અનુભવના ઉદ્ગાર મેં આ પ્રમાણે સાંભળ્યા:—

'પ્રિવિયસ? કેશવલાલ, પ્રિવિયસ સુધી પહોંચેલાઓ નામાઠામામાં ને વેપારવણજમાં તો સાવ બોથડ હોય છે. અમારે મન તો આજના પ્રિવિયસપાસ ઉમેદવારો એટલે નામાઠામાના કામમાં તો પ્રાથમિક ધોરણનો કક્કો ઘૂંટનાર એકડીઆ-બગડીઆ! એવા નર્યા ઉમેદવારો આવી ગયા ને ન ફાવવાથી ચાલ્યાય ગયા. એમનાં માબાપોને અંગ્રેજીના જ મોહ શા માટે હશે? આજનાં કહેવાતાં ઉંચાં વિદ્યાલયો એટલે નસીબને જાણે 'નોકરી'માં જકડી લેનાર કારખાનાં. અમારાં ઉદ્યોગ વેપારનાં કારખાનાંમાં તેઓ ફાવતા નથી કે સ્વતંત્ર ધંધો ખેડીને ઉંચા આવતાય નથી.*

---

*આ મુરબ્બીશ્રીના અનુભવપૂર્ણ ઉદ્ગારોમાં ભારોભાર સત્ય ભરેલું છે, એ વિષે ભાગ્યે જ બેમત હશે. વળી એમના મતને સમર્થન મળે એવો બનાવ હાલમાં જ બની ગયો. વડોદરારાજ્યે કારકુની ખાતાની તાલિમ લેવા ઇચ્છનાર માટે પાંતરીસેક ઉમેદવારોનો વર્ગ ખોલવા ઇચ્છયો અને એ માટે અરજીઓ માગવામાં આવેલી. તેપરથી પાંતરીસને બદલે, એ આંકડાની જમણી બાજુ એક મીંડું ઉમેરી શકાય એટલી—સાડાત્રણસો—અરજીઓનો ગંજ ગાજ્યો હતો અને અરજીઓ પણ કોની? સ્કૂલ ફાઈનલ કે મેટ્રિક સુધી જ પહોંચેલાઓની નહિ, પણ બી. એ.; અને ઠેઠ એલ્એલ્. બી. થએલાઓની!

શ્રીમાન્ દેસાઇ, હાલનાં વિદ્યાલયોના ' બેચેલર ઑફ આર્ટ્સ ' નહતા, તેથી આપણને ક્ષોભ ન થાય, પણ અનુરાગ ઉપજે. કેમકે થોડા થોડાય અંગ્રેજી શિક્ષણમાંથી તેઓ ઉપયોગી સત્વ ખેંચી શકયા હતા, અને ક્રમેક્રમે એ દિશામાં એમનો એવો વિકાસ થયો, કે માસિક અઢી રૂપિયાના દરમાયામાંથી એક નાણાવટીની પેઢીમાં ચાર આની સુખી ભાગના ભાગીરદાર થયા; કેલિકો મિલના ઑડિટર થયા અને છેવટ સ્વતંત્ર મિલએજન્ટ થયા !

અંગ્રેજી શિક્ષણમાંથી તેમણે મેળવેલી પ્રવીણતા, તે અમેરિકાથી આવતા તાર વાચવા-લખવાની; અને તારના એકદેશી અનુભવમાંથી આસ્તેકદમ આગળ વધતાં વધતાં, તેઓએ રૂના તાર સાથે પોતાનો જીવનતાર ગૂંથી લીધો. એ યાદગાર સાલ સંવત્ ૧૯૨૬ ની. તે સાલથી તેઓ રૂના દલાલ તરીકેની પ્રવૃત્તિમાં પડયા અને સ્વ. સર ચિનુભાઈના પૂર્વજ રા. બ. રણછોડલાલે, શેઠ માધુભાઇએ તેમ જ શેઠ બહેચરદાસ લશ્કરીએ તેમને સાથ દીધો. શ્રી. દેસાઇનો દિનમાન ચડતો થયો; તેઓ લક્ષ્મીજીની પ્રસન્નતા પામ્યા. લઘુતામાંથી પ્રભુતા પામ્યા. પ્રતિષ્ઠા અને પ્રસિદ્ધિ પામ્યા.

—પણ રળિયામણી રજનીમાં, પૂર્ણ કળાએ પ્રકાશીને સૃષ્ટિને રંજન કરનાર ચન્દ્રને પણ કોઇ કોઇવાર ગ્રહણનાં આવરણ નડે છે ને ? શ્રીમાન્ ગિરધરલાલભાઇને પણ એવો આકસ્મિક કર્મસંજોગ નડયો. પ્રતિષ્ઠા અને પૈસેટકે સુખદ સ્થિતિમાં તેઓ જરા નિરાંત-વાળીને સુન્દર જીવન જીવી રહ્યા હતા, એવામાં એમના રહેવાના મકાનમાં આગ લાગી અને આગની એ કાળ જેવી જવાળામાં પોતાનું ભવ્ય ભુવન ભસ્મિભૂત થઇ ગયું–તે સાથે ત્રીસેક હજાર રૂપિયાની નોટો ઉપરાંત લાખો રૂપિયા ખર્ચતાં પણ નથી મળી શકતા, એવા ચાર કુટુમ્બીજનો પણ અન્દર હોમાઇ ગયા ! વધારામાં વળી આગનું કરપીણ કાર્ય અધૂરૂં હશે, તે તેઓનાં પત્નીના દુઃખદ અવસાને પૂરૂં કર્યું ! શ્રીમાન્ ગિરધરલાલભાઇના જીવનમાં આ એક

સર્જક ૫ટકો હતો. છતાં તેઓ ડગ્યા નહિ; હતાશ થયા નહિ; કેવળ કલ્પાંત કરવામાં કાળક્ષેપ કર્યો નહિ ; 'ઇશ્વરેચ્છા' કહીને પુરુષાર્થબળે પ્રવૃત્તિમાં પડયા અને પરિણામે પ્રગતિના સુન્દરતર શિખરે ચડયા.

—અને પ્રગતિનું એ સુન્દરતર શિખર, તે અમદાવાદ રાયપૂર દરવાજા બહાર આવેલી એમની 'આસ્ટોડિયા મિલ.' તે સંવત્ ૧૯૬૫ની સાલમાં રૂ. પાંચલાખ ને પાંચહજારની મૂડી સાથે શરૂ થઈ. શરૂઆતમાં એ માત્ર સ્પિનિંગ મિલ હતી, હવે વિવિંગ ખાતું પણ દાખલ થયું છે–એ વાત તેની ઉત્તરોત્તર કેવી અભિવૃદ્ધિ થતી જાય છે, તેનું જ્વલંત દૃષ્ટાંત પૂરૂં પાડે છે.

ગિરધરલાલભાઇ પુષ્ટિસમ્પ્રદાયના ચુસ્ત વૈષ્ણવ હતા. શ્રીમદ્ ભાગવત્, શ્રી સુબોધિનીજી અને રામાયણ એ તેમના વાચનપ્રિય ધર્મગ્રંથો હતા. તેમનું ધાર્મિક વલણ ગ્રહણ કરવા યોગ્ય હતું. પોતે શ્રીનાથજીની જાત્રાએ પણ ગએલા. સાદાઇ એમનો વિશિષ્ટ ગુણ હતો. પ્રકૃતિ શાંત; સ્વભાવના સરળ ને મિલનસાર; પોણોસો વર્ષ જેટલી વૃદ્ધાવસ્થા છતાં શરીરબાંધો સુદૃઢ અને મજબૂત !

તેઓ 'ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટી'ના તેમજ 'ગૂજરાત વૈશ્યસભા'ના સભ્ય હતા અને પ્રસંગોપાત પુણ્ય ને પરોપકારની દિશામાં પોતાની દાનશીલ વૃત્તિ વાપરવાનું ચૂકતા નહિ.

એવા, વેપારઉદ્યોગે આબાદ સાહસિક આપણા જ્ઞાતિ સજ્જનનો, સન્ ૧૯૧૯ના સપ્ટેમ્બર માસની નવમી તારીખે, એકાદ અઠવાડિયાની માંદગી ભોગવી, પુત્રપરિવારનો સુખી સંસાર જોઇને વૈકુંઠવાસ થયો.

તેમના લઘુબંધુ નામે મોહનલાલ અમૃતલાલ દેસાઇ, ગવર્મેન્ટ સર્ટિફાઇડ ઑડિટર છે.

સ્વર્ગસ્થના ચિ. શેઠશ્રી ચિમનભાઇનું નામ ખડાયતા જ્ઞાતિથી અજાણ્યું નથી. પાંત્રીસ વર્ષની પુખ્ત વયે યશોજ્જ્વલ કારકીર્દિ પામેલા શેઠશ્રી ચિમનભાઇ, સમસ્ત ખડાયતા કેળવણીમંડળના પ્રમુખ

છે. માસિકની સમિતિના પેટ્રન છે અને અમદાવાદ છાત્રાલયના ઉપ-પ્રમુખ છે, તેમના દિલની દિલાવરી સૌ કોઇને સુપરિચિત છે. મૅથ્યુ આર્નોલ્ડના પેલા સૂત્ર પ્રમાણેઃ—

Ask, and it shall be given you-હરકોઇ સંસ્થા માટે કે ઓથ-આધાર ઇચ્છનાર વ્યક્તિ માટે શેઠ ચિમનભાઇ પાસે જાઓ, મદદ ' માગો ને તમને મળશે 'જ. રૂ, કપાસમાંથી નીકળે છે અને કપાસનો અવતાર શામાટે હોય છે ? આપણા જ્ઞાતિ-સર્જન શેઠશ્રી ચિમનભાઇ, અથવા રૂ-કપાસના નિત્ય સહવાસમાં રહેનાર એ સમર્થ મિલ એજન્ટ, કપાસના જીવનનું રહસ્ય બરાબર સમજી શક્યા છે. કપાસ વીણાય, ફોલાય; તેમાંથી રૂ નીકળે, તે કંતાય, વણાય અને એનું વસ્ત્ર બને, તે વડે આપણાં અંગ ઢંકાય. શેઠશ્રી ચિમનભાઇ અનેકનાં અંગ ઢાંકી રહ્યા છે, આર્થિક સ્થિતિની મન્દતાથી શુષ્ક બની જતાં અનેક વિદ્યાર્થીઓનાં જીવનમાં નાણાંની મદદ દઇને રસ રેડી રહ્યા છે અને પરોપકારભર્યાં પુષ્કળ પવિત્ર કાર્યોને પોષતા રહી, પોતાના વૈકુંઠવાસી પિતાના અમર આત્માને સદૈવ સંતોષી રહ્યા છે.

> **પદવીની પ્રભુતા ભલેઃ મદદ પદે પુરુષાર્થ :**
> **" પંડિત " શુક રાઘવ રટેઃ શો સાધે પરમાર્થ ?**

સ્વ. જયચન્દભાઇ કુબેરદાસ દલાલ



ખડાલ

## શ્રી. જયચન્દભાઈ કુબેરદાસ દલાલ

| જન્મ: | વૈકુંઠવાસ: |
| --- | --- |
| પોષ વદ ૦), સં. ૧૯૨૪ | પોષ વદ બીજ, સં ૧૯૮૨ |

'નીતિ શિક્ષણ' માં એક આખ્યાયિકા છે. તે પ્રગતિપન્થના યાત્રાળુઓ માટે અતિ બોધક છે, એમાંથી પ્રલોભન વિરૂદ્ધ પ્રગતિની સુન્દર ચાવી મેળવી શકાય તેમ છે. એનો સારાંશ આ પ્રમાણેઃ—

બે હરિફો હતા. બન્ને દોડવામાં કાબેલ અને બહાદૂર. એમની સ્પર્દ્ધા સદૈવ જોવા જેવી હોય. એકવાર વળી હરિફાઈનો પ્રસંગ આવ્યો, બન્ને માટે દોડવાનો વખત મુકરર થયો. તેઓ સમયસર દોડયા અને નિયત સ્થળે પહોંચવા સારૂ, તેમણે બળવાન પગના પૂરપાટ ઘોડા છોડી મેલ્યા.

અડધેક પહોંચ્યા હશે અને પહેલો નંબર જરા ઢીલો પડયો. તેણે યુક્તિ રચી. એની કને થોડીક સોનામહોરો હતી, તે તેણે

વેરવા માંડી. દોડતો જાય ને દોડવાને રસ્તે વેરતો જાય–જો કે એના પગ તો થાકીને લોથ થઇ ગયા હતા અને જાણે હમણાં જ બીજા નંબરવાળો–તેની પછવાડેનો–હરિફ એની આગળ થઇ જશે એમ સૌને લાગતું; પરંતુ બન્યું એમ, કે બીજા નંબરવાળાને પ્રલોભનનું પલિત વળગ્યું. તે લોભાયો. તે દોડતો જાય અને પેલી સોનામ્હોરો વીણતો જાય. થાકી ગએલો, પહેલા નંબરનો હરિફ દોડતો જાય ને સોનામ્હોરો વેરતો જાય. પહેલો વેરે; બીજો વીણે; પરિણામે જેનું જોર હજુ જીર્ણ થયું ન હતું, એવો પેલો બીજા નંબરવાળો પાછળ જ રહ્યો અને શ્રમિત થયા છતાં સતત–ચ્હાય તો આસ્તેકદમકૂચ જારી રાખનાર હરિફ જીત્યો અને બળવાન હરિફ હાર્યો—બીજાને પ્રલોભને હરાવ્યો અને પહેલાને પ્રગતિએ જીતાડયો.

પ્રગતિવાન્ જો પ્રલોભનથી લલચાય નહિ, નડતાં અંતરાયોથી હતાશ થાય નહિ, અને દમ બદમ પોતાના કેન્દ્રસ્થાને પહોંચવા સારૂ સદૈવ પ્રયત્નશીલ રહે તો, એવા પ્રગતિવાન માટે વિજયદેવીનાં દ્વાર ઉઘડી જાય છે, પોતે લક્ષ્યસિદ્ધિની સાધનામાં સફળ થાય છે અને એમનું જીવ્યું સાર્થ બને છે.

શ્રીમાન્ જયચન્દભાઇ એવા પ્રગતિવાન સજ્જન હતા. એમના જીવનનું ઉમદા નવનીત તે આઃ–પુરુષાર્થપૂર્ણ પ્રગતિ અને લક્ષ્યપ્રાપ્તિ.

શી રીતે, તે આપણે જોઇએઃ––

જ્ઞાતિએ દસાખડાયતાઃ એકડો એકવીસગામનોઃ મહીકાંઠા એજન્સિમાં આવેલું ખડાલ ગામ એમનું વતન.

તેમના પિતા કુબેરદાસ. કુબેરદાસ અમીચન્દ ધીરધારનો ધંધો કરતા. સ્થિતિ સાધારણ. સાત પુત્રો અને એક પુત્રી જેટલું બહોળું કુટુમ્બ રહ્યું, એટલે એવી સ્થિતિમાં ભણતર–શિક્ષણનાં ખર્ચને, પિતાથી કેમ પહોંચી વળાય? જયચન્દભાઇએ વતનમાં રહી, પ્રાય-

મિક વિદ્યાભ્યાસ તો કર્યો અને તેર વર્ષની વયે ગૂજરાતી સાતમા ધોરણમાં તેઓ ઉત્તીર્ણ પણ થયા; પરન્તુ ત્યારપછી એમની અંગ્રેજી શિક્ષણ માટેની ઉમેદ કેમ બર આવે ? અભ્યાસખર્ચ ક્યાંથી મેળવવું ? અંગ્રેજીના શિક્ષણ માટે વતન છોડીને બહારગામ જવાનું; બહારગામ રહેવું અને ભણવું: ભણતરની ફી, ચોપડીઓનું ખર્ચ અને રહેવા જમવાનું ખર્ચ: એ સઘળું વસ્તારી કુટુમ્બવાળા પિતાને પૂરૂં પાડવું મુશ્કેલ હતું; તથાપિ પુરુષાર્થીને શી વસ્તુ અશક્ય છે ? 'મનુષ્યનો પ્રયત્ન' હોય, પ્રગતિ પામવાની ધગશ હોય, તો તેની શુભેચ્છામાં 'ઇશ્વર કૃપા' અચૂક ઉતરે છે. શ્રીમાન્ દલાલ માટે પણ એમ બન્યું. માસિક રૂ. ૩ની શિષ્યવૃત્તિ એમને આવી મળી અને એમના વિદ્યાર્થીજીવનને વેગ મળ્યો. તેઓ સન્ ૧૮૮૨ના જાન્યુઆરીમાં નડીઆદ ગયા. ત્યાંની સરકારી હાઇસ્કૂલમાં દાખલ થયા. એના અંગતું ભાડુઆતી છાત્રાલય હતું ત્યાં રહેવા—જમવાનું અને શાળામાં ભણવાનું.

શ્રી. દલાલ વતન છોડીને બહારગામ લ્હેર મારવા નીકળ્યા નહતા. વિદ્યાભ્યાસ, એ જ તેમના ઉગતા જીવનનું લક્ષ્ય હતું. તેમણે એક વર્ષમાં બે ધોરણ પૂરાં કર્યાં અને એમ ક્રમે ક્રમે તેઓ ચોથા ધોરણ સુધી, ધીરીત્વરાએ આવી પહોંચ્યા.

તે વખતે, ચોથા ધોરણની માસિક ફી એક રૂપિયો અને છાત્રાલયખર્ચ ત્રણ રૂપિયા ! એટલે ત્રણચાર રૂપિયાની સ્કોલરશિપ પણ, તે વખતે, એ ધોરણ માટે સંતોષકારક ગણાતી. ખંત, મહેનત અને મહત્વાકાંક્ષાએ જોર કર્યું અને શ્રી. દલાલને જોઇતી શિષ્યવૃત્તિ મળી ગઇ—નડીઆદની હાઇસ્કૂલના હેડમાસ્તર મિ. સયાણીની ભલામણથી, આપણા સર ગોકળદાસ તરફથી માસિક રૂ. ત્રણની, અને બે રૂપિયાની હાઇસ્કૂલ તરફથી; મળીને પાંચ રૂપિયાની શિષ્યવૃત્તિ ચાલુ થઇ અને ખર્ચ માટે ઘેરથી મદદ મેળવવાની ચિન્તા ટળી ગઇ.

પછીની ચિન્તા તો એકજ—અભ્યાસક્રમમાં આગળ વધવાની.

શ્રીમાન્ દલાલ ઉત્તરોત્તર આગળ વધ્યા અને સન્ ૧૮૮૮ માં તેઓ મેટ્રીક પાસ થયા.

એ પરીક્ષામાં ઉત્તીર્ણ થવાથી, તેમને માસિક રૂપિયા બારની " ભાઉસાહેબ દેસાઇ શિષ્યવૃત્તિ" મળવા માંડી અને શ્રીમાન્ દલાલે અમદાવાદની ગૂજરાત કોલેજમાં દાખલ થઇ પ્રિવિયસ કલાસથી શરૂ થતો ઉચ્ચ અભ્યાસ આરંભ્યો. કોલેજમાં એ ફ્રી સ્ટુડન્ટ હતા, એટલે સ્વતંત્ર મકાન રાખી–રહેવામાં તેમને આર્થિક ભીડ નડેલી નહિ. રાજામહેતાની પોળમાં તેમણે મકાન રાખ્યું અને મળતી શિષ્યવૃત્તિ વડે ધરખર્ચનો નિભાવ ચાલ્યો.

એ રીતે પ્રિવિયસની પરીક્ષામાંથી ઉત્તીર્ણ થયા પછી બી. એ. થવાનો તેમણે દઢ સંકલ્પ કર્યો, પરંતુ એ સંકલ્પ બહારની સહાય સિવાય સિદ્ધ થાય એમ બનવું અશક્ય હતું. કોલેજનું ખર્ચ રહ્યું. બહોળા કુટુમ્બ પરિવારવાળા તેમના પિતા તરફથી ખર્ચ મેળવવાની આશા રાખવી વ્યર્થ હતી. સ્વયં પુરૂષાર્થેજ પ્રગતિ પામવાની હતી. શ્રી. દલાલ નિરાશાવાદી નહતા. એમણે શ્રદ્ધા રાખી અને સ્વ. સર ગોકળદાસને વિનતિ કરી. ગોકળદાસે તેમની કદર કરી અને એમના તરફથી વાર્ષિક એકસો વીસ રૂપિયાની શિષ્ય-વૃત્તિ નહિ, પણ 'લોન' મળી–એવી શરતે, કે બી. એ. થયા પછી, લીધેલી રકમ પાછી વાળવી.

એ રીતેય મદદ મળી તેથી તેઓને બળ મળ્યું અને શ્રી. દલાલે અભ્યાસને આગળ વધાર્યો. સન્ ૧૮૯૨માં તેઓ ગ્રેજ્યુએટ થયા. વચગાળે ફર્સ્ટ બી. એ. માં નિષ્ફળ થએલા; અને તે વખતે તેમને બહુ લાગી આવેલું. નપાસ થવાથી સર ગોકળદાસ તરફથી 'લોન' મળતી અટકી પડે અને અભ્યાસક્ષેત્રના સેનાની તરીકે આગળ કુચ કેમ થશે ? આ તેમની મુઝવણ ! પરન્તુ અંત-રાયથી તેઓ હતાશ ન થયા. પ્રયત્ન ચાલુ રાખ્યો, અને ઉપર લખ્યું તેમ તેઓ કેન્દ્રસ્થાને પહોંચી શકયા.

શ્રીમાન્ દલાલ ' ગ્રેજ્યુએટ ' થયા. આપણી સમસ્ત જ્ઞાતિમાં તેઓ બીજા ગ્રેજ્યુએટ ! તેમના એકવીસગામના એકડામાં તો વળી પહેલા જ ગ્રેજ્યુએટ ! જ્ઞાતિની શાણી જનતા ગૌરવ ધરાવે ને રાજી થાય; ત્યારે એકડા પૈકી-ગામનો નાતિલો વર્ગ દાઝેય બળે !

શ્રીમાન્ દલાલની મહત્વાકાંક્ષા જુદી હતી–એલ્.એલ્. બી. થવાની. એક ' ટર્મ ' ભરેલી પણ ખરી, પરંતુ કુટુમ્બ બહોળું. ભાઇઓનાં ભણતર ચાલુ. ઘરના આર્થિક સંજોગો સાંકડાઃ બધું ધ્યાનમાં લઇ, ગંભીર વિચાર કરતાં ' ગ્રેજ્યુએટ ' થા જ અભ્યાસગાડી અટકાવીને નોકરી સ્વીકારવાનું તેમણે નક્કી કર્યું, અને નડીઆદની હાઇસ્કૂલમાં એસિસ્ટંટ શિક્ષક તરીકે રૂ. ૪૫ ને દરમાયે જોડાયા ( જાન્યુઆરી, તા. ૨૯ ; ૧૮૯૩ )

ત્યાં તેઓ બે મહિના રહ્યા ને રૂ. પચાસને દરમાયે સુરતની હાઇસ્કૂલમાં ગયા. સુરતમાં બરાબર સાડાપાંચ વર્ષ ગાળ્યાં–જે વખતે આપણી જ્ઞાતિના દસાખડાયતા ભાઇઓનાં, ત્યાં કેવળ પંદર ઘર હતાં !

પોતે સાડાપાંચ વર્ષ સુરતમાં રહ્યા ખરા, પણ તેઓ સુરતી જીવન નહતા જીવ્યા–એમને ' સહેલાણી ' જીવનનો સુરતી ચેપ જરાય લાગેલો નહિ. સાવ સાદું જીવન ! અને વાત પણ ખરી, કે જેમને ભયંકર ચેપી રોગનો પણ ચેપ ન લાગે, તેમને બીજાં પ્રલોભન કે વિલાસી–વૈભવશીલ જીવનનો ચેપ શાનો જ સ્પર્શે ? ' ગાંઠીઆ તાવ ' નો ઉપદ્રવ એ અરસામાં પ્હેલવ્હેલો જ ફાટી નીકળેલો. એની શરૂઆત થઇ મુંબઇથી, અને મુંબઇથી દેખા દીધી સુરતમાં. ' પ્લેગ ' ને લઇ, સુરતની શાળાઓ બન્ધ થઇ, પરંતુ શિક્ષકોની ' પ્લેગડયુટિ ' તો કાયમ જ હતી–અલબત્ ' સર્વિસ 'ના સ્વરૂપમાં તફાવત ખરો. તે ' સર્વિસ ' અતિ ' એક્ટિવ ' હતી. એટલી જ જોખમભરેલી પણ ખરી. દર્દીઓના–પ્લેગથી દૂષિત–ભાગોમાં

રખડપટ્ટી કરવાને લગતી તે સેવા હતી. પોતે એ કામપર રોકાયા અને સંતોષપ્રદ સેવા સાથે સલામત રહ્યા. (૧૮૯૭–૯૮)

ત્યાર પછી તેમણે સુરત છોડયું અને અમદાવાદની ટ્રેનિંગકોલેજના આસિસ્ટંટ શિક્ષક તરીકે રૂ. ૭૦) ને દરમાયે જોડાયા. ઉપરાંત 'ગુજરાત શાળાપત્ર'ના ઉપતંત્રી તરીકે પણ તેઓ કામ કરતા અને એમાંથી વીસ રૂપિયાનું માસિક વેતન મળતું. રા. સા. માધવલાલ હરિલાલ દેસાઇ તે વખતે ટ્રેનિંગકોલેજના પ્રિન્સિપાલ હતા.

શ્રી. દલાલના જીવનમાં, અમદાવાદ ટ્રેનિંગ કોલેજની 'સર્વિસ' સાથે તરેહવાર ગડમથલો ચાલી. એમ પણ કહી શકાય, કે તેમનો એ સમય તીક્ષ્ણ કસોટીનો અથવા ધૈર્ય અને ખમીરની પરાકાષ્ટાએ પહોંચાડનારો હતો. છપ્પનીઓ કાળ પડયો. પિતાની ઉઘરાણી વણસી ગઇ. લગ્નસંસારને અંગે અસાધારણ ખર્ચ થયું. સન્ ૧૯૦૨માં પિતાનો વૈકુંઠવાસ! આ સઘળા બનાવો શ્રી. દલાલના હૃદયને હચમચાવી મૂકનારા હતા. તેઓ સંજોગોની પ્રતિકૂળતાને, શાંતિથી છતાં વ્યવહારકુશળતાથી પહોંચી વળ્યા. મિત્રોએ પણ ઘટતી મદદ કરી અને ૧૯૦૧માં તેમને ત્યાં પુત્રપ્રાપ્તિનો શુભ પ્રસંગ આવ્યો. આફતનાં ઘેરાયલાં વાદળ વિખરાયાં અને શ્રી. દલાલ પાછા જરા નિરાંત વાળીને બેઠા.

શ્રીમાન્ દલાલે નિરંતરની નાણાંભીડમાંથી પણ કરકસરવડે જે કાંઇક બચાવ્યું, તેમાંથી સર ગોકુળદાસ કનેથી વિદ્યાર્થીજીવનમાં લેવાયલી લોન ભરપાઇ કરી અને પોતે સર્વ રીતે મુક્ત–સ્વતંત્ર થયા.

ત્યારપછી સન્ ૧૯૦૪માં ફર્સ્ટ એસિસ્ટંટ તરીકે તેઓ ભરૂચ સ્કૂલમાં ગયા, પણ ત્યાંનાં હવાપાણી તેમને માફક ન આવ્યાં. તેમનાં પત્નીની તબીયત લથડી અને ૧૯૦૯ના ફેબ્રુઆરીની દસમી તારીખે તેમનું અવસાન થયું ત્યાં સુધી માંદગી ચાલુ જ રહી. ત્યાંનું જીવન પણ એ સાદા સજ્જનને ખર્ચાળ લાગ્યું. પછી ૧૯૦૭માં અમદાવાદની આર. સી. હાઇસ્કૂલમાં દોઢસો રૂપિયાને દરમાયે પહેલા

એસિસ્ટંટ તરીકે તેઓ નિમાયા. ૭ માસ એ જગાપર રહયા અને ત્યારપછી પાછા વાઇસ પ્રિન્સિપાલ તરીકે અમદાવાદની ટ્રેનિંગ કૉલેજમાં જોડાયા.

આમ, સુમારે સાડાપંદર વર્ષની વિધવિધ શાળાઓમાંની 'સર્વિસ'ને અંતે, તેમના પ્રગતિમાન્ જીવનને જેમ આપે, પોતાનો આત્મા સંતુષ્ટ થાય અને 'હા...શ' કરી નિરાંતનો પોતે સુમધુર શ્વાસ ખેંચે એવા સ્થળે અને હોદ્દે તેઓ ચડયા. તે સ્થળ નડીઆદનું અને તે હોદ્દો નડીઆદની સરકારી હાઇસ્કૂલના હેડમાસ્તરનો. [ તા. ૨૪મી જાન્યુઆરી, ૧૯૦૮ ]

જે શાળામાં દાખલ થઇ, એ. બી. સી. ડી. ના અંગ્રેજી અક્ષરો જેમણે ઘૂંટયા હતા, જે શાળાના એક વિદ્યાર્થી તરીકે અને પછીથી એસિસ્ટંટ શિક્ષક તરીકે, જીવનનો ચોક્કસ કાળ જેમણે ગાળ્યો હતો, તે શાળાના મુખ્ય શિક્ષક તરીકે પોતે નિયત થયા; તેથી તેમને પોતાના જીવનનો એ તબકકો કાયમને માટે સ્મરણીય, ગૌરવભર્યો અને ઉત્તમ લાગેલો—અને લાગે જ; એમાં અવાસ્તવિક કશું જ નથી.

તેમની મુખ્ય શિક્ષક તરીકેની કારકીર્દી જ્વલંત નિવડી હતી, એમ, તે વખતના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર મિ. લૅારીના ઉચ્ચતર અભિપ્રાયથી સ્પષ્ટ થયા સિવાય રહેતું નથી.

શ્રીમાન્ દલાલે, નડીઆદ હાઇસ્કૂલના હેડમાસ્તર ઉપરાંત ત્યાંની મ્યુનિસિપલ સ્કૂલબોર્ડના ચેરમેન તરીકેની સેવા પણ બજાવી હતી. [ સન્ ૧૯૧૧ થી ૧૯૧૫ સુધી ]

વળી પાછું અણધાર્યું જ ભરૂચની હાઇસ્કૂલમાં તકદીર તેમને ખેંચી ગયું. મિ. સાવરકરે એ ગોઠવણ કરેલી, જેની તેમને તો ખબર પણ ન મળે! 'ગવમેંન્ટ ગેઝેટ'માં વાચ્યું ત્યારે જ જાણ્યું. ભરૂચ સ્થળ એમને માટે અનુકૂળ હતું જ નહિ, અને ત્યાં નિમણુંક થઇ,

તેથી તેઓ નારાજ થયા. છતાં થએલી નિમણુંકનો નિરાદર કેમ કરાય? તેઓ ગયા. થોડુંક રહ્યા ને મધુપ્રમેહના દર્દે દિલમાં પ્રવેશ કર્યો. દાક્તરી સલાહ પ્રમાણે સુકી હવાવાળે સ્થળે જવું જોઇએ; તેપરથી સ્થળાંતર થયું અને એકવારના નડીઆદની હાઇસ્કૂલના એ હેડમાસ્તર અમદાવાદની આર. સી. હાઇસ્કૂલના હેડમાસ્તરના માનવંતા હોદ્દે ચડયા ( માર્ચ, તા. ૨૨, ૧૯૧૯ )

તે હોદ્દો તેમણે પાંચ વર્ષ ભોગવ્યો અને એ જ હોદ્દેથી તેઓએ સન્ ૧૯૨૪ ના જાન્યુઆરી માસમાં રૂ. ૩૦૮) ના માસિક પેન્શન સાથે નિવૃત્તિનિવાસ સ્વીકાર્યો.

તે પ્રસંગે અમદાવાદ અને નડીઆદની શાળાઓ તરફથી તેમજ દશાખડાયતા શુભેચ્છકસભા તરફથી તેમને ઘટતા માનપાનથી નવાજવામાં આવ્યા હતા.

તેમણે નિવૃત્તિનિવાસ સ્વીકાર્યા પછી કેવળ નિવૃત્તિમય જીવન ગુજાર્યું ન હતું. અમદાવાદ છાત્રાલયના મંત્રી તરીકે તેમની માનદ સેવા જાણીતી છે. વળી સન્ ૧૯૨૫ માં ' લલ્લુભાઇ ગોવર્દ્ધનદાસના જીવનચરિત્ર 'ની ત્રીજી આવૃત્તિ ' એડિટ ' કરી હતી. ઉપરાંત સમસ્ત ખડાયતા કેળવણીમંડળના તેઓ જીવનસભ્ય હતા અને છાત્રાલયના, માસિકની સમિતિના, ગૂજરાત વૈશ્યસભાના, સ્કાઉટ એસોસીએશનના અને તેમના એકડાના કેળવણીમંડળના સભ્ય હતા. માસિકની સમિતિના એક વર્ષ તો પ્રમુખ પણ હતા.

સન્ ૧૯૨૬ ના જાન્યુઆરીની પહેલી તારીખે તેઓ વૈકુંઠવાસી થયા, ત્યારે તેમના માનમાં ગામપરગામની જે શાળાઓમાં એમણે કામ કરેલું તે તમામ શાળાઓ બંધ રહી હતી.

એમના વૈકુંઠવાસવાળો પ્રસંગ હૃદયદ્રાવક હતો. એ વિષે ' ખડાયતામિત્ર 'માં, આ લખનારે લખેલી નોંધમાંથી જ નીચેના અવતરણનો અહીં ઉલ્લેખ થાય તો તે અસ્થાને નહિ ગણાય:—

'ઘરસંસાર ઉજળો હોય ને 'પાકું પાન ખરે' તેની 'અરે' ઓછી થાય; છતાંય મૃત્યુ જો આકસ્મિક બને, તો હૃદયને આઘાત થયા સિવાય ન જ રહે. એક જૂના કવિએ આલંકારિક ભાષામાં ગાયા પ્રમાણે જાણે 'મરણ પગલાંને હેઠ' જ ન હોય, એમ શ્રીમાન્ જયચન્દ કુબેરદાસ દલાલનું પગલાં માંડતાં જ અવસાન થયું! બનાવ હૃદયદ્રાવક છે. શુક્રવાર તા. ૧-૧-૧૯૨૯ ને રોજ, રોજના નિયમ પ્રમાણે શ્રીયુત દલાલ ફરવા ગયા હતા. અમદાવાદનો એલિસબ્રિજ ઓળંગ્યા પછી તેમની ગાડી ઉસ્માનપુરા ભણી વળી: ગાડી છેટે ખડી રખાવી ને પોતે ફરવા ઉતર્યા—થોડાં જ કદમ ભરાયાં હશે ને તેઓ પડયા, ને પડયા તેવું જ પ્રાણપંખી, દેહપિંજર તોડી ઉડી ગયું. સાયંકાળના અરસામાં સામાન્ય રીતે ફરવા નીકળતાં શ્રીયુત દલાલનો સાયંકાળ આવી પહોંચવાનો છે એ વાત કલ્પનામાં પણ ઠસે ખરી?

છતાં બનાવ તો એવો જ બન્યો. બાકી મજબૂત બાંધો: કદાવર શરીર: તનની તન્દુરસ્તી: એવા શ્રીમાન્ દલાલ દીર્ઘ આયુષ્ય ભોગવશે એમ સૌ કોઈ માની શકે.

પણ ઈશ્વરેચ્છા આગળ આપણાં સઘળાં ફાંફાં વ્યર્થ છે. શ્રીમાન્ દલાલે પોતાની પાછળ કમાઉ દીકરો, ને દીકરાને ઘેર દીકરો દેખીને આંખ મીંચી છે, એ દૃષ્ટિએ તો એમને જીવનતૃપ્તિ જ હોય.'

શ્રીમાન્ દલાલના સમગ્ર જીવનનું, કેળવણીની દિશામાં વહન થયું હતું. તેથી જાહેરજીવનમાં તેઓ ભળી શકેલા નહિ. ભળવા માંડયું તે અરસામાં તેમનો કાળ થયો એટલે એમની નિવૃત્તિનિવાસ પછીની ઘણીખરી ઉમેદો મનમાં જ રહેવા પામેલી. છતાં તેઓ મધ્યમ સ્થિતિમાંથી, જે રીતે જીવન જીવીને, પ્રતિષ્ઠિત પદને પામ્યા હતા, એ દૃષ્ટાંત આજની વિદ્યાર્થીજનતાને ઓછું ધડો લેવાયોગ્ય નથી. પોતે મક્કમપણે માનતા, કે પોતાનું ને પોતાના કુટુમ્બનું પોષણ કરી શકાય એવો પુરૂષાર્થ પ્રથમ જ આવશ્યક છે—પછી બીજું. તેઓ પોતાના આ ધ્યેયને, નાણાં વિષયક તંગ હાલતમાં આબાદ પહોંચી શકયા હતા અને એ જ તેમનો વિશિષ્ટ ગુણ. ઉપરાંત તેમના સંબંધમાં આવેલાઓને સીધે રસ્તે દોરવામાં તેમણે હમેશાં

ઔદાર્ય દાખવ્યાં છે. પરોપકારવૃત્તિ અને દયાભાવનાને પણ પ્રસંગ મળ્યે આચરણમાં મૂકેલાં. દાખલા તરીકે સન્ ૧૯૧૯ ના અમદાવાદના માર્શલૉવાળા બનાવને અંગે, ગૂજરાત કૉલેજના એક ફ્રેન્ચ પ્રોફેસર શાર્લિયરને તોફાની ટોળાંથી બચાવી લઇ ગંભીર જોખમ વ્હોરીને પોતાના શાગામાં તેમને રાહત આપી હતી અને તેની કદર તરીકે સરકાર તરફથી તેમને સુવર્ણપદક એનાયત થયો હતો.

તેમના ચિ૦ ભાઇ 'રમણીક' હાલ એલ્એલ્. બી. ની બીજી ટર્મ ભરે છે અને આ સંસ્મરણો પ્રસિદ્ધ થતા પૂર્વે તો તેઓ એલ્ એલ્. બી. થઇ ગયા હશે. ભાઇ રમણીકલાલ ગૂજરાતી સાહિત્યના સેવક છે અને તેમના તરફથી હાલમાં 'નાગાનન્દમ્' નાટકનું ભાષાન્તર પ્રસિદ્ધ થયું છે. ઉપરાંત જ્ઞાતિસેવા ખાતે પણ સારો રસ ધરાવતા હોઇ, પોતાના સ્વર્ગસ્થ પિતાની જે મનેચ્છાઓ, આકસ્મિક અવસાનથી અધૂરી રહેવા પામી હતી, તે તેઓ પૂરી કરવામાં પ્રયત્નશીલ રહે છે.

શ્રીમાન્ દલાલના એક ભાઇ શ્રી૦ ત્રિભુવનદાસ કુબેરદાસ દલાલ પાલણપુર એજન્સીના એસિસ્ટંટ પોલિટિકલ એજન્ટ છે. બીજા બન્ધુ શ્રી૦ મોહનલાલ કુબેરદાસ દલાલ સાદરામાં પોલિટિકલ એજન્ટની ઓફીસમાં સેકન્ડ કલાર્ક છે અને ત્રીજા ભાઇ મિ૦ મૂળજીભાઇ કુબેરદાસ દલાલ ગૌરાંગભૂમિને જ પોતાનું નિવાસસ્થાન બનાવી, મેન્ચેસ્ટરમાં સ્વતંત્ર દવાખાનું ચલાવે છે.

**લક્ષ્યસિદ્ધિની સાધના, સાધે દક્ષ પુરૂષ;**
**પરાજિત કીધા પિતા, જય પામ્યા લવ-કુશ !**

## શ્રી૦ માણેકલાલ ચુનીલાલ પરિખ

જન્મ : મહા શુદ દ્વાદશી, સં. ૧૯૨૬

વૈકુંઠવાસ : ફાગણ શુદ એકાદશી, સં ૧૯૭૮

અમદાવાદની દશા ખડાયતાજ્ઞાતિમાં, 'નાજર' કુટુમ્બ જૂના વખતથી જાણીતું છે. એમના મૂળ પુરૂષ બાલાજી. બાલાજીને ત્રણ પુત્રો :–(૧) ચુનીલાલ (૨) મોહનલાલ (૩) લલ્લુભાઇ.

ચુનીલાલના પુત્ર માણેકલાલ. એમનો એકડો ખેડા–માતરનો.

માણેકલાલભાઇના અભ્યાસનો આરંભ વડોદરાથી થએલો. તે વખતે, તેમના પિતા, વડોદરા કેન્ટોન્મેન્ટમાં મેજીસ્ટ્રેટના શિરસ્તેદારને હોદ્દે હતા, અને કેમ્પમાં જ તેઓ રહેતા. એટલે વડોદરે રહીને, માણેકલાલભાઇએ અંગ્રેજી પાંચ ધોરણ સુધીનો અભ્યાસ કર્યો હતો; જે વખતે તેમના સહાધ્યાયીઓ પૈકી ગુણાજીરાવ નિંબાલકર–જેઓ વડોદરારાજ્યના સરસુબા હતા, તેઓ પણ ખરા.

ત્યારપછી બારૈયારસ્ટેટના કારભારી તરીકે ચુનીલાલભાઇની

નિમણૂંક થઇ ; પણ એ હોદ્દો તેમણે ટુંકી જ મુદત ભોગવ્યો અને એમના પિતા—બાલાજી—ની માંદગી ગંભીર બની, તેથી તેમને અમદાવાદ આવવું પડયું અને બારિસ્ટટનો હોદ્દો છોડયો. અમદાવાદની અદાલતમાં તેઓ એસિસ્ટંટ જજના શિરસ્તેદાર થયા અને એ રીતે વડોદરા છોડયા પછી, અમદાવાદ જ એમનું જાણીતું નિવાસસ્થાન બન્યું.

તેથી માણેકલાલે પણ પાંચમા ધોરણ પછીનો અભ્યાસ અમદાવાદમાં કર્યો. તેઓ સન્ ૧૮૮૯માં મેટ્રિક થયા અને તેના ત્રીજા વર્ષે, એટલે સન્ ૧૮૯૨માં ડિસ્ટ્રિક્ટ કોર્ટમાં બાર રૂપિયાના દરમાયે કારકુનની જગાએ ગોઠવાયા.

પણ એમનું જીવન કેવળ કારકુની માટે સરજાયલું નહતું. ત્રિકમલાલ બી. ત્રિવેદી કરીને એક હાઇકોર્ટ વકીલ હતા ; તેમની દેખરેખ હેઠળ તેમણે કાયદાનો અભ્યાસ કર્યો અને એની યોગ્યતાનું પ્રમાણપત્ર—અભ્યાસજીવનની ઝગકતી કારકીર્દી દર્શાવતું પ્રમાણપત્ર—મિ૰ ત્રિવેદી તરફથી તેઓ મેળવી શકયા.

ત્યારપછી અમદાવાદ તેમણે છોડયું. પોતે વડોદરે ગયા.અને સન્ ૧૮૯૩માં, ત્યાંની રેસિડન્સીમાં ત્રીસ રૂપિયાને દરમાયે ગોઠવાયા. એ જ ખાતામાંથી તેઓ આગળ વધ્યા અને રેકર્ડ ખાતામાં રૂા. ૭૦ ને દરમાયે ચડયા. રેકર્ડ ખાતામાં હરકોઇ ઉમેદવારની અને સહેલાઇથી પસંદગી થતી નહિ. રેકર્ડ ખાતું એટલે રેસિડન્સીના ગંભીર જવાબદારીવાળા દસ્તાવેજનું સુરક્ષિત ખાતું. એ ખાતાના ઉમેદવારમાં જોઇતી એકનિષ્ઠા હોય, ભરૂસાપાત્ર વર્ત્તન અને પ્રામાણિકપણું હોય, કર્ત્તવ્યની ખંત અને કામોને પહોંચી વળવાની આવડ હોય—આવા આવા અનેક ગુણોનું આકર્ષણ હોય તે જ એ જગાની લાયકાત મેળવે. માણેકલાલભાઇએ—અથવા એમની કર્ત્તવ્યદક્ષતાએ—પોતાની યોગ્યતા પુરવાર કરી આપી. ક્રમેક્રમે વડો-

દરા રેસિડંસીના સુપ્રિન્ટેન્ડન્ટનાં ચિત્ત અને ચાહ જીત્યાં; સાહેબ સાથે પોતે માઉન્ટ આબુ ગયા અને ત્યાંથી પાછા ફર્યા પછી, એ જ ખાતાના હેડકલાર્કને હોદ્દે, તેઓ એકસો ત્રીસ રૂપિયાને દરમાયે દાખલ થયા. ત્યાંથી વળી તેઓ એક કદમ આગળ વધ્યા અને ચોક્કસ મુદત વીત્યે, બસો રૂપિયાના ભારે દરમાયે તેઓ વડોદરા રેસિડન્સીના સુપ્રિન્ટેન્ડન્ટ તરીકે નિમાયા.

વળી, વડોદરામાં, ઇંડિયન એસિસ્ટંટ રેસિડેન્સિમાં, બે વાર એક્ટિંગ તરીકે પણ તેમણે સંતોષપ્રદ કામ કરેલું. દરમિયાન પાડાના દર્દથી ચડતા પગારની રજા ભોગવવી પડી (સન્ ૧૯૧૬–૧૭) અને તેમની રેસિડન્સીની, એ સેવા છેવટની નિવડી. ધ્યાન ખેંચનારી બીના તો એ છે, કે તેમની જગા માટે-પ્રિવિયસ સુધીનું શિક્ષણ પામેલા આ બાહોશ જ્ઞાતિસજ્જનની જગાએ–બી. એ. અને એલ્એલ્. બી.ની ડિગ્રિવાળા ઉમેદવારોએ પણ ઉમેદવારી કરેલી, પરન્તુ એમાં કોઇ ફાવેલા નહિ અને "ખાતા"ની પસન્દગીમાં આવેલા પણ નહિ!

માણેકલાલભાઇ, રાજ્યને વફાદાર હતા, તેમ પોતાના જીવનને પણ, જીંદગીના છેલ્લા શ્વાસપર્યંત વફાદાર રહ્યા હતા. ઉદાહરણ તરીકે એકાદ પ્રસંગ ટપકાવીએ:

તેઓ પોતાની "ડયુટિ"પર હતા અને દ્વારકાના એક માણસનું કામ તેમની પાસે આવેલું. એ કામમાં સંડોવાયલા માણસનું કામ, તેની પોતાની નાલાસીથી કથળે તેમ હતું. તેણે કોથળીનું મ્હોં મોકળું મૂકયું. માણેકલાલભાઇને લાલચની મધલાળ ચખાડવા તે મથ્યો. પ્રયત્ન તો ઘણો કર્યો, પરન્તુ માણેકલાલભાઇએ, એ "ચાંલ્લો કરવા" આવતી, પણ લાલચુ બનાવનારી લક્ષ્મીને લાત મારી અને એ લલચાવનાર માણસને ઘટતે ઠેકાણે પહોંચાડ્યો.

સન્ ૧૯૧૪માં ભયંકર યૂરોપીય વિગ્રહ મંડાયો; તે વખતે

સવારના સાતથી તે રાતના આઠ સુધી, નીચી મૂડીએ, પોતાની બેઠકપર અખંડ કામ કર્યા કરતા—એટલું સખ્ત કે બપોરનું ભાણું પણ તેઓ ઓફિસમાં મંગાવી લેતા !

એમની સંતોષકારક સેવાની કદર બુજીને, દિલ્હી દરબાર પ્રસંગે બ્રિટિશ સરકારે તેમને ' રાવ સાહેબ 'નો ઇલ્કાબ આપ્યો—સન્ ૧૯૧૨માં ; અને ૧૯૨૦ની સાલમાં તેઓ " રાવબહાદુર " થયા હતા.

પોતે ' રાવસાહેબ ' થયા, તેની ખુશાલીમાં, અમદાવાદની શુભેચ્છક સભા તરફથી તેમને માન મળ્યું હતું અને માનના એ શુભ સ્મરણ દાખલ ' સભા 'ને, તેમણે ફુલપાંદડીરૂપ નાણાંભેટ ધરી હતી.

ઉપરાંત અમદાવાદના છાત્રાલયમાં, તેમનાં સ્વર્ગસ્થ પુત્રી બ્હેન કાંતાલક્ષ્મીના સ્મરણાર્થે છસો રૂપિયા આપી, એક ' રૂમ ' બન્ધાવી આપ્યો છે, અને તેમના પિતા, ચુનીલાલભાઇ પણ છાત્રાલયના જીવનસભ્ય હતા.

અન્ત બે દિવસની બિમારી ભોગવી, ફાગણ માસની અજવાળી એકાદસીના પવિત્ર પર્વે તેઓ વૈકુંઠવાસી થયા. જ્યારે, સ્વર્ગસ્થના શોકનિમિત્તે, વડોદરાની શાળાઓનું તેમજ વડોદરા રેસિડન્સીનું કામકાજ બન્ધ રહ્યું હતું.

તેઓ સ્વભાવે શાંત હતા. ઠરેલ વિચારના હતા : સ્વાશ્રયી હતા: અડગ નિશ્ચયી હતા : માતપિતાની આજ્ઞાના પાલક હતા : નિરભિમાની અને પ્રામાણિક હતા. એવાં જ ઉમદા લક્ષણો સ્વર્ગસ્થના ચિ૦ ભાઇ રમણલાલને, વારસામાં મળેલાં, આપણે અનુભવી શકીએ છીએ.

' નાજર 'નો વારસાઇ જેવો અધિકાર તેમના કાકા, મોહનલાલના પુત્ર શ્રીમાન્ ચિમનલાલ ભોગવે છે અને ભાઇ રમણલાલ બી. એ.,

એલએલ. બી. થઇ હાલ વકીલાત કરે છે. તેઓ ખડાયતા છાત્રાલયના જીવનસભ્ય છે અને 'ખડાયતામિત્ર'ની 'સેવકસમિતિ'ના સભ્ય છે. વળી છાત્રાલયના મંત્રી તરીકે પણ ત્રણેક વર્ષથી માનદ સેવા તેઓ આપી રહ્યા છે--અને એ રીતે, તેઓ પોતાના સ્વર્ગસ્થ પિતાના આત્માને સંતોષ મળે એવાં પરોપકારી કાર્યોમાં હમેશાં પ્રવૃત્ત રહે છે.

ભાઇ રમણલાલના બીજા સહોદર ભાઇ રતિલાલ હાલ ગ્રાન્ટ મેડિકલ કોલેજના છેલ્લા વર્ષમાં હોઇ, કદાચ આ સ્મરણો પ્રસિદ્ધ થાય, તે પહેલાં તો ડોક્ટર પણ થઈ ગયા હશે.

**'ઝરણું' પ્રગતિ પામતાં, 'નદ' રૂપે વહી જાય;**
**જીવનઝરણું અતિક્રમે, ઉન્નત એ રીત થાય.**

# શ્રી. નાથાભાઈ શામળદાસ દેસાઈ

| જન્મસાલ: | વૈકુંઠવાસ: |
|---|---|
| સં: ૧૯૧૩ | ફાગણ શુદ ૭, સં. ૧૯૬૭ |

પોતે નડીઆદના વતની અને જ્ઞાતિએ દશા ખડાયતા. દેસાઈના કુલીન કુટુંબમાં તેમનો જન્મ થયો હતો. સ્વર્ગસ્થના પિતા શામળદાસ જમનાદાસ દશા ખડાયતા જ્ઞાતિના આગેવાન હતા અને તેઓ સારા મોભાના વતનદાર હોઈ પૈસે ટકે સાધારણ સુખી પણ ખરા. તેઓ સંસ્કારી અને ઉદાર વર્તનથી લોકમાં "શામળદાસ બાપા"ના નામથી ઓળખાતા. તેમને પ્રજા નહોતી થતી. શેઢી નદી ઉપર આવેલા આડજરા ગામ (જેનો ૧૯૮૩ ની અષાડી રેલથી સદંતર નાશ થયો છે)માં શામળદાસ દેસાઈની જમીન હતી; અને એ ગામમાં જરીપુરાણું મેલડી માતાનું સ્થાનક; તે માતાજીની બાધાથી શામળદાસ દેસાઈને ત્યાં નાથાભાઈનો જન્મ થએલો અને ત્યારથી આ મેલડી માતાજી તેમના કુટુંબનાં કુળદેવી તરીકે પૂજાય છે અને ત્યાં દર વર્ષે નાથાભા-

ઇના કુટુમ્બ તરફથી બ્રહ્મભોજન થાય છે. આમ, દેવીપ્રસાદને યોગે જન્મેલા નાથાભાઇ સાત્વિક, ગુણુ લઇને જ અવતરેલા, અને મોટપણે તે ગુણે નાથાભાઇનું સમસ્ત જીવન સુવાસિત કરી તેમને નાતસેવા લોકસેવા અને અન્ય પરોપકારી કાર્ય કરવા પ્રેર્યાં અને તેમણે પ્રતિષ્ઠા અને કીર્તિ મેળવ્યાં.

નાનપણથી જ શ્રી૦ નાથાભાઇ બુદ્ધિશાળી, ચાલાક અને ધર્મિષ્ઠ સંસ્કારવાળા જણાતા. તેમણે ગૂજરાતી અભ્યાસ પૂરો કરી અંગ્રેજી પાંચમા ધોરણુ સુધીનું જ્ઞાન મેળવ્યું. નાથાભાઇને વાચનનો ઘણો શોખ હતો—એટલો બધો કે અતિશય વાચનને લીધે તેમની આંખો એવી દુ:ખવા આવી કે વધુ અભ્યાસ કરવાનું અધવચ છોડી દેવું પડ્યું. અગાઉ અંગ્રેજી અભ્યાસ તો જૂજજાજ થતો. પાંચ છ ચોપડી અંગ્રેજી ભણે એટલે ઘણો અભ્યાસ થઇ ગયો એમ ગણાતું. અંગ્રેજીનો ઓછો અભ્યાસ છતાંય નાથાભાઇને સારી સરકારી નોકરી મળતી હતી, પરંતુ તેમના પિતાએ તેમને નોકરી ન લેવા દીધી; કારણુ કે વર્ષો સારાં, અને પોતાનો જમીનદારીનો તથા ધીરધારનો ધંધો; એટલે નોકરી કરવી તેના કરતાં સ્વતંત્ર ધંધો કરી જીવન ગાળવું તે શામળદાસ દેસાઇને શ્રેયસ્કર લાગ્યું: નાથાભાઇને પણ નોકરી પસંદ નહતી.

શામળદાસ દેસાઇની પ્રતિષ્ઠા સારી અને સમાજના જાહેર જીવનમાં તેઓ આગળ પડતો ભાગ લેતા. એટલે નાથાભાઇને સારા અને સુશીલ સજ્જનોના સંગમાં આવવાનો પ્રસંગ મળ્યો અને લોક- સેવા કરવાના સારા સંસ્કાર તેમનામાં પડ્યા: પોતાનું કુટુંબ નાતમાં આગેવાન અને નાત, કામ પ્રસંગે નાથાભાઇને ત્યાં જ એકત્ર થાય ( જે પ્રથા હજુ પણ ચાલુ છે ) એટલે નાતમાં પણ કામ કરવાના પ્રસંગો નાથાભાઇને મળેલા; શામળદાસ દેસાઇ જાત્રાએ ગએલા ત્યાં મથુરામાં ટુંકી બીમારી ભોગવી શામળદાસ દેસાઇનો એકાએક પરલોકવાસ થયો, એટલે નાથાભાઇને શિર ગૃહકુટુમ્બનો

સઘળો કારોભાર તથા નાત જાતનો બોજો પડયો; આમ નાની ઉંમરમાં વિધવિધ કર્તવ્ય અદા કરતાં નાથાભાઇની બુદ્ધિ અને સુજનતાની કસોટી થઇ; તેમાં તેઓ સફળ નિવડયા અને પોતાનાં બુદ્ધિબળ અને કુલીન વર્તનથી નિજ કુટુંબની પ્રતિષ્ઠા સાચવી, નાત જાતમાં તથા ગામમાં લોકની ચાહના મેળવી: નાતમાં કોઇનું હિત થાય, અગર નાતનું હિત સધાય એવું કાર્ય હોય તો પોતે આગળ પડી ભાગ લેતા. નાતની પટલાઇની આંટીઘૂંટી તથા ખટપટથી તેઓ સદા દૂર રહેતા અને તેમના આવા વર્તનથી નાતના આગેવાન તરીકે તેમની કારકીર્દી યશસ્વી નીવડી. સદ્દગત ચુનીલાલ તારાચંદ દલાલ તેમના અંગત મિત્ર હતા અને જ્યારે જ્યારે તેઓ રજામાં અથવા કોઇ અન્ય પ્રસંગે નડિયાદ આવતા ત્યારે તેઓ નાથાભાઇને ત્યાં જાય અને તેમની સાથે જ્ઞાતિ-સુધારણાની વાટાઘાટ કરે: ચુનીલાલભાઇ સુધરેલા વિચાર ધરાવતા ને નાથાભાઇ સમય અને સંજોગોને માન આપી, જેટલું શકય હોય તેટલાનો અમલ કરાવવા પોતાનાથી બનતા પ્રયત્ન કરતા. સદ્દગત હરિલાલ મનસુખરામ પારેખ પણ ઘણીવાર નાથાભાઇ પાસે આવતા અને તેમની સાથે જ્ઞાતિહિતની વાત કરતા; આવા મોટા માણસો તેમનાપ્રતિ માન તથા સદ્દભાવ રાખતા અને તેનું મુખ્ય કારણ નાથાભાઇનું શુદ્ધ અને પ્રામાણિક વર્તન, તથા સરળતા અને સીધાપણું.

નાથાભાઇ સાહિત્યપ્રેમી પણ હતા; "સુદર્શન" અને "ગુજરાતી" પત્રના વાચનનું તો જાણે જાયુનું વ્યસન ! તેઓ ઘણીવાર જનસમાજની અગવડતા સબંધી લેખો પણ લખતા. નડિયાદમાં ખડાયતા જ્ઞાતિની સુધારણાર્થે અને ખડાયતા જ્ઞાતિમાં કેળવણીનો ફેલાવો થાય તે હેતુથી "શ્રી ખડાયતા સુભેચ્છક સભા" સ્થાપવામાં આવી હતી; આ સભાના કાર્યમાં તેઓ ભાગ લેતા અને તેના હિતાર્થે તેમનાથી બનતું કરતા. નડિયાદની ઘણીખરી જાહેર પ્રવૃતિઓમાં તેઓનો હિસ્સો હોય જ. શ્રી કોટયર્ક પ્રભુપ્રત્યે તેમનો ઘણો

પૂજ્યભાવ હતો. જે જૂના સ્થળે શ્રી કોટયર્કજીનું મંદિર હતું તે ભાગ દર વર્ષે નદીના જળથી ધોવાતો જતો હતો, તેથી કોટયર્કજીનું મંદિર ત્યાંથી કેવી રીતે ખસેડવું અને તેના સંબંધી શું કરવું તે માટે સર્વ ગામના ખડાયતાઓની જુદી જુદી સમિતિદ્વારા કોટયર્કજીના જૂના સ્થળે સભા રાખવામાં આવેલી; તેમાં નાથાભાઇ હાજર રહેલા અને તેઓ મંદિર સમિતિના સભ્ય પણ થયા હતા. નાથાભાઇનો વિશેષ સંબંધ અને તેમની બેઠક ઉઠક નડિયાદના આગેવાન અને પ્રતિષ્ઠિત ગૃહસ્થ અને કુટુંબો સાથે હતાં. ખેડાજીલ્લામાં સૌથી વધારે દેસાઇગિરી મેળવતા દેસાઇ વાઘજીભાઇ શામળદાસના કુટુંબ સાથે તેમનો ઘાડો સંબંધ હતો અને તેમની સઘળી મિલ્કતનો વહીવટ પણ તેઓ જ કરતા.

નાથાભાઇને મૂળથી કોઇ પણ વ્યસન નહતું. એ સંસ્કાર તેમના કુટુંબમાં દાખલ થયા અને તેનું શુભ પરિણામ એ આવ્યું કે તેમના પુત્ર તથા પૌત્ર અત્યારે પણ ચ્હા તથા બીડી જેવા વિનાશક વ્યસનથી દૂર રહી શક્યા છે; તેઓ ગુંચવણભર્યાં કામમાં તકરાર પડતાં પંચ તરીકે નીમાતા અને પોતાનામાં મૂકેલો વિશ્વાસ તકરાર હોલવી યથાર્થ કરતા.

પ્રથમ તો નાથાભાઇનું શરીર ઘણું મજબૂત અને સુદૃઢ હતું; પરંતુ વખત જતાં દમના વ્યાધિથી તેઓનું શરીર નિર્બળ થએલું. સવારમાં હંમેશ પોતે પાંચ વાગે ઉઠતા, નરસિંહ મહેતાનાં પ્રભાતીઆં ગાતા અને એ રીતે કુટુંબના અન્ય માણસોને વહેલા ઉઠવા સૂચના કરતા. તેઓ ભગવદ્‌ગીતાનો પાઠ દરરોજ નિયમીત કરતા અને ભગવત્‌ગીતાના આદેશ અને સિદ્ધાંત પ્રયત્નદ્વારા તેઓએ પોતાના જીવનમાં ઉતારેલા; સાંજે તેઓ પોતાની રસ્તા ઉપરની દુકાનને ઓટલે પાથરણું નાખી બેસતા અને તેમની પાસે ગામના તથા નાતના તથા બીજા માણસો આવી બેસતા અને જુદા જુદા વિષય ઉપર વાતચીત કરતા. ખાસ કામ કે પ્રસંગ વિના તેઓ બીજા કોઇને ત્યાં જતા

નહિ અને આથી તેઓએ પોતાનું માન ઘણી સારી રીતે સાચવ્યું હતું. ગામમાં દરરોજ બનતી સર્વ ઘટનાની હકીકત સાંજે તેઓ પોતાના ઓટલે બેસી મેળવતા.

તેમની તબીયત નરમ રહેતી, એટલે અવકાશ મળતાં તેઓએ વૈદકનો અભ્યાસ કર્યો અને ઘર આગળ ઘણી દેશી દવાઓ કરતા, અને ઘણા માણસોને તેઓ મફત દવા આપતા. એટલું જ નહિ પરંતુ કેટલાક વૈદો પણ તેમની પાસેથી ભસ્મ વગેરે લઇ જતા, જે તેઓ વિના મૂલ્યે આપતા. જ્યોતિષનું પણ તેમને સારૂં જ્ઞાન હતું. તેમની યાદશક્તિ ઘણી તીવ્ર હતી. ઘણાં વર્ષોની વાત તેમના સ્મરણમાં તાજી રહેતી અને ઘણી લખાએલી બાબત તેઓ મુખેથી કહી શકતા. નાતના ઘણા ઠરાવો કયારે અને કેવી રીતે થયા તે સબંધમાં તેઓ તાત્કાળિક જવાબ આપી શકતા; બાળક ઉપર તેમનો અપૂર્વ પ્રેમ હતો; ઘરનાં બધાં બાળક ઘણો વખત તેમની પાસે રહેતાં. બાળકના ઉપર નાનપણમાં જેવા સંસ્કાર પાડીએ, તેવા મોટ-પણે ખીલી નીકળે છે તે મુદ્દો લક્ષ્યમાં રાખી તેઓ ઘરનાં સૌ બાળકો ઉપર બારીક દેખરેખ રાખતા અને તેમની ભૂલ કે વાંક હોય તો તે મમતાથી સુધારતા. તેમનાં પત્નીના મરણ સમયે તેમના નાના દિકરા ઠાકોરદાસની ઉંમર ફક્ત દસ વર્ષની હતી. પરંતુ ઠાકોરદાસ ઉપર સારા સંસ્કાર પડે તે હેતુથી ઠાકોરદાસને તેઓ હમેશ પોતાની સાથે રાખતા અને આવી રીતે તેઓએ ઠાકોરદાસની માતાની ખોટ પૂરી પાડેલી. શ્રીમાન્ ઠાકોરદાસમાં જે સારા સંસ્કાર અત્યારે જોવામાં આવે છે તેનું મૂળ કારણ તેમના પિતાના સંગમાં તે નાનપણમાં રહેલા તે જ છે. નાતમાં ઠરાવ કરવા કે લખવાના હોય કે દસ્તાવેજ લખવાના હોય તો તેનો મુસદ્દો, ઘણે ભાગે નાથાભાઇ તૈયાર કરતા; નડિયાદ દશાખડાયતા જ્ઞાતિના આગેવાન પટેલ દેસાઇ મોહનલાલ છગનલાલ, દેસાઇ દામોદરદાસ લાલભાઇ, પરિખ સાંકળચંદ મગનલાલ "સદ્ગૃહસ્થ," પરિખ બળદેવદાસ મથુરદાસ વગેરે નાથાભાઇની ઘણી આમન્યા રાખતા અને તેમને

પૂછીને જ કેટલુંક કાર્ય તો કરતા; કારણ કે નાથાભાઇ હમેશાં સારી સલાહ આપતા અને ખટપટથી દૂર રહી અસત્યને તેઓ તીરસ્કારતા. શેઠ કેશવલાલ હરિભાઇ જેઓ નાતના આગેવાન હતા તેઓ ઘણીવાર નાતના સામાન્ય હિતના પ્રશ્નોમાં નાથાભાઇને પત્ર લખી તેમની સાથે વિચારોની આપ લે કરતા; તેઓ મુત્સદ્દી હતા પરંતુ તેનો ઉપયોગ બીજાનું હિત સાધવામાં કરવો તેવું તેઓ માનતા અને તે પ્રમાણે કરતા.

તેમના સાત્વિક અને પવિત્ર જીવન અને શુદ્ધ હૃદયના પ્રભાવે નીચેની કેટલીક ઘટનાઓ બનેલી; જે સત્ય છે અને એ ઘટનાઓ બતાવી આપે છે કે પવિત્ર હૃદય અને શુદ્ધ અંતઃકરણની મુઝવણ અને આંટીઘુંટીનો ઉકેલ પરમાત્મા ભવિષ્યની આગાહી આપીને, કરે છેઃ—

૧. નાથાભાઇના એક પુત્ર, નામે નવનીતલાલ હતા. જેઓનું જીવન શરૂઆતમાં ઘણું ઉજ્જ્વળ હોઇ અતિ આશાજનક હતું. પરંતુ અધૂરાં ભાગ્યે તે ગાંડા થયા અને તેથી તેમને ઉંઝા પાસે મીરાં-દાતાર પીરનું સ્થાન છે, ત્યાં તેમને લઇ જવામાં આવ્યા; તેમનું મગજ અસ્થિર હતું, એટલે તેઓ એક દિવસ સૌના જાણબહાર નાસી ગયા. ઘણી ઘણી શોધ થઇ, પણ તેમનો પત્તો ન લાગ્યો. નાથાભાઇ પણ આ બનાવથી મુઝાયા અને તેમના પુત્રનો પત્તો લાગે તે માટે ઇશ્વરની પ્રાર્થના કરવા લાગ્યા. પછી એક રાત્રે આંખ મીંચાતાં તેમણે એવું જોયું કે પોતે પ્રભાતના પહોરમાં બેઠા છે, અને એક ઢેડ, નવનીત અમુક સ્ટેશને છે અને તેની ભાળ મળી છે એવો પત્ર લઇને આવ્યો; આ હકીકત તેમને તેમના વડીલ પુત્ર હરિલાલને કહેલી; પછી બીજે દિવસે શું બન્યું ? સવારના પહોરમાં બધા બેઠા હતા અને એક ઢેડ બેશક નવનીતલાલના પત્તાનો કાગળ લઇને જ આવ્યો અને તેઓ મળી આવ્યા. શ્રી૦ નાથાભાઇની આગાહી આમ સાચી પડી !

૨. એવો જ વળી બીજો પ્રસંગઃ—નાથાભાઇની કમળાની

વાડીઆની જમીન નડિયાદના પોરનો એક કણબી ખેડતો. એક વાર સમીસાંજે તે ખેડુતે આવી, નાથાભાઇને ખબર કહી કે તેમના ખેતરમાંથી તેનો બળદ અને ભેંસ ખોવાયાં છે, તે જડતાં નથી. સાંભળીને નાથાભાઇ ઘણા દિલગીર થયા. તે ગરીબ ખેડુતને સાંત્વન આપીને કહ્યું: 'પ્રભુ તારાં ઢોર મેળવી આપશે.' તે સાંજે વાળુ કર્યા બાદ હમેશના નિયમ મુજબ નાથાભાઇ પોતાની દુકાનને ઓટલે બેઠા હતા. એટલામાં તેમને ઝોકું આવ્યું; તેમાં તેમણે શું જોયું? જાણે પોતે સવારમાં નિત્યનિયમ મુજબ દુકાનને ઓટલે બેસી દાતણ કરે છે, એટલામાં એક ભેંસ અને બળદ ત્યાં થઇને પોરમાં કણબીના ઘરભણી જાય છે; તેમની આંખ ઉઘડી ગઇ અને તેઓએ જોએલું દૃષ્ય તુરત તેમના પુત્રોને કહી સંભળાવ્યું. પછી બીજે દહાડે સવારે ઉપર પ્રમાણે જ બન્યું! નાથાભાઇ દાતણ કરતા હતા અને તેમના ઓટલા પાસે થઇને એક ભેંસ ને બળદ પોર ભણી જતાં હતાં. એટલે નાથાભાઇએ પોતાના નોકરને તે ઢોર પાછળ મોકલ્યો, ઢોર નાથાભાઇના ખેડુતને ત્યાં જ સીધાં ગયાં; જે તેનાં ખોવાયલા જ ઢોર હતાં!

આ પ્રસંગો કાઇને કદાપિ નજીવા કે અતિશયોક્તિ ભરેલા લાગે, પરંતુ બન્યા તેવા જ તે વર્ણવ્યા છે અને તે શુદ્ધ અંતઃકરણનો પ્રતાપ તેમજ પવિત્ર અંતરવાળાને પ્રભુના કેવી પ્રેરણાઓ મળે છે, તેનો તાદૃશ્ય ચિતાર આપે છે; નિર્મળ હૃદયની પ્રાર્થના પ્રભુને પહોંચે છે અને પ્રભુ આવા હૃદયની મુઝવણ અને ગુંચ, આવી આગાહી આપી દૂર કરે છે. તેઓના વડીલ પુત્ર હરિલાલ ઘણા બાહોશ અને બુદ્ધિશાળી હતા, અને નાથાભાઇની વૃદ્ધ અવસ્થા હોઇ તેમનું શરીર અશક્ત હોવાથી ઘરનો બધો કાર્યભાર હરિલાલ કરતા. નાથાભાઇને સંપૂર્ણ ખાતરી હતી કે તેમની પાછળ હરિલાલ પોતાની વિશાળ જમીન-જાગીર સંભાળશે અને તેમના કુટુંબના કાર્યભાર, આબરૂ અને મોભાને શોભે તે રીતે ચલાવશે; પરન્તુ દુનિયામાં માણસનું ધાર્યું

થતું નથી, પ્રભુનું જ ધાર્યું થાય છે. સંવત ૧૯૬૬ના ભાદરવા મહિનામાં નડિયાદમાં સખત પ્લેગ ચાલ્યો, તેમાં બે દિવસની માંદગીએ નાથાભાઇના વડીલ પુત્ર હરિલાલભાઇનો પરલોકવાસ થયો ! આ દુઃખદ પ્રસંગે નાથાભાઇના જીવનનો અંત આણ્યો. હરિલાલના મરણનો આઘાત નાથાભાઇને સખત લાગ્યો ; કારણ કે પોતે વૃદ્ધ હતા અને તેમના બીજા બે પુત્ર ચંદુલાલ અને ઠાકોરદાસ બહારગામ અભ્યાસ કરતા હતા અને વળી પોતાનું કુટુંબ બહોળું; તેમજ વતન વિશાળ, એટલે ઘરનું કોણ સંભાળશે, તે ચિંતામાં હરિલાલના મરણને છ માસ થતામાં સંવત્ ૧૯૬૭ના ફાગણ શુદ ૭ને રોજ ૫૪ વર્ષની વયે નાથાભાઇ વૈકુંઠવાસી થયા.

નાથાભાઇ હૃદયના ભોળા અને સ્વભાવના શાંત હતા ; તેઓ કદાપિ ક્રોધ કરતા નહિ. તેમની ધાર્મિક આસ્થા અવિચળ હતી. તેઓ ઉપવાસ અને પ્રાર્થનાની અજબ અસરપ્રત્યે શ્રદ્ધાળુ હતા. તેઓ હમેશ નારણદેવ મહારાજનાં દર્શન કર્યા બાદ જમતા અને દરમહિને શ્રી રણછોડજીના દર્શનાર્થે ડાકોર જતા. પ્રકૃતિએ આનંદી અને ખુશમિજાજી હતા. ગમે તેવા પ્રસંગમાં અસત્યની ઓથ ન લેવી તે તેમનો જીવનસિદ્ધાંત હતો અને તે તેમણે અંતપર્યંત પાળ્યો હતો. તેમની વાતચીતમાં ઘણીવાર તત્વજ્ઞાનની સુવાસ આવતી. ગરીબ અને સંતસાધુને પોતાનાથી બનતી મદદ કરવી, અને પોતે એવું માનતા કે પ્રભુએ આપ્યું હોય તો પ્રભુઅર્થે વાપરવું અને પોતાનાથી બને તેની રીતે બીજાને સહાયભૂત થવું. નાથાભાઇ પોતાની પાછળ તેમના વડીલ પુત્ર હરિલાલના બે દિકરા ચિમનલાલ તથા રમણલાલ, અને બીજા બે પુત્રો ચંદુલાલ અને ઠાકોરદાસ મૂકી ગયા છે. ચિમનલાલ તથા રમણલાલ મુંબઇમાં નોકરી કરે છે. ચંદુલાલ ભક્તિપરાયણ હોઇ પોતાનો સમય પ્રભુસેવામાં ગાળે છે, તથા પોતાનું વતન સંભાળે છે, અને તેમના નાના દિકરા ઠાકોરદાસ નડિયાદમાં વકીલાત કરે છે. આવી રીતે તેમનું કુટુંબ

છે. તેમના પુત્ર તથા પૌત્ર પોતાના કુટુંબની આબરૂ સાચવી રહ્યા છે અને કુલીનતા ઉચ્ચ કુટુંબમાં જન્મ લેવામાં નથી, પરંતુ ઉચ્ચ કાર્ય કરવામાં અને ઉચ્ચ વર્તનમાં છે, તે લક્ષ્યમાં રાખી તેઓ પોતાનું જીવનનાવ તે અનુસાર ચલાવે છે, નાના પુત્ર ઠાકોરદાસ એવું માને છે કે અત્યારે જે સ્થિતિ પોતે ભોગવે છે તથા જ્ઞાતિસેવા અથવા લોકસેવા કરવામાં જે ફાળો આપ્યો છે તથા અત્યારે જે કંઇ પ્રતિષ્ઠા ધરાવે છે તે સર્વ તેમના પૂજ્ય પિતાશ્રીને આભારી છે. તેમના પિતાએ તેમના જીવન ઉપર જે સંસ્કાર પાડયા તેને અંગે તેઓ અત્યારે સુખી છે. આ પિતૃઋણ ફેડી શકવું મુસ્કેલ છે.

સ્વ. નાથાભાઇના ન્હાના પુત્ર શ્રીમાન્ ઠાકોરદાસના જીવનમાં, તેમના પિતાશ્રીના ઘણાખરા સદ્ગુણોના સંસ્કાર પડેલા આપણે જોઇ શકીએ છીએ. પોતે વકીલાત કરે છે ખરા, પણ વકીલાતમય જીંદગી નથી ગાળતા: નડીઆદનાં નાતહિતનાં કાર્યોમાં એમનો હિસ્સો હરગીજ હોય. વળી, આપણી જ્ઞાતની મધ્યસ્થ સંસ્થાઓમાં પણ એમનો સેવાફાળો ન હોય એમ નહિ. શું પરિષદ કે શું કેળવણીમંડળ; સૌને એમના હૈયાની મીઠી હૂંફ મળી છે ને મળે છે. ઉપરાંત સં. ૧૯૭૮ થી 'ખડાયતામિત્ર' નવા–આકર્ષક–અવતારમાં મૂકાયું, તે પણ જેટલું તેમના પ્રોત્સાહન અને પ્રેરણાને આભારી છે, એટલું ભાગ્યે જ બીજાને હશે. માસિકના 'સમસ્ત ખડાયતા સેવકસમિતિ'નું મૂળ મંડાણ એમના જ પ્રમુખપણા હેઠળ મંડાયુ: અને પ્રમુખ પણ કેવા? શોભાના ગાંડીઆ જેવા નહિ; નામનારહિત નામના જ નહિ; પણ કેવળ કર્ત્તવ્યકુશળ કારોબારી પ્રમુખ.

**નિર્મળ જળમાં સૂર્યનું સ્વચ્છ સ્વરૂપ સુહાય;**
**નિર્મળ હૃદયે પ્રભુ વસી પ્રેરક તત્વો પાય.**

સ્વ૦ ભીખાભાઇ ખુશાલદાસ શાહ



નડીઆદ

## શ્રી૦ ભીખાભાઇ ખુશાલદાસ શાહ

**જન્મસાલ :**
સંવત્ ૧૯૦૮

**વૈકુંઠવાસ :**
આસો શુદ ૭, સં. ૧૯૮૧

નડીઆદના આ નાગરિક, વીસા ખડાયતા કોમના જાણીતા સરૈયા કુટુંબમાં જન્મ્યા હતા. તેમને નાની ઉમરમાં મૂકીને પિતા ગુજરી ગયેલા; એમનું મૂળ વતન ભાદરવા. બાર વર્ષની ઉમરે તેઓ ભાદરવા છોડીને નડીઆદનિવાસી થયા હતા. એમનો અભ્યાસ કેવળ પાંચેક ગુજરાતી ધોરણ જેટલો, અને સ્થિતિ પણ નરમ. નડીઆદના મથુરદાસ નરસિંહદાસ હુંડીની દુકાને વાર્ષિક રૂ. ૧૮)ના પગારની ગુમાસ્તી, એ તેમની જીવનપ્રવૃત્તિનું પ્રાથમિક પગરણ. ત્યારપછી, બે વર્ષ બાદ બીજી પેઢીપર ગુમાસ્તીમાં ગોઠવાયા. તે વખતના તેમના શેઠ ગાંધી દામોદરદાસ પુરૂષોત્તમદાસ હતા. નાનપણથી તેઓ તેજસ્વી બુદ્ધિના, ઉદ્યમી તથા ઇશ્વર ઉપર પૂર્ણ શ્રદ્ધાવાળા હતા. તેમના કુલીન કુટુંબની પ્રામાણિકતા અને દક્ષતાના ગુણ તેમનામાં

કિશોરાવસ્થાથી દષ્ટિગોચર થતા હતા. એ ગુણોથી જ તેઓ ક્રમેક્રમે વેપારી લાઇનમાં આગળ વધ્યા. સં. ૧૯૩૪ સુધી તેઓએ ગુમાસ્તી કરી; ત્યારપછી પોતાની ૨૬ વર્ષની વયે તેઓએ ભીખાભાઇ વ્રજભૂખણદાસ નામની પંત્યાળી પેઢીથી વેપાર શરૂ કર્યો; તેમની વેપારી કુનેહ અને વેપારની પ્રામાણિક નીતિના પ્રબળે તેઓ આગળ વધ્યા અને સં. ૧૯૫૪માં પોતાના નામથી જ સ્વતંત્ર વેપાર શરૂ કર્યો ; વેપારી કુનેહ અને બુદ્ધિબળથી એક આગેવાન વેપારી તરીકે નડીઆદમાં તેમજ દેશપરદેશ પોતાની આબરૂ અને પ્રતિષ્ઠા તેઓએ જમાવી. દેશપરદેશના વેપારીઓ તેમને ત્યાં માલ ખરીદવા આવતા અને તેમની પ્રામાણિક વેપારી રૂઢિ તથા સાચાબોલાપણાથી તો સંતુષ્ટ થતા. Every man is the architect of his own fortune—દરેક માણસ પોતાના ભાગ્યનો વિધાયક અથવા સર્જક છે, તેનું જળહળતું દષ્ટાંત જોવું હોય તો ભીખાભાઇના જીવનને જાણો. માસિક રૂ. ત્રણના ગુમાસ્તીમાંથી નડીઆદના પ્રથમ પંક્તિના વેપારીની સ્થિતિ, ભીખાભાઇએ પોતાના પુરૂષાર્થબળે જ પ્રાપ્ત કરી હતી. તેઓએ ઘણાને પોતાનાથી બનતી મદદ કરી વેપાર કરતા કર્યા અને તેમને વેપારી તરીકે ઉભા રાખ્યા છે ; તેમની પેઢીપર હજુય ધીકતો ધંધો ચાલે છે અને પોતાની પ્રતિષ્ઠા તે પેઢીએ હજુ પણ નિભાવી રાખી છે ; તેમના પુત્ર સ્વ૦ મગનલાલ ઘણા સાહસિક અને બુદ્ધિશાળી હતા અને સં. ૧૯૭૫માં સ્વયં સ્ફૂરણાથી મુંબઇમાં શાંતિલાલ મગનલાલના નામની વડગાદીમાં “ કમિશન એજન્ટ”ની તથા શરાફી પેઢી ખોલેલી, તે ચાલુ છે. સારી વેપારી આલમમાં ભીખાભાઇ અને તેમના સદ્ગત પુત્ર મગનલાલનું નામ એક બાહોશ અને સાહસિક આગેવાન વેપારી તરીકે મશહૂર છે.

તેઓએ ખાનગી તેમજ જાહેર ઘણું દાન કરેલું છે; જ્યારે જ્યારે કોઇ બાબતની ટીપ તેમની પાસે આવતી ત્યારે તેઓ વિચાર

કરીને તેમજ હાજર પુત્રને પૂછીને પોતાની સ્થિતિને શોભે તેવી, દેખાવ માટે નહિ પણ હૃદયની ભલી લાગણીથી રકમ ભરતા; તેઓનું દાન સદાય પોતાના ચોપડામાં ખર્ચ ખાતે લખાઇને આપવામાં આવતું—જે પદ્ધતિ ઘણાથોડાને ત્યાં જોવામાં આવે છે; મદદ માટે તેમની પાસે ગએલો માણસ, જો તે મદદને પાત્ર જ હોય તો. મદદ વિના પાછો આવતો નહિ. તેમનું જાહેરદાન અતિ પ્રસિદ્ધ અને ઉપયોગી છે. નડીઆદમાં કેટલાક વર્ષથી સાર્વજનિક દવાખાનું ચાલે છે; આ દવાખાનામાં ફક્ત એક આનો દવાની ફી રાખવામાં આવેલી છે અને તેની ખ્યાતિ તેના જાણીતા બાહોશ ડૉ. નારણભાઇની હોંશીઆરીથી જગજાહેર છે. આ દવાખાનાને ભીખાભાઇ તરફથી દસહજાર રૂપિયા ધર્માદા કરવા કહેલું; છતાં તે વખતે તેમના ચિ. મગનલાલે પોતાના હિસ્સામાંથી પિતાશ્રીના સ્મરણાર્થે બીજી એટલી જ રકમ ઉમેરવાનું કહેવાથી રૂ. દસને બદલે વીસહજાર જેવડી મોટી રકમનું વ્યાજ પ્રસ્તુત દવાખાના ખાતે વર્ષોવર્ષ નિયમીત આપવામાં આવે છે અને તે વડે આ ઉપયોગી સાર્વજનિક લોકસંસ્થા પગભર થઇ છે, જેનું સર્વ માન આ દાનવીર ભીખાભાઇને ઘટે છે. નાના કુંભનાથ મહાદેવવાળા સ્મશાનમાં ચોમાસામાં દહનક્રિયા માટે અડચણ નડતી; તે નીવારવા માટે પતરાંનું પાકું છાપરું ભીખાભાઇ તરફથી તેમના પુત્ર મોહનલાલે કરાવી આપ્યું છે; વળી નડીઆદના મૂળેશ્વર તળાવમાં કાયમ પાણી ટકી રહે તે ઉદ્દેશથી ચકલાસી ભાગોળના પંપથી ત્યાં પાણી લાવવાની વ્યવસ્થા તેમના ચિ૦ છોટાલાલે કરી આપી છે. આવાં લોકોપયોગી કાર્યમાં પોતે પોતાના બાહુબળથી મેળવેલી લક્ષ્મી વાપરી પોતાના નામને અમર કર્યું છે અને કુળને ઉજ્જ્વળ બનાવ્યું છે. તેમજ અન્ય ધનિકવર્ગને, "પ્રાપ્ત પૈસો, પ્રભુપ્રીત્યર્થે લોકસેવામાં વાપર્યો તે જ ખરો," તેવું પોતાના ઉદાર દાનથી બતાવી આપ્યું છે. શ્રી. ભીખાભાઇ તેમની વીસા ખડાયતા જ્ઞાતિમાં પણ આગેવાન

હતા. તેઓ વગોવાતી પટેલાઇથી દૂર રહેતા. જ્ઞાતિહિતના કાર્યમાં પોતાનાથી બનતો ફાળો આપતા. તેમણે જોકે થોડી કેળવણી લીધી હતી, પણ તે તેમનો પ્રિય વિષય હતો અને કેળવણી વધે તેવી તેઓ ઇચ્છા રાખતા. તેથી તે તરફ પોતાનાથી બનતું કરતા. તેઓ ધર્મિષ્ઠ અને નીતિમાન હતા. નડીઆદમાં જાણીતા સંત ગોપાળદાસ મહારાજ જેઓ નાતે કુંભાર છે, પણ તેમનું જ્ઞાન અને વ્યાવહારિક બુદ્ધિ ગમે તે માણસને પણ માન ઉપજે તેવાં છે, તે ગોપાળદાસ મહારાજના તેઓ સત્સંગી હતા અને તેમના સત્સંગથી "દ્વેશ" વસ્તુના પોતે કટ્ટા દુશ્મન બન્યા હતા. તેઓનું જીવન નિયમીતતાવાળું, સાત્વિક અને સાદું હતું. જેમને આંગણે પૈસાનાં પૂર વહેવા છતાં પોતે તો સદાની સાદાઇમાં જ ખરી ખાનદાની સમજતા. તેઓ સ્વભાવે નમ્ર અને વિનયી હતા. ખાનપાનમાં તેમજ બાહ્ય-જીવનવ્યવહારમાં નિયમીતતા અને મિતાહારીપણું તો તેમનું જ. તેઓને આપણે self made કહી શકીએ. એક વ્યક્તિ, સ્વયં શક્તિથી, કેવી ઉન્નત દશાને પામે છે, તે તેમના જીવનમાંથી જાણી શકાય છે. તેમના કુટુંબમાં તેમના પુત્રો પૈકી શામળદાસ, મગનભાઇ અને ત્રિભોવનદાસ ગુજરી ગએલા હોઇ હાલમાં તેમના પુત્ર ગોરધનદાસ, છોટાલાલ, મોહનલાલ તથા તેમના પુત્રઃ ત્રિભોવનદાસના ચાર પુત્રો બળદેવદાસ વિ. તેમના વડીલની પદ્ધતિને વળગી રહી વેપાર ધંધો ચલાવે છે અને પૂર્વપ્રતિષ્ઠાને તેઓએ સાચવી રાખી છે. સ્વર્ગ-સ્થનો શરીરબાંધો એકવડીઓ છતાં કસાએલો અને સુદ્રઢ હતો. તેમને માંદગી સાથે મૂળથી જ મિત્રાચારી નહતી. હાલની જુવાન જનતાને તેમના જીવનમાંથી ઘણું જાણવાનું અને શીખવાનું મળી શકે એમ છે. તેઓ જન્માષ્ટમીને દિવસે નડીઆદની સાત સ્વરૂપની હવેલીમાં દર્શન માટે ગએલા, ત્યાં પગ કચરાયો અને ટુંક બિમારી ભોગવી સંવત્ ૧૯૮૧ ના આસો શુદ ૭ ને દિવસે વૈકુંઠવાસી થયા હતા.

સદ્ગત બીખાભાઇએ પોતાના વેપારી જીવનમાં, વેપારી વર્ગને

ઉપયોગી થાય તેવા કેટલાક સિદ્ધાંત બાંધેલા અને તે અમલમાં પણ મૂકેલા. તે જ પ્રમાણે તેમના પુત્ર, પૌત્ર અને ગુમાસ્તા વર્તે તેથી તેની તેઓને ઘણી વખત યાદ આપતા. આ સિદ્ધાંતો સૌ કોઇને ઉપયોગી હોવાથી નીચે નોંધ્યા છેઃ—

૧. સટ્ટાનો વેપાર કદી કરવો નહિ.

૨. ગ્રાહકને જે માલ બતાવ્યો હોય તે જ આપવો.

૩. પોતાનો માલ હકસાઇથી બહારગામ વેચવા મોકલવો નહિ; પરંતુ પોતાની દેખરેખ નીચે જ વેચવો.

૪. દર વર્ષે દરેક વેપારીએ પોતાના ધંધાનું ચોકખું સરવાયું કાઢવું.

આપણા કવિ ચિત્રકાર શ્રીમાન્ ફુલચંદ ઝવેરદાસ તથા વકીલ શ્રી. મોહનલાલ પીતાંબરદાસ અને રમણુલાલ પીતાંબદાસ સરૈયા પણ સ્વર્ગસ્થના જ કુટુમ્બી જનો હોઇ તેમના યશોજ્જ્વળ કારકીર્દી માટે આપણે અચૂક મગરૂર થઇએ.

ઉદ્યોગે મધુમક્ષિકા, સચે મધું મધુરઃ
ઉદ્યોગી જન ધનતણાં, પ્રબળ વહાવે પૂર.

---

## શ્રી૦ ભાઈલાલ વૃન્દાવનદાસ કોઠારી

એ મહેમદાવાદના વતની અને જ્ઞાતિએ દસા ખડાયતા. એમના પિતાની આર્થિક હાલત છેક સામાન્ય હતી. શ્રદ્ધા અને ભક્તિ માટે આ કુટુંબ ત્રણ પેઢીથી જાણીતું હતું. તે સંસ્કાર વંશમાં પણ ઉતરી આવેલા. શ્રી. ભાઈલાલભાઈના પિતા, નાણાં વિષયક તંગ સ્થિતિમાં ઉછરેલા છતાં તેઓ ટ્રેનિંગ કોલેજની સિનિયરની પરીક્ષા સુધી પહોંચેલા અને કૌટુમ્બિક મુસ્કેલીઓમાંથી પસાર થઈ તેમણે ગૂજરાતી શાળાના મૂખ્ય શિક્ષકની જગા ભોગવી હતી.

આગળ જતાં શ્રી. ભાઈલાલભાઈના પિતા સરકારી શિષ્યવૃત્તિ મળ્યાથી મેટ્રિક સુધીનો અભ્યાસ કરી શક્યા. પરન્તુ વૃન્દાવનદાસના પિતા વૈકુંઠવાસી થયા અને છ બ્હેન ને બે ભાઈઓ જેટલો બહોળો

કુટુંબ બોજો એમને શિર આવી પડયો; પરિણામે અભ્યાસ છોડવો પડયો અને તેઓ મૂળની, મૂખ્ય શિક્ષકની જગાએ ગોઠવાયા.

ત્યાં સુધીમાં તેમને કશી સંતતિ થએલી નહિ; પછી પુત્રી-સુખની પ્રાપ્તિ થઈ. ત્યારે તેમની વય ત્રીસ વર્ષની હતી. ત્યારપછી બીજી ત્રણ પુત્રીઓ થઇ અને પછી એક પુત્રની પ્રાપ્તિ થઇ. તેમની ચારેય દીકરીઓ તો મોટી વયે દેવલોક પામી અને જે પુત્ર જીવંત રહેલા, તે જ શ્રીમાન્ ભાઇલાલભાઇ.

શ્રી. ભાઇલાલભાઇ એલ્.એલ્. બી. થયા પછી મુંબઇ ગયા અને ત્યાં તેમણે વકીલાત શરૂ કરી. પણ ત્યાંનાં હવાપાણી તેમને માફક આવતાં નહિ; મૂળે તો પ્રકૃતિની નાદુરસ્તી જાથુની મહેમાન બનતી, તેમાં વળી મુંબઇનાં હવાપાણીનું નડતર! પરિણામે તેમને સ્થળાંતર કરવું પડયું.

તેઓ મુંબઇ છોડીને ઝઘડીઆ ગયા અને ત્યાંના મુનસફ થયા. ત્યારપછી તેઓ દેવગઢબારિયા ગયા અને ત્યાંના નાયબદીવાન થયા. પછી રાજપીપળામાં જઈ વકીલાત શરૂ કરી: પરંતુ ઠેઠ સુધી તબીઅતે તેમને યારી આપેલી નહિ.

તેમની તબીઅત વધારે લથડી અને દાક્તરી સલાહ પ્રમાણે, "હવાફેર" માટે સુક્કી હવાવાળા વઢવાણ મુકામે જઇ રહ્યા. ત્યાં પણ જોઇતો આરામ ન મળ્યો, એટલે છેવટ, પોતાને વતન મહેમદાવાદ ગયા અને મહેમદાવાદમાં થોડા દિવસની માંદગી ભોગવી, સંવત્ ૧૯૮૦ ના આસો વદ બીજ ને મંગળવારે, ચારેક વર્ષનો બાળક, સાતેક વર્ષની કન્યા અને જુવાન વિધવાને મૂકી તેઓ વૈકુંઠવાસી થયા.

શ્રીમાન્ ભાઇલાલભાઇ ખડાયતામિત્રના આદ્ય તંત્રી હતા. સં. ૧૯૭૧ ની સાલથી માસિક શરૂ થયું ત્યારથી તેની લગામ સ્વ. ત્રિકમભાઇએ તેમને સોંપેલી; તે સં. ૧૯૭૭ સુધી તેમણે ચલાવ્યું. ઉપરાંત ખડાયતા કેળવણી મંડળના જનરલ સેક્રેટરી અને પરિષદની

સ્થાયી સમિતિના મંત્રી તરીકે પણ તેમણે જ્ઞાતિની ઉપયોગી સેવા બજાવી હતી. બીજા શબ્દોમાં કહીએ, તો સ્વ. ત્રિકમભાઇની સાથે રહી, જ્ઞાતિહિતની દરેક પ્રવૃત્તિમાં પોતાનાં શક્તિ અને સમયનો સારો ફાળો તેઓ આપતા. પોતે વિચારક હતા અને સ્વભાવે શાંત હતા. માસિકનું તંત્ર હાથમાં લીધા પછી, જ્ઞાતિમાં આવશ્યક સુધારા કરવાને લગતી તેમની લાગણી કેવી તીવ્ર હતી, તે તેમની નોંધો અને લેખોપરથી આપણે જોઇ શકીએ છીએ.

પત્ર, પાણી, ફળ ફુલ કે ફુલપાંખડી રૂપ;<br>
શક્તિ અર્ચે ભક્તિથી, સેવા તેહ અનુપ.



## શ્રી૦ વલ્લભદાસ હરજીવનદાસ શાહ

**જન્મ :** માગશર વદ ૫, સં. ૧૯૨૦

**વૈકુંઠવાસ :** ચૈત્ર વદ ૧, સં. ૧૯૭૫

શ્રીયુત વલ્લભદાસ એટલે કાઠિયાવાડના નપાણીઆ પ્રદેશમાં ઉગેલો, જાણે લીલોછમ તુળસીક્યારો. એ હોય નહિ અને માંગરોળમાં જ્ઞાતિનું છાત્રાલય સ્થપાય નહિ. આપણા ઇષ્ટદેવ શ્રી કોટર્યજીનું નવું મન્દિર, તે કેશવલાલ શેઠનું જેમ અમર સ્મારક છે, તેમ માંગરોળનું છાત્રાલય, તે વલ્લભદાસનો વિશુદ્ધ કીર્તિકળશ છે. એમનું જીવન આપણે જાણીએ :—

એમની જનેતાનું નામ અમૃત બા, અને પિતા હરજીવનદાસ. હરજીવનદાસ રાઘવજી, મલબાર--કલિકટમાં વેપારધંધો ચલાવતા. ત્યાંથી સંવત્ ૧૯૩૭માં વતન આવી, તેમણે શેષજીવન ભગવદ્-ભક્તિમાં ગુજાર્યું.

વલ્લભદાસના પિતા ચુસ્ત વૈષ્ણવધર્માનુયાયી હતા. વારસામાં

મિલ્કત પેઠે એ પવિત્ર ધર્મ-નીતિ, વલ્લભદાસના વંશમાંય ઉતરી આવ્યાં છે. વલ્લભદાસે ગામઠી નિશાળમાં અભ્યાસ કર્યા પછી, પિતાના વૈકુંઠવાસ બાદ, ઘરસંસારનો કારોબાર હાથ ધર્યો. પોતે ખેતીના ઉદ્યોગ પ્રત્યે મૂળથી જ ખંત ધરાવતા. તેથી માંગરોળ પાસેના મેણેજ ગામમાં જીવનને વેપાર ને ખેતીમય બનાવી દીધું. ત્યારપછી સંવત્ ૧૯૪૮ ની સાલમાં તેઓ વ્રજની જાત્રાએ ગયા અને ત્યાંથી પાછા ફર્યા પછી, ઉદ્યોગધંધાર્થે મલબાર ગયા. ત્યાં ત્રણેક વર્ષ ગાળ્યાં. વેપારી કુનેહ, કાર્યકુશળતા, નીતિનિપુણતા અને બુદ્ધિ-શક્તિ જેવા ઉમદા ગુણોવડે, એક ભાટિયા ગૃહસ્થની પેઢી તરફથી આડતીઆ તરીકે તેઓ કલકત્તા ગયા અને એકએક વર્ષ આડતનું કામ કર્યું. તે કાર્યથી પેઢીના માલિક શેઠ મોરારજી લધુ અતિ પ્રસન્ન થયા અને એમને માટે સંપૂર્ણ વિશ્વાસુ બન્યા. પરિણામે એ જ પેઢીમાં, તેઓ ચોખાના વહેપારને અંગે મેનેજર તરીકે રોકાયા. કલકત્તામાં રહી, તેમણે તે જગાને ફત્તેહમંદીથી અને પવિત્ર-પણે દીપાવી-એટલું જ નહિ, પણ પેઢીના માલિકને એમનામાં એટલો ભરૂસો પડયો, કે તેમના મલબાર પૉટના કેટલાક આડતી-આઓ પાસે જે લ્હેણું નીકળતું, તે વસુલ કરવા માટે એમને જ પોતાના મુખત્યાર તરીકે નીમીને સ્થળેસ્થળે મોકલ્યા હતા.

વલ્લભદાસની અલ્પાયુની હાજરી દરમિયાન તેમણે પાંજરા-પોળ બન્ધાવવા ભારે પરિશ્રમ વેઠયો અને એ પુણ્યકાર્યનો પ્રારંભ પણ કરાવ્યો હતો.

તેમના કલકત્તાના વસવાટ દરમિયાન સ્વજ્ઞાતિના ભાઇઓ વગેરેને નોકરી ધંધે વળગાડવા પાછળ પણ હમેશાં તત્પર રહેતા, ઉપરાંત આર્થિક મદદ કરવાની પણ ચૂકતા નહિ.

તેમને દેશી વૈદક પ્રત્યે અપૂર્વ સદ્‌ભાવ અને શોખ હતો. એને લગતા વિધવિધ ગ્રંથો પણ ઘણા વસાવેલા. સ્વાત્મશિક્ષણથી

ધરગથુ છતાં રામબાણ ઉપચારો પોતે શીખ્યા અને તેનો ઉપયોગ નિઃસ્વાર્થભાવે, દર્દીઓને આરામ મળે તે રીતે કર્યો.

અગાઉ જણાવ્યા પ્રમાણે પોતે ખેતીવાડીની ખીલવણીના પણ અચ્છા શોખીન હતા—એમના જીવનનો રસિક વિષય જ એ હતો, એમ પણ કહી શકાય. તેથી તેને લગતાં પુસ્તકો અને વિધવિધ અનુભવો મેળવી, તેમણે કૃષિકારોને ખેડકામ સંબંધી, પ્રસંગોપાત કિંમતી સૂચનો અને સન્માર્ગો દર્શાવેલા.

તેઓ સારી રીતે સમજતા, કે દેશનું સાચું ધન, તે ગૌધન. પોતે ગોપાલક હતા. ગૌસેવા તો એમનાં વારસાઇ હક્ક–મિલ્કત ! તેઓ ઘરને આંગણે ત્રણચાર ગાયમાતાઓને રમતી–કલ્લોલતી રાખતા અને એની સેવા કરી સંતુષ્ટ થતા.

કાઠિયાવાડપ્રદેશ "નપાણીઆ મુલક" તરીકે પણ ઓળખાય છે. ત્યાં ગૂજરાતની હરિયાળી કુંજો જેવી કુંજો કે જળછલકાતાં જળાશયો ઝાઝાં ન મળે. મુસાફરોને અન્ન સિવાય જેટલું ચાલે, તેટલું જળ સિવાય ન ચાલે. શ્રીયુત વલ્લભદાસનું દયાળુ દિલ દવી ઉઠયું અને ચન્દવાણા તથા નાન્દરખીના સીમાડા વચ્ચે, હવાડાબંધી કુવો કરાવ્યો. આજે ય ત્યાં અનેક માણસો અને મૂગાં પ્રાણીઓ પાણી પી, કોઠાને શીતળ બનાવી, એમના અમર આત્માને આશીર્વાદ દઇ રહ્યાં છે. ઉપરાંત ઉન્હાળાની દરેક મોસમમાં, માંગરોળ અને મેણેજ વચ્ચે, તેમને ખર્ચે પરબ બેસે છે—એની શરૂઆત તેમણે સં. ૧૯૫૭ની સાલથી કરેલી, જે હજુ ચાલુ છે.

આ સઘળાં એમનાં સાર્વજનિક હિતનાં પુણ્યકાર્ય. જ્ઞાતિનું સ્મરણીય કાર્ય, તે માંગરોળનું છાત્રાલય. માધ્યમિક ધોરણના બધા જ જ્ઞાતિ વિદ્યાર્થીઓ, શહેરનું ખર્ચાળ જીવન ભોગવી શકે નહિ. એમને વાસ્તે, ઓછા ખર્ચે, કાઠિયાવાડ પ્રદેશમાં જ્ઞાતિના છાત્રાલયની, એમને અનિવાર્ય જરૂર જણાઇ. તેઓ કલકત્તાથી માંગરોળ ગયા. ત્યાંના જ્ઞાતિબન્ધુઓને ગળે આ વાત ઉતારી. મહેનત તો ઘણી પડી.

તેમને પૂરતું પ્રોત્સાહન નહિ મળેલું; છતાં તેઓ હતાશ ન થયા અને ભગવાનને અટલ ભરૂસે છાત્રાલયના કાર્યનું માંગરોળમાં મંગળાચરણ કર્યું: શેઠ છોટાલાલ પ્રેમજીના પ્રમુખપણા હેઠળ છાત્રાલય ખુલ્લું મૂકાયું. કલકત્તા–મુંબઇ જેવાં સ્થળોએ, ઉદ્યોગ ધન્ધાર્થે જઇ વસેલા જ્ઞાતિ-ભાઇઓએ, એ સ્તુત્ય સેવાકાર્યની કદર બુજી અને છાત્રાલયને નાણાંનું પોષણ મળ્યું. તેમાં સ્થાનિક ભાઇઓએય કાંઇક સાથ દીધો અને હવે તો છાત્રાલયના સ્વતંત્ર મકાનનું પણ ચણતર ચાલુ થઇ ચૂકયું છે.

શ્રીમાન્ વલ્લભદાસે છાત્રાલયનું સુકાન બે વર્ષ હાથમાં રાખ્યું. વિદ્યાર્થીઓની તેમણે આશિષ મેળવી અને ૧૯૭૫ ના પ્લેગના પંજામાં તેઓ સપડાયા; પરિણામે પોતાનાં અધુરાં સેવાકાર્યો અને પરોપકારી ભાવનાઓને, તેમના કર્ત્તવ્યદક્ષ પુત્ર શ્રીયુત ગોકુલદાસને સોંપી, તેઓ ચૈત્ર વદ પડવાને દિવસે વૈકુંઠવાસી થયા.

સ્વર્ગસ્થ વલ્લભદાસ, તેમના નામ પ્રમાણે "વલ્લભ"ના–શ્રીકૃષ્ણના પરમ ભક્ત હતા. એમનું જીવન પવિત્ર હતું. પુણ્ય ને પરોપકાર, એ તેમના વિશિષ્ટ ગુણો હતા. પોતે સ્વભાવના શાંત, માયાળુ, ઉદાર અને વિચારમાં દૃઢ હતા. ભાઇ ગોકુલદાસ પણ એ પરોપકારી પિતાને પગલે ચાલી, પુણ્યના ભાથાને બળવત્તર બનાવી રહ્યા છે.

**ઘાસ ચરે ને દૂધ દે, એ ધેનુંનો ધર્મ;**
**મનુજીવન છે ધન્ય, જે કરે સદા સત્કર્મ.**

---

## શ્રી૦ નરોત્તમદાસ માણેકલાલ શાહ

**જન્મ:** સં. ૧૯૦૬

**વૈકુંઠવાસ:** ચૈત્ર વદ ૦)), સં. ૧૯૬૯

'કોલસાની દલાલીમાં હાથ કાળા,' એ આપણી લોકપ્રચલિત કહેવત. એ કહેવતમાં એવો ધ્વનિ રહ્યો છે, કે કોલસા જેવાના ધંધાથી સારી કમાણી ન થાય. એવો જ ધંધો શાકભાજીનો ગણાય છે. "એ તે કાંઇ શાકભાજી ભાળ્યાં?" એમ કહીને એ ધંધાને ઉતારી પાડવામાં આવે છે. એવા ધૂળધોયા ધન્ધાને પણ જો ખીલવવામાં આવે તો થોડી મુડીમાં કેવો અઢળક નફો મળે છે, એનું સુન્દર દૃષ્ટાંત તમારે સાંભળવું છે? મેળવેલા નક્કર નફાનો સદુપયોગ શી રીતે થયો, એ જાણવું છે? તો નરોત્તમદાસનાં જીવનસ્મરણો વાંચો:—

નરોત્તમદાસ સુરતના વતની. જ્ઞાતિએ વીસા ખડાયતા.

સંવત્ ૧૯૦૬ માં એમનો જન્મ. માબાપની આર્થિક સ્થિતિ સાવ સામાન્ય. એમને ન્હાની વયના મૂકી માતુશ્રી ગુજરી ગયાં અને ઘડપણમાં પિતાએ એમને પાળીપોષી, ઉછેરી મોટા કર્યાં. એમના મોટા ભાઇ—પ્રાણજીવનદાસે—સ્વતંત્ર દુકાન કરેલી અને નરોત્તમદાસે જુજ પગારની નોકરી લીધી. દરમિયાન પોતે પરણ્યા અને નજીવી નોકરીથી ઘરનું ગુજરાન કહાડવું વસમું થઇ પડયું, તેથી દલાલીનો ઉદ્યમ આદર્યો. તે વખતે તેઓ પોતાના ભાઇથી જુદા રહેતા હતા. એટલે કરકસર ને તેવડથી ઘરખટલાનો નિભાવ કરતા.

ત્યાર પછી, ગણપતરામ નામનો એક કાછીઓ તેમનો મળતીઓ જે શાકભાજી–પરતાગીઆનો માતબર વહેપારી હતા, તેની સાથે તેમણે પંત્યાળું કર્યું–અને એ ધંધામાં તેમણે ઘણાં વર્ષો ગાળ્યાં. નરોત્તમદાસ એમાં આબાદ ફાવી ગયા અને તેમની આર્થિક સ્થિતિ સંગીન બની. એમાંથી જ એમણે રાણીતલાવ (સુરત)માં સ્વતંત્ર મકાન વસાવ્યું. એમાંથી જ પોતે વ્યાજ વટાવનો–ધીરધારનો ધંધો જમાવી શકયા, અને એમાંથી જ તેઓ ક્રમે ક્રમે એવી પ્રગતિ પામ્યા, કે લોકપ્રતિષ્ઠામાં એક મોભાદાર ને શક્તિસ્થિતિથી સંપન્ન બની, એ સજ્જન નાતજાતમાં ઉંચો માનમરતબો ધરાવતા થયા.

પોતે અને પત્નીઃ ઘરમાં બે જણનું જ ખર્ચઃ ને આવકનું ઝરણું તો અખંડ લીલું!

આમ આર્થિક સ્થિતિએ તો જાણે આબાદ પલટો ખાધોઃ પણ સન્તતિસુખ ઠેઠ સુધી સાંપડયું નહિ. નરોત્તમદાસ પરમ ભગવદીય હતા. એમણે સુરતના મોટા મન્દિરના ઠાકોરજીને ભારે ધામધૂમથી અને સારે ખર્ચે તુળસીજી સાથે પરણાવ્યાં; ઉપરાંત તેમના ભત્રીજા શ્રીયુત વિઠ્ઠલદાસનાં લગ્ન પણ એમના જ અસાધારણ ખર્ચે થયાં. નરોત્તમદાસનાં પત્ની નિઃસંતાન ગુજરી ગયાં, ત્યારથી એમની મનોવૃત્તિ, પુણ્ય ધર્મે પૈસા વાપરવા તરફ વિશેષ વળી. પુણ્ય નિમિત્તે રોકડ નાણું અપાય, તો તેનો દુરૂપયોગ પણ થાય; તેથી જાતિ દેખ-

રેખ હેઠળ હજારો જીવને જમાડવાનું એમણે પસંદ કર્યું. પસંદ કરીને જ ન બેઠા, લગભગ આઠ-દશ મહિના સુધી, રોજ, સહવારમાં જેટલા અભ્યાગતો આવે, તે તમામની ભૂખ તેમણે ટાળવા માંડેલી. ઉપરાંત પોતે પરબ મંડાવી પાણી પાતા અને અભ્યાગતોને જમાડયા પછી જમતા.

સુરતનું સમસ્ત વણિક મહાજન જમાડવાની પ્રથા વર્ષોથી બન્ધ પડેલી. નરોત્તમદાસે પહેલ કરી અને સુરતના મોટા મંદિરના લાલબાવાના ઉપવીત સંસ્કાર પ્રસંગે, સુમારે ચારેક હજારની સંખ્યાવાળું સમસ્ત વણિક મહાજન એમણે જમાડયું હતું. એકંદર ચારવાર એમને ત્યાં મહાજન ભોજન થએલાં.

પરદેશગમનનો પ્રતિબંધ તોડી, એ રસ્તો ખુલ્લો કરાવી આપનાર પણ નરોત્તમદાસ. પરદેશગમન કરી આવેલાઓ, મહાજન પ્રસંગે પંક્તિમાં બેસી જમ્યા અને સૌ પાવન થયા. વળી સુરતમાં પડેલાં ત્રણ તડને એક પંક્તિએ જમાડવાનો ચીલો પાડનાર પણ નરોત્તમદાસ.

નાતજાતના કશા પણ ભેદભાવ સિવાય, સમસ્ત કંઠીબંધા વૈષ્ણવ વણિકો દર વર્ષે વ્યાજમાંથી ઉજાણી જમે, એટલી રકમ તેઓ મૂકતા ગએલા હોઇ વર્ષોવર્ષ એ ઉજાણી હજુય થાય છે જ.

વળી સુરતવાસી તમામ બ્રાહ્મણવર્ગનો ભંડારો પણ એમના તરફથી થએલો.

યાત્રાનાં તીર્થસ્થાનોમાં એમણે અસાધારણ રકમો ભેટ કરી હતી અને મથુરાજીના ચારેકહજાર ચોબાઓને જલેબી-કચોરીનાં જમણ તેમણે આપેલાં.

પ્રત્યેક પુષ્ટિમાર્ગીય મન્દિરમાં, નિયત દિવસે ઠાકોરજીને રાજ-ભોગ ધરાવાય એવી મોટી મૂડીનું ટ્રસ્ટડીડ તેઓ કરી ગયા છે, જેમાંના એક ટ્રસ્ટી, મર્હુમના ભત્રીજા શ્રીયુત વિઠ્ઠલદાસ પ્રાણજીવન-દાસ છે.

સુરતના બાળાશ્રમમાં જુઓ કે અનાથાશ્રમમાં જઇ જુઓ; નરોત્તમદાસની સખાવત અચૂક નજરે પડશે.

સુરત ને ભરૂચ, ધળાં ને બોધાન, નાંદોદ ને નંદરબાર; એ સૌ સ્થળે વસતા આપણા જ્ઞાતિબન્ધુઓ 'ઓચ્છવ' જમે, એવી સારી મૂડીની સુંપરત થએલી છે.

સુરતની હાઇસ્કૂલને પણ નથી જ ભૂલ્યા. એકહજાર રૂપિયાનું દાન દઇ, નરોત્તમદાસને નામે 'રૂમ' બન્ધાયલી તમે જોશો.

અને 'સુરતી વીસાખડાયતા કેળવણીમંડળ'માં તેઓનો સેવાફાળો ન હોય, એમ કેમ બને? એ ખાતે પણ હજાર રૂપિયાની સખાવત થએલી છે.

મર્હુમના મકાનમાં, તેમના ભત્રીજા શ્રીયુત વિઠ્ઠલદાસ રહે છે અને ત્રીજીવારનાં પત્નીથી તેમને બે પુત્ર અને એક પુત્રીનો વસ્તાર છે.

**ઉદ્યમથી મધુમક્ષિકા, મધુરસનાં દે દાન;**
**ઉદ્યમથી રજકણ બને રત્નસમી મૂલ્યવાન.**



## શ્રી૦ મનસુખલાલ રણછોડદાસ શાહ

ચીંથરે વીંટાયલાં રત્નો જેવા કેટલાક દક્ષ પુરુષોને દૃષ્ટિબિન્દુમાં રાખીને એક અંગ્રેજ કવિએ લખ્યું છે, કે વનખીલ્યું ફૂલ, વનમાં ખીલીને વનમાં જ ખરી પડે છે અને જગત્ તેનાથી અજાણ્યું રહેવા પામે છે. ભાઇ મનસુખલાલ વનખીલ્યા ફૂલ જેવા હતા.

જ્ઞાતિએ વીસા ખડાયતા. એકડે ઉમરેઠનો, અને એમનું વતન પણ ઉમરેઠ. વડોદરાના કલાભવનનો અભ્યાસ પતાવ્યા પછી તેમણે 'ગુજરાતીપંચ'ના છાપખાનામાં નજીવા દરમાયાથી કમ્પોઝીટર તરીકેની નોકરી સ્વીકારી હતી અને ક્રમે ક્રમે એ જ ખાતામાંથી આગળ વધી કમ્પોઝ કામમાં પોતે નિષ્ણાત નિવડયા હતા. તેમનો શાન્ત ને ઠરેલ સ્વભાવ, માયાળુ ને મીલનસાર પ્રકૃતિ, કર્તવ્યદક્ષતા ને ઉત્સાહ-તત્પરતા, કારિગરવર્ગને જોમ આપનારાં હતાં. છેલ્લાં છએક વર્ષથી 'નવજીવન'ના છાપખાનામાં Foreman તરીકે ભાઇ મનસુખલાલ કામ કરતા. છાપખાનાંના વિકાસને લગતી તેમની જે જે મહત્ત્વાકાંક્ષાઓ હતી, તે ફલિત થાય તે પહેલાં તેમને 'પ્લુરસી'નું દર્દ જીવલેણ નિવડયું અને તા. ૩૦ મી મે સન્ ૧૯૨૫ ને દિવસે માત્ર ૩૯ વર્ષ જેટલી ટુંકી વયે તેમનો વૈકુંઠવાસ થયો.

મનસુખલાલ ધનિક નહતા, અને ધનિક નહતા એટલે ગ્નાતિ–સમાજમાં મશહૂર પણ નહતા: તેઓ નહતા સખાવતે બહાદૂર કે નહતા પ્રખર વિદ્વાન. પણ એવી એવી વ્યક્તિઓમાંએ કોઇ કોઇવાર વિરલ જોવામાં આવે છે એવું ઉચ્ચ ચારિત્ર્ય, સ્નેહાળ હ્રદય અને ગરીબાઇમાંથી ઝળકી ઉઠતું અમીરી જીવન તેમના સંસર્ગમાં આવનાર પ્રત્યેક વ્યક્તિને આકર્ષ્યા સિવાય રહેતું નહિ. એવા ગુણોથી આકર્ષાઇને જ આ સ્મરણો લખાય છે.

વિશેષમાં 'નવજીવન'ના તા. ૭ : ૬ : '૨૫ ના અંકના પહેલા પૃષ્ટના પહેલા કોલમમાં તેમના વિષે સ્વામી આનન્દાનન્દની સહીથી જે નોંધ લેવાઇ છે, તે જ અહીં ઉતારી લઇશું :—

"ભાઇ મનસુખલાલ સંસ્થાના જૂનામાં જૂના કામદારોમાંના એક હતા અને નવજીવનનું પોતાનું છાપખાનું થયું તે દિવસથી આજે લગભગ છ વરસ થયાં બીબાં ગોઠવવાના ખાતામાં કામ આપતા. ગાંધીજીએ એકવાર કહેલું યાદ છે કે ખાદીનો આધાર જેમ કાંતવા ઉપર છે તેમ છાપખાનાનો આધાર બીબાં ગોઠવવાની કળા ઉપર છે. આ કળામાં અસાધારણ પ્રવીણતા મેળવી ભાઇ મનસુખલાલ મુખીના પદ સુધી પહોંચ્યા હતા.

એમના કાર્યનિષ્ટાનું, એમના ઉત્સાહનું, એમના નિરભિમાનનું વર્ણન થઇ શકે એમ નથી. 'પહેલો આવે ને છેલ્લો જાય,' એ સૂત્રને પોતાનું કરી એઓ રાતદિવસ પોતાના કામમાં ગુલતાન રહેતા, ચાલતા કામનું દબાણ ન હોય ત્યારે પોતાના ખાતાની ઝીણીમોટી અનેક સુધારણા કરવામાં અને કાર્યતંત્રને વધુ ને વધુ સંગીન બનાવવાની યોજનાઓ કરવામાં રોકાતા ને હમેશાં બુદ્ધિયુક્ત સેવા આપતા. મહાસભાસપ્તાહ કે એવી બીજી ધમચકડીના દિવસો હોય ત્યારે દિવસોના દિવસ, રાત કે દહાડો જોયા વિના કામ કરતા. એમનું અંગ્રેજી ગ્નાન ઝાઝું નહોતું, છતાં ગાંધીજીનાં અંગ્રેજી લખાણો કંપોઝ કરી સંતોષ ન માનતાં તે મૂળમાં સમજવાનો એમને એટલો રસ કે

અથાગ પરિશ્રમ કરી એમણે પોતાનું ભાષાજ્ઞાન વધારી લીધું અને ખાતાના મુખી થતાં જાતે કંપોઝ કામ કરવાનું છૂટી ગયું ત્યારે નવો પરિશ્રમ વહોરી લઇ ટાઇપરાઇટિંગ શીખી ગાંધીજીનું બધું લખાણુ બીબાં ગોઠવનારાઓને સારૂ ટાઇપ કરી આપવાનું તેમણે માગી લીધું. છેલ્લાં દોઢ બે વરસ થયાં તો 'યંગ ઇન્ડિયા'નું કેટલુંય પ્રૂફ–સંશોધનકાર્ય પણ એમણે કરવા માંડેલું. હમેશાં વધુ ને વધુ ઉપયોગી થવાની તેમની મહત્વાકાંક્ષા રહેતી. પોતાની પ્રગતિ અટકવાનો ખ્યાલ એઓ સહી શકતા નહિ. છતાં એમના નિર-ભિમાનનો, એમની સાલસાઇનો, એમના વિનયનો પાર નહોતો. ૭ વરસની એમની સેવા દરમિયાન કદિ કોઇએ એમને ઉંચે સાદે બોલતાં સાંભળ્યા નહિ હોય. પોતાના ઇલાકાની વાત હોય અને દઢતાપૂર્વક બોલવું પડે ત્યાં પણ બોલતાં મ્હોંપર વિનય નીતરે.

ધીંગી દીવાલોનો બધો આધાર તેના પાયા હેઠળ છુપા-એલી ઇંટોપર હોય છે, તેમ જાહેર સંસ્થાઓનો આધાર પણ તે સંસ્થાની ભીંતો પાછળ અહોરાત્ર હાડ નીચોવનારા ભાવનાવાહી અને સંસ્કારી મજૂરોપર હોય છે, સ્વ૦ મનસુખભાઇએ નવજીવન સંસ્થાના એવા મૂગા મજૂર બનવામાં સાર્થક માન્યું હતું. ભીડને પ્રસંગે જેનાપર અણુઆંકયો આધાર રાખી શકાય એવા જે ગણ્યા-ગાંઠયા સેવકો હોય છે તેમનામાં મનસુખભાઇનું સ્થાન હમેશનું હતું. એમને ગુમાવીને આજે નવજીવન સંસ્થા ગરીબ થઇ છે. નમ્ર છતાં તેઓ સાચા કર્મયોગી હતા. ગીતામાં કહેલી '**स्वकर्मणा तमभ्यर्च सिद्धिं विन्दति मानवः**' એ શ્રેષ્ઠભક્તિ સાધીને એમણે સર્વશ્રેષ્ઠ ગતિ મેળવી છે.

**અગમ્ય રીતે ઊછરી, ફોરે મંજુલ ફુલ;**
**વિરલ જીવન એવાં, ખીલી અજવાળે નિજ કુળ.**

---

## ગં. સ્વ. જડાવબા

### ( શ્રી. બાલુભાઇ ટી. દેસાઇનાં માતુશ્રી )

“ મા તે તો મા,
બીજાં, વનના વા ” લલિત

સંવત ૧૯૮૨ ના પોષ માસની શુદ ચોથને દિવસે શ્રી. બાલુભાઇ દેસાઇનાં માતુશ્રીનો, પોણોસો વર્ષની બુજરગ વયે ડુમસમાં વૈકુંઠવાસ થયો. ફક્ત ત્રણ જ દિવસની માંદગી ! વિધિના અગમ્ય વિધાનની કોને ગમ પડે છે ? ડૉકટરની સલાહથી બીમાર બાલુભાઇ ડુમસ ગયા અને તેમની વત્સલતા ભરી મીઠી માવજત માટે, સાથે માતુશ્રી પણ ગએલાં. અલબત, બાલુભાઇની સ્થિતિ તો સુધરી; પણ માતુશ્રીની મૃત્યુશય્યા ડુમસની ભૂમિકામાં નિર્માણ હશે, તે કોણ મિથ્યા કરે ?

એ જ એ ડુમસ, જ્યાં એક ઉન્હાળે કવિશ્રી ન્હાનાલાલને ત્યાં તેમના મહેમાન થવાનો પ્રસંગ પડયો હતો. તેમના એઠા ઘાટના બંગલાની આસપાસ ઝૂકી રહેલી વૃક્ષકુંજમાંથી કોયલ–બુલબુલના અખંડ ટહૂકા

કર્ણગોચર થતા હતા. એક દિવસ કવિશ્રીએ નવા રચેલા 'રાસ'ની રમઝટ જમાવેલી. 'એકતારા' સાથે પોતે ગાય અને અમે સ્થિર પુતળાવત્ તે શ્રવણ કરવામાં તન્મય થએલા. 'રાસ' તો ગવાઇ રહ્યો. છતાં એનાં આન્દોલન તો કેટલાય સમય સુધી હૃદયપટે અથડાતાં જ રહ્યાં; અને મારી સાથેના સાથીએ કવિનો બીજો રાસ ઉપાડયો. તેમાંનાં બે ચરણો આવાં છેઃ—

'રૂડી ઠરેલ, બુદ્ધિવિશાળ, સમજુ ને શાણી;
મુજ અમદાવાદની બ્હેન, ધરરખુ એ ગૃહિણી!'

અને 'અમદાવાદ'ની 'ગૃહિણી' માટે કવિશ્રી ન્હાનાલાલે જાણે જડાવબાના જીવનપરથી જ એ બે ચરણો ન યોજ્યાં હોય એવો સહસા તરંગ સ્ફૂરે છે!

જડાવબા સ્વભાવે 'ઠરેલ' હતાં. હાલની કહેવાતી સંસ્કૃતિ અને કેળવણીથી પોતે વંચિત હતાં, છતાં તેમની 'બુદ્ધિ વિશાળ' હતી. પોતે 'સમજુ' હતાં, 'શાણાં' હતાં અને એ બધા ઉપરાંત 'ધરરખુ' ગૃહિણી તો સૌથી વિશેષ હતાં.

શ્રીમાન્ બાલુભાઇના પિતાને ફક્ત ચાળીસ રૂપરડીનો દરમાયો મળતો! એટલા નજીવા પગારમાં બહોળા કુટુંબ વિસ્તારવાળા સંસારના નિર્વાહને પહોંચી વળવાનું હતું અને તે ઉપરાંત પોતાના પુત્રો ઉચ્ચતર કેળવણીવડે કુળદીપક બને એ તેમના જીવનની એક અને ઉંડી મહત્વાકાંક્ષા રહેતી.

આજથી પોણોસો વર્ષ પહેલાના સમાજ તરફ દૃષ્ટિપાત કરોઃ તે સમયની સ્ત્રીઓના કેળવણી વિષેના વિચારોનો વિચાર કરોઃ સમાજની ડામાડોળ દશાનો ખયાલ કરો અને પછી જ જડાવબાના ઉન્નત વિચારોની વાસ્તવિક કિંમત આંકી શકાય.

શ્રી. બાલુભાઇના પિતાનો સને ૧૯૦૧ ના એપ્રિલ માસમાં વૈકુંઠવાસ થયો હતો અને તેમના મોટા ભાઇ મણિલાલે સન્ ૧૯૦૦ ના સપ્ટેમ્બર માસમાં જ આ ફાની દુનિયાનો ત્યાગ કર્યો હતો—

જેમણે બી. એ. અને એલ્‌એલ. બી. ની પરીક્ષાઓ ઘણી નાની ઉમરમાં પસાર કરી હતી અને અમદાવાદમાં વકીલ તરીકે એક જ વર્ષમાં તેઓ સારી નામના મેળવી શકયા હતા ; ફક્ત અઢી વર્ષ વકીલાત કરીને એકાએક કૉલેરાના તેઓ ભોગ થઇ પડયા હતા. તેમના અવસાનથી તેમના પિતાને એવો સખ્ત આઘાત લાગેલો કે જે આઘાત, ફક્ત છએક માસમાં ૬૯ વર્ષની ઉમરે–પિતાશ્રીનું મૃત્યુ લઇને છૂટયો. આમ ઉપરાઉપરી એકસામટા બે કારી ઘા સહન કરવા સાથે ઘરસંસારની ઝુંસરીનો સઘળો બોજો ગં. સ્વ. જડાવબાને વહેવાનો અને સહેવાનો હતો.

શ્રી. બાલુભાઇએ, સન્ ૧૯૦૧ માં એલ્‌એલ્. બી. ની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા બાદ મુંબઇમાં વકીલાત શરૂ કરી, અને ત્યારથી તેમનાં માતુશ્રી પણ શ્રી. બાલુભાઇ સાથે મુંબઇ રહેતાં હતાં.

હાલ જે ધાટીથી, જે કેળવણી અપાય છે તે રીતે જીવનની ખરી ખીલવણી થાય એમ પોતે નહતાં માનતાં. કન્યાકેળવણીની દિશામાં તેમનો મત એવો હતો કે કન્યા સાચી ગૃહિણી અને આદર્શ માતા જે રીતે બની શકે તેવી જ કેળવણીનાં કમાડ ખુલવાં જોઇએ. ચુસ્ત સંસાર સુધારક સર ચંદાવરકર સાથે તો, સામ્પ્રત ‘ સુધારા ’ના ડિંડિમ માટે જડાવબાને આબાદ તડંતડા પણ થએલી, તેઓ ટાપટીપીઆ સુધારામાં જરાય માનતાં નહતાં.

પીપળાને પાણી પાવામાં કદાચ પુણ્ય હશે, પણ તરસ્યા જીવને જળપાન કરાવવામાં એ કરતાં અધિક પુણ્ય છે–પછી ભલે તે તરસ્યો જીવ અંત્યજના ખોળિયાવાળો હોય–એ પ્રકારનાં પોતે નગદધર્મે શ્રદ્ધાવાન હતાં. જગન્નાથજી સિવાયની સઘળી જાત્રા તેમણે કરી હતી.

જડાવબા જ્ઞાતિઓનો સમૂળો ઉચ્છેદ ઇચ્છનારાં ન હતાં. પરંતુ તેના દરેક અનિષ્ટ રિવાજરૂપ ગુમડાંપર નસ્તર મૂકવાની જરૂરિયાત પૂરેપૂરી સ્વીકારતાં હતાં.

તેમની લાગણી લજામણીના છોડ સરખી નહતી, કે હાલ સ્ત્રીઓમાં જોવાય છે તેમ બીનજરૂરી સંકોચ કે શરમાળપણું પણ ન મળે. એકાદ દૃષ્ટાંત ટાંકી લઇએ:—શ્રી. બાલુભાઇએ મુંબઇ–ધારાસભાની ચૂંટણી માટે અગાઉ ઉમેદવારી કરી, ત્યારપછી અણધારી રીતે તેમની શારીરિક પ્રકૃતિ લથડી પડી. હાથપર નસ્તર મૂકાવવું પડયું અને તેની પીડાથી એક બાજુ પીડાવાનું હતું અને બીજી બાજુથી ઉમેદવારીની સફળતા માટે મથવાનું હતું. તેવા સંજોગોમાં ‘ માડીની મીઠી હૂંફ ’ સિવાય બીજા કોના તરફથી પ્રબળ પ્રોત્સાહન મળી શકે ? વાચનાર વાચીને તાજુબ થશે કે મુંબઇના મયદાનમાં પોલિંગ સ્ટેશને જડાવબાએ અટલ અડિંગા નાખ્યા હતા અને પોતાના પનોતા પુત્રને એ રીતે અજબ પ્રોત્સાહન તેમણે દીધું હતું ! એક ગૂજરાતણને અને તેમાંય વળી પોણોસો વર્ષપરના જમાનાવાળી જૂની ખડાયતણને આ રીતે મુંબઇના મયદાનમાં ખડાં રહેલાં જોઇને શ્રીમતી સરોજિની નાયડુની પણ વેંત વેંત છાતી ફૂલી હતી. વળી મુંબઈ ધારાસભાના ઇલેકશન પહેલાં જયારે મુંબઇની મ્યુ. કોરપોરેશન માટે ભૂલેશ્વર વોર્ડ તરફથી ચૂંટણી થઇ હતી ત્યારે શ્રી. બાલુભાઇ તથા શ્રીમતી સરોજિની નાયડુ ઉમેદવારો હતાં. તે પ્રસંગે પોતાના પુત્ર માટે જીવનજનની જડાવબાએ આટલી વૃદ્ધ અવસ્થાએ વેઠેલા શ્રમ માટે શ્રીમતી સરોજિની નાયડુએ જડાવબાને વંદન કરી હજારો માણસોની મેદની વચ્ચે નીચેના શબ્દો ઉચ્ચાર્યા હતા:–

‘ માઇ ! તુમેરા બેટા બ્હોત અચ્છા હય; ઔર તુમ બ્હોત ભાગ્યશાળી હો, કે તુમેરા બેટા પ્રજાકા કામ બ્હોત અચ્છી તરહસે કરતે હય. મેં તુમકો પ્રણામ કરતી હું” કહીને એ ‘ Broken Wing ’–સમસ્ત દેશ જેના વડે ગૌરવશાળી છે, એવાં કવિયત્રી સરોજિની નાયડુએ જડાવબાને પ્રણામ કર્યા અને શુભાશીર્વાદ મેળવ્યો.

કંચન જેવાં સ્વચ્છ ચારિત્ર્યશીલ જડાવબાના ભાવ અને ભાવનાઓ કેવાં વિસ્તૃત હતાં, અને ગરીબાઇમાં ગૃહસંસાર ચલાવીને

સંસારશોભન કળાઓથી તેને કેવો અજવાળ્યો હતો તથા ધર્મ, કેળવણી, સંસારસુધારો અને જ્ઞાતિ માટે પોતે કેવા પવિત્ર વિચારો ધરાવતાં હતાં તેનો આટલા ટુંક પરિચયથી પણ આપણને પૂરતો ખયાલ આવી શકશે. ઉપરાંત વધુ આગળ જવાની શી જરૂર છે ? જડાવબા કેવાં હતાં, એ જાણવું હોય તો આપણા બાલુભાઇનું જ જીવન જુઓ અને જાણો. વિનાસંકોચે એમ કહી શકાય, કે સ્વ. દાદાભાઇએ તેમના જીવનમાં સુવર્ણાક્ષરે આલેખેલી અમર પંક્તિની પેઠે, બાલુભાઇમાં જે કંઇ આપણે જોઇએ છીએ અને જે પ્રશસ્ત પુરૂષાર્થવડે જ્ઞાતિ, સમાજ અને સ્વદેશ તેમને માન આપી 'પોતાના' બનાવી રહેલ છે, તે સઘળું તેમનાં માતુશ્રીને જ આભારી હતું.

**ધરા ધીકવતા તાપમાં, વડલાની શીત છાંય;**<br>**તન-મન તાપ શમાવતી, મીઠડી એવી માય.**



## ગં. સ્વ૦ જીવકોર કુબેરદાસ

ગં. સ્વ. જીવકોરનું ઓળખાણ આપણી નાતને નવેસરથી કરાવવાનું ન જ હોય. શ્રી૦ હરિલાલ પારેખના અધ્યક્ષપણા હેઠળ ડાકોરમાં ત્રીજી પરિષદ્ મળી, ત્યારે કન્યાકેળવણી વિષે જીવકોરે જ ઠરાવ મૂક્યો હતો અને-ભૂલતો ન હોઉં તો-ખડાયતાની મહાસભા સમક્ષ પહેલી જ વાર એક મહિલાએ વ્યાસપીઠપર ચડીને, ભરી સભાને ધ્રૂજાવી નાખનારૂં, લગભગ એક કલાક પર્યંત મ્હોંડેથી ભાષણ કર્યું હતું.

ત્યારપછી ભરૂચ પરિષદ્ અને અમદાવાદ પરિષદ્માં પણ તેમની હાજરી આકર્ષક નિવડી હતી. અમદાવાદમાં, બહુ ટૂંકી જ મુદતમાં કન્યાઓને કેળવી લઇ, પરિષદ્ને અંગે રાસ-ગરબાદિ ગીતો ગવરાવવામાં તેમણે જે ભારે જહેમત ઉઠાવી હતી, તે સમયનાં સંસ્મરણો કાંઇ જૂનાં થયાં નથી.

'ગુજરાતીપંચ'વાળા શ્રી૦ સોમાલાલને ત્યાં બાવન ગામ તેડાયાં, ત્યારે ગામડાંના એ પછાત જ્ઞાતિબંધુઓને સરળ વાણીમાં

સુન્દર બોધ દેવામાં અને તે રીતે ઉંડી અસર ઉપજાવવામાં જીવકોરે જરાય શરમ કે સંકોચ દાખવેલો નહિ.

આ લખનારને સંગીત અને રાગરાગણીનું સૌથી પહેલું અને પાવરધું જ્ઞાન–ભાન કરાવનાર પણ જીવકોર હતાં. પોતે એવું સરસ ગાઇ શકતાં કે સાંભળનાર પ્રતિમાવત્ બની જાય અને તે ગાતાં હોય, ત્યારે "નરઘા કે હારમોનિયમ ન હોય તો સારૂં"–એમ લાગે.

આસપાસના સઘળા સંજોગો વિચારનારને એમ લાગ્યા સિવાય ન રહે, કે જીવકોરનું સુન્દર, રસિક ને ઉન્નત જીવન વીજળી વેગે ઝળકી ઉઠયું અને ટુંકી અવધોમાં આથમી ગયું: અમદાવાદની મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજની શિક્ષિકા તરીકેની સેવામાંથી નિવૃત્ત થવાય કે તરત જ નાતહિત વાસ્તે મરી ફીટવાની, જીવકોરની ઉંડી મહત્વાકાંક્ષા મનમાં જ રહી ગઇ.

ઉમરેઠ જેવા, ખડાયતાની વિશાળ વસ્તીવાળા, પણ સંસ્કૃતિમાં સાવ પછાત ગામમાં જીવકોર જન્મ્યાં ને પરણ્યાં. પરણ્યાં ખરાં, પણ તેમને લલાટે સંસારસુખ નહિ લખાયું હોય, એટલે નવમે વર્ષે પરણ્યા પછી, સાસરૂં જોયા સિવાય જ અગિયારમે વર્ષે પોતે વિધવા થયાં.

––અને તેમણે સ્વજીવનથી સમાજને બતાવી આપ્યું કે સામર્થ્ય ને સંયમ હોય તો વૈધવ્યને ય એકાકી જીવનથી સમુજ્જવલ રાખી શકાય છે.

જીવકોર વિધવા થયાં, પણ ઉમરેઠનો મુખ્ય ધંધો જે દાળ વીણવાનો, તે ધૂળધોયા ધંધાને તેમણે લાત મારી: પોતે લોકાપવાદને ઘોળી પીધો ને અભ્યાસ પાછળ મંડયાં રહ્યાં.

પછી સં. ૧૯૬૧ ના પોષ શુદ પૂર્ણિમાએ અમદાવાદ આવ્યાં અને મહાલક્ષ્મી ફિમેલ ટ્રેનિંગ કોલેજનો અભ્યાસ આરંભ્યો. તે

અરસામાં સ્વ૦ હરિવલ્લભદાસ મુરલીધરદાસ ભગત્ ત્યાં મુખ્ય શિક્ષક હતા. જણાવવું જોઇએ કે તેમના પ્રોત્સાહનથી જીવકોરે ટ્રેનિંગ કોલેજનાં ત્રણેય વર્ષ પહેલે નંબરે પસાર કર્યાં: દરેક વર્ષે તેમને ઇનામ મળેલાં. છેલ્લા ત્રીજા વર્ષમાંથી પહેલે નંબરે ઉત્તીર્ણ થયાં ત્યારે તો રા. સા. મહીપતરામ મેડલ ( ચાંદીનો ) પણ મળેલો. તે ઉપરાંત ડ્રૉઇંગની થર્ડગ્રેડની પરીક્ષામાં પણ ઉત્તીર્ણ થયાં હતાં અને હોમનર્સિંગ પરીક્ષામાં પાસ થઇ રૂા. ૫૫ નું પારિતોષિક મેળવ્યું હતું.

સન્ ૧૯૦૮ માં ટ્રેનિંગ કોલેજની છેલ્લી પરીક્ષામાં પાસ થયા પછી તે સાલથી એ જ કોલેજમાં શિક્ષિકા થઇ રહ્યાં–તે ઠેઠ જીવનના છેલ્લા શ્વાસ સુધી.

સંવત્ ૧૯૮૨ની મહાવદ ૬, એ જીવકોરના જીવનની કાળરાત્રિ હતી; આ ફાની દુનિયાના ત્યાગની એ અંતિમ રાત્રિ હતી. જીવકોર પોતાનાં વર્ષની ૩૮ શરદો સફળ સફરોથી વટાવીને, પછવાડે કમાઉ પણ માબાપ વિહોણાં ભાઇ–ભોજાઇ તથા બચરવાલ કુટુમ્બને મૂકી, જીવકોરનો જીવનદીપ હમેશ માટે હોલવાયો. તેમના માનમાં મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજ પણ બંધ રહી હતી.

સમસ્ત જ્ઞાતિમાં ટ્રેઇન્ડ શિક્ષિકા સૌથી પહેલાં થયાં હોય, તો જીવકોર. તેઓ પોતાના પાછલા જીવનમાં, સર્વાંગને કૂર્મ પેઠે, સંસારની અન્ય ઘટનાઓમાંથી સંકેલી લઇ. ધાર્મિક વાચન અને અધ્યયનમાં સમય ગાળતાં હતાં. તેઓ કોલેજની દરેક મેડમનો, ભણનાર કન્યાઓનો અને તેમના પરિચયમાં આવનાર જ્ઞાતિજનોનો ચાહ સારી રીતે સંપાદન કરી શકયાં હતાં.

ભાઇ ગોકળદાસ કુબેરદાસ મહેતા, તેમના ભાઇ થાય. એમનું નાગરિક અને જાહેરજીવન કેટલું પ્રજાપ્રિય છે, તે માટે એક જ દૃષ્ટાંત નોંધીશું કે, ભાઇ ગોકળદાસ અમદાવાદની અતિલક્ષ્મી ફ્રી લાયબ્રેરીના

માનદ મંત્રી તરીકે વર્ષોથી સેવા બજાવે છે. ઉપરાંત અમદાવાદની ખડાયતા સમાજના પણ પોતે માનદ મંત્રી છે. એટલું જ શામાટે ? જ્ઞાતિહિતની મોટી ન્હાની પ્રત્યેક પ્રવૃત્તિમાં તેમનો પ્રાણવાન હિસ્સો હોય જ. સમાજ અને જ્ઞાતિસેવાને લગતી, ભગિનીની નિર્મળ ભાવનાને મૂર્તિમંત બનાવવા અહોનિરંતર તેઓ તત્પર હોય છે એ હકીકત આપણે માટે ઓછી ગૌરવશીલ નથી.

માલતીની લતા ઝ્હેકે, દે શીળી મધુ છાંયડી;
ધન્ય એવી કન્યકા વા વધૂ, વૈધવ્યવેલડી.



## જીવંકોર લલ્લુભાઇ

એમના વિષે રા. બ. કાંટાવાળાએ લખી મોકલેલાં સ્મરણો નીચે નોંધ્યાં છેઃ–

જે વખતે સુધારકોએ વિધવાવિવાહનો ઝુંડો ઉપાડયો, અને તેઓ ઠેરઠેર તે વિષે ભાષણો કરવા અને તેને માટે સંસ્થાઓ સ્થાપવાની શરૂઆત કરવા લાગ્યા, તે વખતે લોકમત તેનાથી ઘણું જ વિરૂદ્ધ હતું. લોકો તેને રૂઢિથી તેમ શાસ્ત્રથી વિરૂદ્ધ ગણતા; એટલું જ નહિ પણ તેની છૂટ વિધવાઓને આપવી એ મહા પાપનું અને સમાજને કેવળ ઉંધી વાળી દેવાનું કામ સમજતા. પુનર્લગ્ન કરનારને કોઇ ઘર ભાડે ન આપે, તેની સાથે દીવા દેવતાનો સંબંધ ન રાખે, તેની બારે નિંદા કરે, અને લાગ આવે તો તેમને મારવા પણ ઉપડે. આવી સ્થિતિમાં કોઇ કોઇ પુનર્લગ્ન થયાં, પરંતુ તે બહુધા વર્ણાંતર કે અનીતિને માર્ગે ચઢેલનાં થયેલાં હોવાથી લોકોને તેની સામે ગુમાટ કરવાનું કારણ મળતું.

આવી પરિસ્થિતિ દરમ્યાન પ્રથમ સારામાં સારૂં પુનર્લગ્ન

મુંબઈમાં થયું. તે કરનાર કપોળ જ્ઞાતિના શેઠ માધવદાસ રૂઘનાથદાસ હતા, અને તેમણે તેમની જ જ્ઞાતિની વિધવાને પસંદ કરી હતી. તેઓ સારી સ્થિતિમાં હોવાથી તથા મુંબઈ જેવા મોટા શહેરમાં વસતા હોવાથી તેમને લોકો તરફની પીડા નડી નહોતી. મતલબ, તેમને જ્ઞાતિના લોકોએ નાતબહાર મૂકયા હતા, પણ તેઓ તેની દરકાર ન કરે એવા હતા.

બીજું અનુકરણ કરવા જેવું જે લગ્ન થયું તે વીસા ખડાયતા જ્ઞાતિનું હતું. બાઈ જીવકોર રતનજી નામની બાળવિધવા કેરવાડા (જીલ્લો ભરૂચ)ની વતની હતી. તેની વિધવા માતુશ્રીએ તેને બચપણથી ભણાવવાની કાળજી રાખેલી હોવાથી તેને સારી કેળવણીને લીધે કેરવાડામાં જ કન્યાશાળાની મહેતીજીની જગા મળી હતી. બીજા સગાંમાં તેના કાકાના દિકરા–ભાઈઓ હતા.

કેરવાડાની છોકરાઓની શાળાના મુખ્ય મહેતાજી મારા મિત્ર સ્વ. ભોગીલાલ નારણદાસ સૂતરીઆ હતા. તેમણે મને એકવાર અમદાવાદ કાગળ લખીને જણાવ્યું કે બાઈ જીવકોર પુનર્લગ્ન કરવાની ઇચ્છા રાખે છે, અને એક નજીકની શાળાના મહેતાજી નામે લલ્લુભાઈ મથુરાદાસ કરીને નડીઆદના વતની અને આપણી જ જ્ઞાતિના છે તે જીવકોર વેરે સંબંધ બાંધવા ઉત્સુક છે, તો એ માટે કેવા ઇલાજ લેવા અને તમે કેવી મદદ કરી શકશો તે જણાવશો. સઘળી વાત હાલ ગુપ્ત રાખવાની જરૂર છે.

મેં ઉત્તર લખ્યો કે તમોએ લખેલી હકીકતથી હું ખુશી થયો, અને બંને જણ આવી હિમ્મત ધરવાને તૈયાર થયાં, તેથી તેમને ધન્યવાદ ઘટે છે. મને લાગે છે કે તમારી તરફ લગ્ન કરવા જતાં ઘણી વિટંબણા નડશે. અમદાવાદમાં વિધવાવિવાહ માટે સંસ્થા સ્થપાઈ છે, ગોર મુકરર કરેલો છે, સુધારાના સાથીઓ પણ ઘણા છે, ત્યાં કોઈ તેમને કનડગત કરી શકશે નહિ.

મારી સલાહ તેમને પસંદ પડી, અને તે પ્રમાણે કરવા તેઓ

તૈયારી કરે તે અગાઉ માઠાં ભાગ્યે એ વાત ચર્ચાઇ ગઇ, એટલે તેના પિત્રાઇ ભાઇઓ તથા માતુશ્રી પણ તેની સામે થયાં અને બાઇ જીવકોરને કેરવાડેથી ખસેડી એક ગામડામાં લઇ ગયાં. ત્યાં તેને મારવા માંડી, એટલું જ નહિ, પણ જો તે ન માને તો તેને જીવથી મારી નાખવાનો તેઓ ઇરાદો રાખતાં હતાં. આ વાતની ખબર મને તારથી કરવામાં આવી. તેમાં જણાવ્યું કે બાઇની જીંદગી ફલાણે ગામે ધાસ્તીમાં આવી પડી છે, માટે તેના રક્ષણ અર્થે તુરતાતુરત ઇલાજ લેવાની જરૂર છે.

મી. પ્રાટસાહેબ તાલુકદારી સેટલમેટ ઓફિસર અને તાલુકદારી સ્કૂલના હેડમાસ્તર તરીકે મારા ઉપરી હતા. તેઓ મને બહુ ચહાતા હતા. તેઓ અમદાવાદમાં આકિટંગ કલેકટર નીમાયા અને તેમણે મને પોતાની ઓફિસમાં જગા આપી હતી. તેમને મેં ખાનગીમાં મળીને જીવકોર સંબંધી વાત કરી, ને તેમની મદદ માગી. તેમણે ભરૂચના કલેકટરને તાર કરીને જણાવ્યું કે ફલાણા ગામે બાઇ જીવકોર જે બાળવિધવા હોઇ પુનર્લગ્ન કરવા માગે છે, તેની જીંદગી ધાસ્તીમાં આવી પડી છે, માટે ત્યાં એકદમ પોલિસની પાર્ટી મોકલી બાઇનું રક્ષણ થાય તેમ કરો, અને પછી બાઇ જયાં જવા માગે ત્યાં તેને જાપતા સાથે મોકલી આપો.

સાહેબના તારમાં લખવા પ્રમાણે એક પોલિસપાર્ટી મોકલવામાં આવી. તેણે બાઇને જે ઘરમાં રાખી હતી, તે ઘરને ઘેરી લીધું. તે વખતે બાઇને પડેલા મારથી તે બિછાનાવશ હતી. તેના ભાઇઓએ માર મારેલો હોવાથી પોલિસે તેમને ખૂબ ઉધડા લીધા અને કહ્યું કે તેઓને ગુન્હેગાર ગણી તેમના ઉપર કામ ચલાવવામાં આવશે. એ સાંભળી તેઓ ગભરાઇ ગયા ને માફી માગવા લાગ્યા. બાઇને પૂછતાં તેણીએ કહ્યું, કે મને ભરૂચ લઇ જાઓ. તેને ગાડામાં બેસાડી, તેના ભાઇઓ સાથે ભરૂચ લઇ જવામાં આવી. તેને થએલી ઇજા માટે ચાર પાંચ દહાડા ઓસડ ઉપચારમાં ગાળ્યા પછી તેની

ઇચ્છા પ્રમાણે તેને અમદાવાદ મોકલવામાં આવી. તેની આજીજીથી પોલિસે તેના ભાઇઓને છોડી દીધા.

બાઇ જીવકોર અમદાવાદ આવી, તેમ લલ્લુભાઇ પણ તે જ દિવસે અમદાવાદ આવી પહોંચ્યા. એ વખતે બાઇને પડેલા માર વડે કમ્મરે દુખાવો થતો હતો. અમદાવાદમાં વિધવાઓનાં પુનર્લગ્ન કરવા તથા તેમને આશ્રય આપવા માટે એક સમિતિ સ્થપાએલી હતી. તેના અગ્રેસર સ્વ. રાવસાહેબ મહીપતરામભાઇ હતા. ત્યાંની શહેર સુધરાઇના સેક્રેટરી નામે રઘુનાથરાઓ દક્ષિણી હોઇ તેમણે પોતે વિધવા સાથે લગ્ન કરેલું હતું. તેઓ તથા બીજા કેટલાક તરૂણો એ સમિતિના સભાસદ હતા. પ્રાણશંકર નામના એક ઔદિચ્ય બ્રાહ્મણને વિધવાઓનાં લગ્ન કરવાનું ગોરપદું આપ્યું હતું. જીવકોર–લલ્લુભાઇનાં લગ્ન નિર્વિઘ્ને થયાં, અને સર્વ હાજર રહેલી મંડળીએ તેમને આશીર્વાદ આપ્યા, કેટલાકે ચાંલ્લા પણ કર્યા. બીજે દિવસે હું જીવકોરને પ્રાટસાહેબને બંગલે પગે લગાડવા લઇ ગયો. સાહેબે તેની હિમ્મતનાં વખાણ કરી રૂ. ૫૦ ચાંલ્લા તરીકે આપ્યા.

લગ્ન વીત્યા બાદ એક મહત્વનો પ્રશ્ન ઉપસ્થિત થયો. તે એવો કે હવે આ જોડાએ રહેવું ક્યાં, અને કરવું શું? બંને નિશાળખાતામાં જ નોકરી કરી શકે એમ હતું. કેળવણીખાતા તરફથી તેમને કોઇ શહેરમાં લાયક જગા આપી શકે એવો સંભવ નહોતો. કોઇ કસ્બામાં કદી જગા મળી શકે, તો તે પૂરતા પગારની નહોય, અને તેઓ ત્યાં લોકમત વિરૂદ્ધ હોવાથી સુખચેનમાં રહી શકે નહિ. તે ઉપરથી સ્વ. (સર) ગોકળદાસભાઇ મુંબઇનાં ગુજરાતી શાળાઓના ડેપ્યુટી ઇન્સ્પેક્ટર હોવાથી મેં તેમને પત્ર લખ્યો અને સર્વ હકીકતથી તેમને વાકેફ કરી તે જોડાને મુંબઇમાં નોકરીએ વળગાડવા જણાવ્યું. તેઓ વિધવાવિવાહને ઉત્તેજન આપનારા હતા. મારા લખવાથી તેમણે બાઇ જીવકોરને એક પારસી કન્યા-

શાળામાં રૂ. ૩૫)ના પગારથી નીમ્યાં, અને માસ્તર લલ્લુભાઇને રૂપીઆ ૧૫ કે ૧૮ ના પગારથી છોકરાની નિશાળમાં રે કર્યા. બન્ને મુંબઇ જઇ પોતપોતાની જગાએ દાખલ થયાં. ગોકળદાસભાઇના માફક શેઠ માધવદાસ, કવિ નર્મદાશંકર અને બીજા સુધારકોના સહવાસથી તેઓ સુખચેનથી દિવસ નિર્ગમન કરવા લાગ્યા.

એ પછી સાતેક વર્ષે હું મુબઇ ગયો, ત્યારે જીવકોરને મળવાની ઇચ્છા બતાવતાં ગોકળદાસભાઇએ મારા આવ્યાની ખબર લલ્લુભાઇને આપી. તેઓ મને મળવા આવ્યા અને પછી પોતાને ઘેર લઇ ગયા. વાતચિત કરતાં તેમણે પોતાના દુઃખનાં રોદણાં રોયાં. તે ફરિયાદ કરવા લાગ્યા કે જીવકોર મને બરાબર ગાંઠતાં નથી અને મનસ્વી રીતે વર્તે છે; કેમકે તેમને મારા કરતાં વધારે પગાર મળે છે, એટલે તેમના દિલમાં અભિમાને પ્રવેશ કર્યો છે. અમે વાત કરતા હતા એવામાં જીવકોર સુમારે સાંજના ૫ વાગતાં ઘેર આવ્યાં. તેમણે બૂટ, મોજાં અને રેશમી સાડી પહેરેલાં હતાં. મને જોઇને તે જરા સંકોચાયાં. પછી મેં તેમની ખબરઅંતર પૂછી. તેમણે મને પોતાને ત્યાં વાળુ કરવાનો આગ્રહ કર્યો. મારે તેમના સાથે વાતચીત કરવાની હતી તેથી મેં તેમનું આમંત્રણ સ્વીકારી રાત તેમને ત્યાં જ ગાળવાની ઇચ્છા બતાવી. ગોકળદાસભાઇને ઘેર જઇ જીવકોરને ત્યાં વાળુ કરવાનું ને રાતવાસો રહેવાનું ઠરાવ્યું છે તે તેમને જણાવ્યું. હું રાતના આઠ વાગતાં તેમને ઘેર ગયો. લલ્લુભાઇએ, મને દિવસે વાત થઇ તેમાં મારા પૂછવાથી કહેલું કે તેમને મીલોનું વણાટ-કામ શીખવાનો શોખ છે, અને તે એક વિવિંગ માસ્તર, જો તેમને રૂા. ૩૦૦) આપવામાં આવે તો મને શીખવવા તૈયાર છે; પરંતુ એટલી રકમ મારી પાસે નથી અને જીવકોર ધારે તો આપી શકે. મેં જીવકોરને આ વાતની સમજણ પાડી, ને કહ્યું કે તમે શાળાખાતામાં ઘણું કમાઇ શકશો નહિ, તેમ મુંબઇમાં થતા વધારે ખર્ચને લીધે સારી રકમ ઉગારે પણ પાડી નહિ શકો, તેની સાથે જો મુંબઇનું પાણી માફક ન

આવ્યું તો કમખખ્ખી થશે. એ માટે માસ્તર મીલનું વિવિંગ કામ શીખવા ઉત્સુક છે, પણ તે શીખવનાર રૂ. ૩૦૦) માગે છે, તે તમે આપો તો કામ પાર પડે. મારૂં કહેવું તેમને વાસ્તવિક લાગ્યું, અને રૂ. ૩૦૦) આપવા તે કબુલ થયાં.

લલ્લુભાઇએ વણાટકામ શીખવા માંડયું. શીખવનારને તેમણે રૂ. ૩૦૦) આપ્યાં. બરાબર કામ આવડ્યા પછી તે બદલનું તેમને પ્રમાણપત્ર ( સર્ટિફિકેટ ) મળ્યું. એવામાં ભરૂચની એક મીલમાં વિવિંગ માસ્તરની જગ્યા ખાલી પડી. તે ઉપર લલ્લુભાઇ રૂ. ૧૫૦ )ના પગારે નીમાયા. એટલે જીવકોરને પોતાની નોકરીનું રાજીનામું આપી પોતાના ધણી સાથે ભરૂચ જવાની જરૂર પડી. હું કોઇ કામે ભરૂચ ગયો, ત્યારે જીવકોરને મળવા સારૂ મીલમાં ગયો. જીવકોર બેઠાં બેઠાં પોતાના પતિને માટે ઉનના બૂટ ભરતાં હતાં. મેં તેમની ખબર પૂછી ત્યારે તે બોલ્યાં, કે અમે અહીં સુખમાં છીએ, અને તમારી સલાહ માની તેથી અમને સારો લાભ મળ્યો.

સાંજ પડવા આવી હતી, તેથી લલ્લુભાઇ મીલમાંથી ઘેર આવ્યા. મને જોઇને તે બહુ રાજી થયા. તેમણે બૂટ, સ્ટાકિંગ, પાટલુન, પહેરેલાં હતાં. તેમણે તે બદલીને નાગપુરી રેશમી ધોતીઉં વગેરે પહેરી લીધું! મુંબઇના ને અહિંની સ્થિતિમાં કેટલો ફેરફાર ! નાણું શું નથી કરી શકતું ? મેં જીવકોરને પ્રશ્ન કર્યો કે તમારાં માતુશ્રી અને પિત્રાઇ ભાઇઓ તમને કોઇવાર મળવા આવે છે ખરાં ? તેમણે હસતે વદને કહ્યું, હા, મારાં માતુશ્રી તો ઘણીવાર કેટલાક દિવસ સુધી રહી જાય છે, અને ભાઇઓ પણ ભરૂચ કામકાજે આવે ત્યારે અમારે ત્યાં જ ઉતરે છે. મીલમાં એકાંતવાસ હોવાને લીધે શહેર સાથે થોડો જ સંબંધ રાખી શકાય છે, તથાપિ કેટલાકને ત્યાં જવાનું થાય છે ત્યારે તેઓ માયા બતાવે છે.

ભરૂચ પછી માસ્તર લલ્લુભાઇની બદલી અમદાવાદમાં થઇ, અને અને ત્યાં થોડી મુદ્દત રહ્યા પછી તેમને દિલ્હીમાં નોકરી મળી. હું

ભૂલતો ન હોઉં તો તેમને ત્યાં રૂ. ૪૦૦) નો પગાર મળતો હતો, તેથી તેમને પૈસાનો સારો સંચય કરવાની તક મળી હતી. ત્યાંથી બીજીવાર તે અમદાવાદ આવ્યા હતા.

મારા મિત્ર સ્વ. લાલશંકરને ત્યાં હું એકવાર ગયો, ત્યારે લલ્લુભાઈને ત્યાં બેઠેલા જોયા. તેમની સાથે કેટલીક વાર્તાચિત થઇ. બીજે દિવસે તેઓ તેમને ઘેર જીવકોરને ખાસ મળવા માટે મને લઇ ગયા. તેમણે રાજામહેતાની પોળમાં એક ઘર વેચાણ (કે ઘરેણે) રાખ્યું હતું. બાઇ જીવકોર તે વખતે સારી તંદુરસ્તી ભોગવતાં હતાં. લલ્લુભાઇએ નોકરી છોડી દીધી હતી, અને તેઓ શેરોના ને બીજા ધંધામાં પડયા હતા.

જીવકોર-લલ્લુભાઇએ લાંબી મુદત સુધી સુખ ભોગવ્યું. તે પછી પ્રથમ લલ્લુભાઇનું અવસાન થયું, અને જીવકોરને બીજીવારના રંડાપો પ્રાપ્ત થયો. એવામાં લલ્લુભાઈનો એક ભત્રિજો મને વડોદરે મળવા આવ્યો, ને કહેવા લાગ્યો કે લલ્લુભાઇના ભાત્રિજા તરીકે અમે તેમના વારસ થઇએ, માટે તમે જીવકોર ઉપર ભલામણપત્ર આપો. મેં તેમને કહ્યું, કે તમે આજ સુધી તેમની દરકાર કરી નહોતીઃ હવે પૈસાના સગા થવા આવો છો. બાઇ જીવકોર સમજુ છે, તેમની તમે વૃદ્ધાવસ્થામાં સેવા ઉઠાવશો, તો તે તમારી કદર બુજ્યા વગર રહેશે નહિ, માટે તમે તેમને જઇને મળો. દિલગીર છું કે આવી સ્થિતમાં હું તમને ચીઠી આપી શકું એમ નથી. તેમણે તે પછી શું કર્યું તે જાણવામાં નથી, પરંતુ જીવકોરે તેમને કાંઇ આપ્યું હોય એમ લાગતું નથી, કેમકે પોતાના અંતકાળ વખતે તેમણે પોતાની પુંજી સ્ત્રીકેળવણીને ઉત્તેજન આપવા માટે બક્ષિસ કરી હતી.

**તા. ક:**—એવી બાતમી મળી છે, કે અમદાવાદની 'જે. એલ. ન્યૂ ઇંગ્લિશ સ્કુલ' સાથે જે નામ જોડાયલુ છે, તે એ જ જીવકોર લલ્લુભાઇ.–કે. હ.

**વરસે નભથી વાદળી, છલકાવે કાસાર;**
**વિધવાજીવન-જળ ઝીલ્યે; લીલો બને સંસાર.**

# કેટલાક પૂર્વપુરુષો

✾ ✾ ✾ ( ૧ ) ✾ ✾ ✾

## શેઠ દામોદરદાસજી

**( મહીસુરના નામાંકિત નગરશેઠ )**

સખાવતે બહાદુર, આ દાનવીર શેઠનાં સ્મરણો રા૦ બ૦ કાંટાવાળા તરફથી મળ્યાં છે

**ગુજરાતના વણિકો**-પહેલાં એવા સાહસિક હતા, કે તેઓ ધનપ્રાપ્તિઅર્થે દૂર દેશાવર જવામાં ઉત્સાહ ધરાવતા. દરિયા નજીકના લોકો વહાણવટું કરતા અને છેક પૂર્વ બેટા-જાવા, સુમાત્રા તથા મોરિસ્યસ, અરબસ્તાન અને ઝાંઝીબાર સુધી જઇને પુષ્કળ દ્રવ્ય કમાઇ લાવતા. દેશની માંહે રહેનાર વણિકો હિન્દુસ્થાનના સર્વ ભાગોમાં જઇ વસતા. ખડાયતા વણિકો પણ વિદેશ જવામાં પાછા હઠતા નહિ. શેઠ દામોદરદાસ કે તેમના વડીલો મહીસુર ગયા હતા અને ત્યાં નિવાસ કરીને લાખો રૂપિયા પેદા કરવામાં ભાગ્યશાળી બન્યા હતા. એ શેઠ ગુજરાતમાં કયા ભાગના વતની હતા, તે દશા હતા કે વીસા, તેમના કોઇ પિત્રાઇ ગોત્રી છે કે કેમ, તે વિષેની કંઇ માહિતી મળતી નથી.

**શેઠનું રાજ્ય પાસે લહેણું**–તે વખતે મહીસુરમાં દેશી રાજાઓ રાજ્ય કરતા હતા. કાઠિયાવાડથી જાદવવંશના બે ભાઇઓ મહીસુર ગયા હતા અને ત્યાં વોડીઆર જાતની રાજકન્યા હતી; તેની સાથે લગ્ન કરીને મોટા ભાઇએ રાજગાદી હસ્તગત કરી હતી. છેલ્લા નંદરાજાના વખતમાં હૈદરઅલ્લી નામનો એક સવાર લશ્કરમાં નોકર હતો, તે દરજ્જે ચઢતાં ચઢતાં એટલો જોરાવર થયો કે તે મહીસુરનું હિન્દુરાજ્ય પચાવી પડયો. તેના પુત્ર ટીપુ સુલતાને રાજ્ય વધાર્યું, પરંતુ અંગ્રેજો સામે યુદ્ધ કરતાં તે હારી ગયો, તેથી તેનું રાજ્ય અંગ્રેજોને હાથ આવ્યું. અંગ્રેજોએ તે રાજ્યનો અડધો ભાગ નંદરાજાના વંશજને હસ્તગત કર્યો. એ રાજ્યની પડતીના વખતમાં રાજાને નાણાંની મદદ કરનાર શેઠ દામોદરદાસ હતા. રાજાએ ગાદીએ બેઠા પછી, શેઠ દામોદરદાસનું દેવું પતાવવાની ઇચ્છા કરી અને શેઠ પાસે હિસાબ માગ્યો. શેઠે હિસાબ કરીને રૂપિયા બાર લાખનું લહેણું બતાવ્યું. રાજાએ કહ્યું, કે તમે રૂપિયા ચાર લાખ લઇ, ખાતું માંડી વાળો. શેઠે ના પાડી. આખરે રાજાએ ૭ લાખ રૂપિયા આપવાનું કહ્યું. તેનો પણ શેઠે સ્વીકાર ન કર્યો.

**શેઠનો મદ્રાસમાં નિવાસ**–આખરે શેઠે નારાજ થઇ મહીસુર છોડયું અને તેઓ મદ્રાસ જઇ રહ્યા. મને લાગે છે કે શેઠ પહેલાં મહીસુરની મૂળ રાજધાની, નામે શ્રીરંગપટ્ટણ, ત્યાં રહેતા હશે, અને મહીસુરમાં ગાદી સ્થપાયા પછી તેઓ ત્યાં રહેવા ગયા હશે. હાલ પણ શ્રીરંગપટ્ટણમાં ખડાયતાનાં ઘર છે, પણ મહીસુરમાં તેમની વસ્તી જ નથી. મહીસુરમાં મેં જાતે શેઠ દામોદરદાસના સંબંધમાં તપાસ કરી હતી, પણ કંઇ પત્તો મળ્યો નહિ. ત્યાંથી માત્ર એટલી ખબર મળી, કે શેઠ રાજ્યથી રીસાઇને મદ્રાસ ગયા હતા અને ત્યાં રહીને તેમણે મહીસુરના રાજ્ય સામે, પોતાના લહેણા માટે અંગ્રેજી રાજ્યમાં દાવો કર્યો હતો અને ઠેઠ વિલાયત સુધી તે લઢયા હતા; પરંતુ અંગ્રેજ તરફથી તેમને એવો જવાબ

મળ્યો હતો, કે દેશી રાજ્ય સામે દિવાની દાવો સાંભળી શકતા નથી.

**શેઠને રાજ્યની રાહત**–શેઠે આવી જાતની નીતિ ગ્રહણ કર્યા છતાં પણ તે મદ્રાસમાં રહી, પૈસેટકે હેરાન ન થાય અને પોતાનો મોભો જાળવી શકે એટલા માટે મહીસુર દરબાર તેમને દર માસે પાંચસો રૂપિયા મોકલતા હતા. શેઠના અવસાન પછી પણ દર મહિને પાંચસો રૂપિયા તેમની સ્ત્રીને મોકલવામાં આવતા. રાજ્યની કેટલી ઉદારતા!

હું મદ્રાસ ગયો ત્યારે મેં શેઠજીના સંબંધમાં તપાસ કરી, તે પરથી મને માલમ પડયું હતું કે શેઠ પોતાની પાછળ એક પુત્રી મૂકીને સ્વર્ગસ્થ થયા હતા. એ પુત્રીનું લગ્ન કરવામાં આવ્યું હતું અને પુત્રી તથા જમાઇ શેઠજીની વિધવા સાથે રહેતાં હતાં. શેઠાણીની મરજી, પોતાના જમાઇને કે તેના સંતાનને દત્તક લેવાની હતી, પરંતુ દૈવયોગે પુત્રી નસંતાન ગુજરી ગઇ, એટલે જમાઇનો સાસુ સાથે કંઇ સંબંધ રહ્યો નહિ. પાછળથી સાસુ પણ સ્વર્ગવાસી થયાં.

**શેઠના "સ્મારક"નો નિશ્ચય**–મહીસુરના મહારાજાને આ હકીકત માલમ પડતાં તે દિલગીર થયા અને શેઠનું દેવું તેમને ખૂંચ્યા કરતું હતું; તે ઉપરથી તેમણે જે છ લાખ રૂપિયા આપવા કહેલા તે છ લાખ રૂપિયા જુદા કાઢી, તે વડે શેઠનું સ્મારક કરવાનો નિશ્ચય કર્યો.

**ખડાયતાઓને ખાતર**–એ વખતે સ્વ. ચુનીલાલ દલાલ મહીસુરની નોકરીમાં હતા. હું તેમને મળ્યો, ત્યારે અમારે એ વિષે વાતચિત થઇ અને દામોદરદાસ ખડાયતા હતા, તેથી ખડાયતા વિદ્યાર્થીઓને ઉત્તેજન આપવા માટે સદર રકમનો અમુક ભાગ જુદો પાડવા દરબારને અરજ કરવી, એવું નક્કી કર્યું. ભાઇ ચુનીલાલના પ્રયાસથી દરબારે એકલાખ રૂપિયા જુદા કહાડવાનું કબુલ કર્યું અને બાકીના પાંચલાખ પણ દામોદરદાસના સ્મરણાર્થે કેળવણીના કામમાં

જ વાપરવાનો રાજ્યે નિશ્ચય કર્યો. એ વખતે મુંબઇના શ્રીમંત શેઠ જમશેદજી ટાટાએ વિશ્વવિદ્યાલયના પદવીધર તરૂણોને વિજ્ઞાનના વિષયોનું જાદે જ્ઞાન આપવા તથા તે સંબંધે શોધખોળ કરવા સારૂ રૂપિયા ત્રીસલાખની બાદશાહી રકમ કાઢી. એને માટે મહાપાઠશાળા ક્યાં કાઢવી, તે વિષે વાટાઘાટ ચાલતી હતી. મુંબઇ તો માફક નહિ જ આવે, એવી માન્યતા ઘણાની થઇ હતી. આ વાતની મહીસુર દરબારને ખબર પડતાં તેમણે જણાવ્યું કે તેમના રાજ્યમાં આવેલું બેંગલોર બધી રીતે અનુકૂળ પડશે એટલું જ નહિ, પણ જો તે શહેર પસંદ કરવામાં આવે તો મહાપાઠશાળા માટે ભવ્ય મકાન તે બંધાવી આપશે. આખરે દરબારની માગણીનો સ્વીકાર થયો. એટલે દામોદરદાસનું નામ કાયમ કરવા સારૂ તેમના લહેણા પેટે રૂપિયા છ લાખ આપવા ઠરાવ થએલો : તેમાંથી પાંચલાખ રૂપિયા એ મકાન પાછળ ખર્ચવામાં આવ્યા.

**દરબારની દિલાવરી**–દરબારનું કેવું પ્રામાણિકપણું અને સાફ દાનત! પોતાની દુર્બળ અવસ્થામાં જેણે રૂપિયા આપવાની હામ બીડી તેનો ગુણ ભૂલવામાં ન આવ્યો! બીજાં રાજ્ય હોય તો દામોદરદાસ ન સંતાન ગુજરી જવાથી અને તેમનું કોઇ વાલી વારસ પણ ન હોવાથી આપવા કાઢેલી રકમ પચાવી પડત, તો તેમને કોઇ પૂછનાર નહતું. દામોદરદાસનું સાહસ, એકનસિયાપણું અને રાજ્ય વિરૂદ્ધ લઢવાની બહાદૂરી ખરેખર વખાણને પાત્ર છે. ખડાયતાઓને ઉંચી કેળવણી આપવામાં દામોદરદાસનું ફંડ ઘણું જ ઉપયોગી થઇ પડયું છે. દરબારની ઉદારતાની અત્રે એક બીજી વાત નોંધી રાખવા જેવી છે, તે એ, કે મહીસુરના રાજ્ય તરફથી વિજ્ઞાન ને હુન્નરકળાનું જ્ઞાન મેળવવા, પોતાના રાજ્યના જે વિદ્યાર્થીઓ વિદેશ જવા માગે, તેમને માટે શિષ્યવૃત્તિઓ જાહેર કરવામાં આવી. ખડાયતાઓને દામોદરદાસના ફંડમાંથી શિષ્યવૃત્તિઓ માટે ભલામણ કરવા નીમાયલી સલાહકાર સમિતિના પ્રમુખ સ્વ. સર ગોકળદાસે

મહીસુર દરબારને અરજ કરી, કે એવી શિષ્યવૃત્તિઓ ખડાયતાને પણ આપી શકાય એવો ઠરાવ થવો જોઇએ. શ્રીમંત મહારાજા તરફથી એ માગણી પણ સ્વીકારવામાં આવી ! ખડાયતા પ્રત્યે તેમનો કેટલો ભાવ અને ઉદારતા !

❦ ❦ ❦ ( ૨ ) ❦ ❦ ❦

## ભગત રણછોડદાસ

વિક્રમ સંવત્‌ના અઢારમા સૈકામાં એ મહાપુરૂષનો જન્મ, મહીકાંઠા એજન્સીના ખડાલા ગામમાં થયો હતો. તેમણે ઉત્તરજીવન કપડવણજ તાલુકાના તોરણા ગામમાં ગાળેલું. બંને ગામની સરહદ ભેગી છે. એમના જન્મની મુકરર સાલ હાથ લાગી નથી, પરંતુ તેમણે સંવત્ ૧૭૭૦ થી સંવત ૧૭૮૦ ની સાલ સુધીનાં કાવ્યો ખડાલમાં રહી રચેલાં છે અને ત્યારપછીનાં તોરણામાં; તેથી તેમની હયાતીનો કાળ સતરસોની સાલમાં લાગે છે. એ દશા ખડાયતા જ્ઞાતિના વણિક ગૃહસ્થ હતા. તેમના પિતાનું નામ નરસિંહમહેતા. ખડાલમાં રણછોડ ભક્તના પિત્રાઇઓના વંશજો છે. તેઓ મહેતાની અટકથી ઓળખાય છે. તેઓ ગોપાળ મહેતાની ખડકીમાં રહેતા. તેમનો તુલસી ક્યારો તો ત્યાં હજુય હયાત છે.

એમ માનવામાં આવે છે કે એ ભક્તે ૧૦૫ વર્ષની લાંબી જીંદગી ગાળી હતી. તેમનાં ઘણાં મંદિરો ખેડા જીલ્લામાં હતાં. ગોધરામાં તથા સુરતમાં પણ મંદિર ખરાં. ગોધરામાં લહીઆ પાસે લખાવવા પુસ્તકો લઇ જવામાં આવ્યાં હતાં. ત્યાં આગ લાગવાથી તે સઘળાં બળી ગયેલાં હોવાથી સંવત્ ૧૭૭૦ પહેલાંનો ઘણો ભાગ મળી આવતો નથી.

તેમનું જીવન ઘણું સાદું હતું. તે નેસ્તીની દુકાન ચલાવતા અને પાસેના ગામોમાં ધીરધાર પણ કરતા. મૂળથી તે દયાળુ હતા. અભ્યાગતનો હમેશાં આતિથ્યસત્કાર કરતા. તેમની ઇચ્છા ધનવાન બનવાની નહોતી તેથી કમાણીનો ઘણો ભાગ સાધુસંતને જમાડવામાં ખર્ચતા.

તે વૈષ્ણવ સંપ્રદાયી હોઇ ડાકોરના શ્રી રણછોડરાયજીના બહુ આસ્તિક ભક્ત હતા. તેથી દર પુનમે ડાકોર જતા, અને શ્રી રણ-છોડરાયજીને પોતાના આરાધ્ય દેવ માનીને તેમની ભક્તિ પરમ ભાવથી કરતા. વ્યવહારમાં તેઓ સદાચારી અને પરગજુ હતા. સત્કર્મો કરવાં એ જ જીંદગીનું સાર્થક છે એ સારી પેઠે સમજતા. એમનાં લખાણોમાં પણ સ્થળે સ્થળે એ જ સદુપદેશ ગાયો છે. સત્સંગ વગર ભક્તિ પ્રાપ્ત થતી નથી અને દૃઢ શ્રદ્ધાથી વિશુદ્ધ હૃદય બનાવ્યા સિવાય પ્રેમ જામતો નથી તે તેમણે સ્પષ્ટ બતાવી આપ્યું છે. તેમનું શ્રવણ ઘણું જ ભારી જણાય છે. પોતાની પ્રાર્થના અને સ્તુતિમાં જે જે વર્ણન કર્યું છે તેમાં ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય, સાથેસાથે જ જણાવ્યાં છે. તેમનું વિશુદ્ધ અંતઃકરણ પ્રભુના સ્વરૂપમાં તલ્લીન રહેતું. પોતે ભજન કરતી વખતે હાથમાં કરતાલ રાખતા. ઉભા ઉભા શ્રી રણછોડજી સન્મુખ નાચે અને લહેરોમાં દરરોજ નવીન પાંચ પદ રચે. ભક્તરાજ મહેમદાવાદના બાસ્તાનો જામો અને ટોપી પહેરતા. તેમનાં પુસ્તકો અને વસ્ત્ર તોરણામાં તેમના વંશજો ધનતેરશને દિવસે પૂજે છે.

આ પ્રતાપી ભક્તનું ચરિત્ર ચમત્કારોથી ભરપૂર છે, તેમાંનાં કેટલાંક ઉદાહરણ નીચે નોંધ્યાં છેઃ–

ખડાલની એક વિધવા બાઇને કામ પ્રસંગે બહારગામ જવાનું હતું, તેથી તેના ઘરેણાનો દાબડો ભક્તને ત્યાં મૂકવા સારૂ ગઇ. એ વખતે ભક્ત નહાઇને નિત્યનિયમ કરવા બેઠા હતા. તેથી એ દાબડો તેમણે હાથમાં ન લેતાં પાસે એક મજુસ હતી, તેના ઉપર મૂકી જવા કહ્યું. તે પ્રમાણે મૂકીને બાઇ ત્યાંથી ગઇ. ભતગજી દાબડો ઠેકાણે ન મૂકતાં ધ્યાનસ્થ થયા. આ સઘળું સામે રહેનાર એક સોની જોતો હતો. તેણે ચૂપકીથી દાબડો ઉઠાવી પોતાના ઘરમાં છાણાંના ઢગલામાં સંતાડયો. દૈવયોગે એવું બન્યું કે બાઇને પરગામ જવાનું બંધ રહ્યું અને દાબડો લેવા થોડા જ વખતમાં પાછી આવી, હજી

ભગતજી પૂજામાંથી ઉઠયા નહોતા, તેથી બાઇને દાબડો જ્યાં મૂકયો હોય ત્યાંથી લેવા કહ્યું. બાઇએ મજુસપર જોયું તો ત્યાં દાબડો મળે નહિ ! આથી બાઇ ભગતજીપર ગુસ્સે થઇ અને દરબારમાં ફરિયાદ નોંધાવી. ખડાલ દરબારમાંથી મિયાંનું તેડું આવ્યું. ખડાલના મિયાં મકવાણા કહેવાય છે. મિયાં તથા ભગતજીને ઘરેણું જવા વિષે વાતચીત થઇ. ભગતજીએ સત્ય હકીકત જાહેર કરી. મિયાં તરફથી ધમકી આપવામાં આવી; પરંતુ નિષ્પાપ હ્રદયના ભકતે તેની દરકાર નહિ કરતાં પ્રભુની સ્તુતિપ્રાર્થના કરી સહાય માગી. એ વખતે તેઓ "મિયાં મકવાણા, રણછોડને દુભવ્યાનું નથી કંઇ કામ" ઇત્યાદિ વચનો બોલ્યા છે.

ભક્તરાજ હમેશાં અભ્યાગત–સંતસાધુને જમાડી પછી જમતા. આજે તેમના એ મહાવ્રતમાં વિઘ્ન આવ્યું. પ્રભુ ભકતાના બેલી છે. ભકતનાં સંકટો ઠામ ઠામ દૂર કર્યાં છે. સાધુના વેશમાં પ્રભુ સહાય કરવા ઉતરી પડયા. રણછોડ ભક્તના ઘર આગળ ગયા તો તેમના ઉપર આવેલા આક્ષેપ માટે દિલગીર થયા. દરબારમાં જઇ મિયાંને મળ્યા. રણછોડ વગર સીધું સામાન મળતું નથી અને પોતે ભૂખ્યા છે, એવી હકીકત દરબારને કહી. દરબારને કહેવા લાગ્યા કે ચોરી કરનાર મઝા ભોગવે છે ને ભકતને શા માટે હેરાન કરો છો ? સોનીએ કરેલા કામની દરબારને હકીકત જણાવાથી દરબારે પોતે પોતાના નોકરો સાથે જઇ દાબડો મેળવ્યો. તરત જ ભગતજીની માફી માગી તેમને મુક્ત કર્યાં. ત્યારપછી ભગતજી હમેશને માટે ખડાલ ગામનો ત્યાગ કરી ડાકોર જઇ બાકીનું જીવન રણછોડરાયના ભજનમાં ગાળવું એમ નિશ્ચય કરી નિકળ્યા.

ખડાલ અને તોરણા વચ્ચે બે ગાઉનું અંતર છે. ભગતજીના મિત્રો તોરણામાં વસતા હતા. ડાકોર જવાનો માર્ગ એ હોવાથી રાત્રે તોરણામાં મુકામ કર્યો. પા. વલમજી રામજી તેમના ભાવિક ભક્ત હતા. તેમને ઘેર તેમણે રાત્રિ ગાળી.ખડાલના સમાચાર અને

ડાકોર જઇ રહેવું એ હકીકત જાણી સર્વ પાટીદારો ખેદ પામ્યા. રાત્રે સ્વપ્નમાં શ્રીડાકોરનાથે દર્શન આપી જણાવ્યું કે હું તોરણામાં અમુક જગાએ છું. ત્યાંથી મને કાઢી પ્રતિષ્ઠા કરી મારૂં સેવન કરશો તો હું જાતે જ ત્યાં દર્શન આપીશ. સ્વપ્ન ઉપર પ્રથમ તો ભરૂંસો ન આવ્યો, પણ એ જ પ્રમાણે બીજી વાર સ્વપ્ન આપી શ્રદ્ધાવાન થઇ પ્રયત્ન કરવા આજ્ઞા થઇ, ત્યારે પાટીદારોને બોલાવી બનેલો બનાવ જણાવ્યો. સૌ મળી તે જગોએ જઇ સાફસુફ કરી ખોદાણ શરૂ કર્યું. વખત આવ્યો ત્યારે ભગતજીએ પોતે આસ્તેથી ખોદી શ્રીલક્ષ્મીનારાયણ, હનુમાન અને ગરૂડજીની મૂર્તિ કાઢી. આ બનાવ નજરે જોઇ સર્વ ગામવાસીઓ આશ્ચર્ય પામ્યા.

નીકળેલી મૂર્તિઓ ગામલોકોને સ્વાધીન કરી ભગતજી ડાકોર જવા તૈયાર થયા. પાટીદારોને તે રૂચ્યું નહિ. સર્વેએ મળી વિનતિ કરી કે આપ અત્રે રહો અને આ મૂર્તિઓની આપ જ સેવાપૂજા કરો. રહેવાની જમીન માટે તથા મંદિર માટે ગોઠવણ, અમે ગામ-લોક કરીશું, તેમજ મંદિરના ખર્ચનો નિભાવ પણ ગામથી થવા બંદોબસ્ત કરીશું. પાટીદારો અને ગામના બીજા સર્વ લોકોનું માન રાખી ભગતજીએ તોરણે રહેવાની હા પાડી. આ બનાવ ઘણું કરીને સન્ ૧૭૮૦ પછીનો જણાય છે.

તોરણે જમીન સંપાદન કરવાના કેટલાક લેખ મળી આવ્યા છે તે પરથી સમજાય છે કે સંવત્ ૧૭૮૧, ૧૭૮૪, ૧૭૮૭, ૧૭૯૦, અને ૧૭૯૪માં ભગતજી તથા ગામના આગેવાન પટેલો સાથે કરારો થયા છે.

ભગતજી સંવત ૧૭૯૬ ના વૈશાખ શુદ બીજ ઉપર શ્રી ગોકુળ ગયા હતા. ત્યાંથી પાછા ફરતાં તેઓ જયનગરમાં વાસો રહ્યા, ત્યાં મધ્યરાત્રે ગેબી શબ્દ ( આકાશવાણી ) થયા છે. આ શબ્દો તેમના તે વખતના જૂના પુસ્તકમાં નોંધ્યા છે જેનો ઉતારો નીચે પ્રમાણે :-

"જગને આદે સુપજ થાપ્યા છે. પાંચ પાંડવના જગન મધ્યે, માટે ભ્રાંત ભાગવી, આજ્ઞા માફક ચાલવું, જુઠું હાથ ન ઝાલવું, અસત્ય હોય તે ટાળવું, સત્ય હોય તે પાળવું, લલોપત્યો મેલવી, જુડની જંજાળ જાણ, સતની તું સાર માણ, ખોટાની સંગત તાગ, ચીત વરતી ચરણે લાગ, વગળ હોય તે ટાળ, સાક સોના લગી ગાળ, વાતનો કરો તે વિચાર, ભ્રાંતનો રાખ્યો તે ભાર, હજુરી હુકમ જાણ, પોતાને મન પરમાણ, ગાદીનો હુકમ છેજી."

આ આધારે ભગતજી પોતે વણિક જ્ઞાતિના હોઇ વૈષ્ણવ સંપ્રદાયનો ગુજરાતમાં ફેલાવો કરવા પ્રયત્ન કર્યો છે. એ કરવામાં સર્વ સંપ્રદાયના અધિષ્ઠાતાઓની સંપૂર્ણ મદદ હતી. કેટલાક ઉપાસકો દુરાગ્રહી હોઇ નિંદા ભાગ ભજવે છે. ભગતજી તે વિચારના નહોતા.

એક વખતે ભક્તના ચમત્કારની વાતો સાંભળીને ડાકોરમાં શ્રી રણછોડજીના પૂજારીઓએ તેમની પરીક્ષા કરી જોવા ભક્તનાં દર્શન બંધ કરવાનો નિશ્ચય કર્યો. ભગતજી પુનમને દિવસે હમેશની માફક ડાકોર ગએલા. પૂજારીઓએ બારણાં બંધ કરેલાં અને દર્શન ન થાય એવી ગોઠવણ જોઇ. દર્શન ન થાય તો અન્નપાણી ન લેવાની પ્રતિજ્ઞા લઇ એક પગે સ્થિર થઇ "કેવળરસ" નામે કાવ્યથી શ્રીરણછોડજી મહારાજની પ્રાર્થના કરી. છેવટે દ્વાર ઉઘડી ગયાં અને દર્શન આપ્યાં. તે વખતે હાજર રહેલા સર્વ વૈષ્ણવોએ શ્રી રણછોડજીનાં દર્શન કર્યાં અને જયજયકાર વર્તાઇ રહ્યો. આ ચિતાર ભાવિક વૈષ્ણવોને અનુભવવા જેવો છે. ભક્તોનાં કાર્યો ભગવાન કરતા આવ્યા છે ને કરે છે. કેવળરસમાં તે સર્વ ગુણ તેમના ગાયા છે. ભગતજીનું માન શ્રીરણછોડજીએ સાચવ્યું છે. સાચા ભક્તોપર પ્રભુ કૃપા કરે છે તે સિદ્ધ થયું છે.

ભક્તોને તાવવામાં પ્રભુ સમર્થ હોય છે. તેમના ચિરંજીવી નારણદાસ તથા કૃષ્ણદાસ હતા. વિવાહ સમયે પલ્લા કે પેઢીનું ઠેકાણું ન મળે. તેથી ગુંચવાઇ વિચારમાં બેઠા હતા. એટલામાં કોઇ મહાત્મા

આવ્યા. તે પોતાનું પોટલું ખીંટીએ ભરવી બેઠા. ખબરઅંતર પૂછી આનંદ પામ્યા. પછી પેલા મહાત્મા શૌચકર્મ કરવાનું નિમિત્ત કહાડી ગામબહાર તળાવપર ગયા, તેમની તજવીજ કરતાં ઘણો વખત થયો પણ પત્તોજ ન લાગ્યો, અને પોટલું છોડી જુએ છે તો તેમાં વિવાહમાં ખર્ચવા જેટલાં નાણાં હતાં. ભગતજીને ખાતરી થઇ કે મારી પીડા પ્રભુએ વહોરી લીધી હશે. ભગતજીએ નાણાં ખર્ચ્યાં અને લગ્ન સમારંભ પતાવ્યો.

એક વખત તોરણાથી ત્રણ ગાઉ ઉપર કઠલાલ ગામ છે ત્યાં ભગતજી ઉત્સવ અર્થે ગયા હતા. ત્યાંના વીસાખડાયતા વણિકો અને ભાવસારોનો તેમનાપર ઘણો પ્રેમ હતો. કઠલાલમાં વડાદરા બ્રાહ્મણોની વસ્તિ છે, એમાં કેટલાક ટીંખળી હતા. રાતે ઉત્સવમાં ભક્તે હાથ ઘસ્યા, અને તેમની હથેળી કાળી થઇ ગઇ. વડાદરાએ પૂછ્યું કે ભગતજી, આ શું? ભગતજીએ જવાબ આપ્યો કે દ્વારકામંદિરમાં મસાલની ઝાળ લાગવાથી ચંદ્રવો બળતો હતો તે મેં ઓલવ્યો. વડાદરાના મનમાં તે વાત ન ઉતરી અને બે ત્રણ જુવાનીઆ દ્વારકા જવા તૈયાર થયા. ત્યાં જઇ તેમણે તજવીજ કરી તો ત્યાંના ગુગળીઓએ તોરણાવાળા રણછોડ ભક્ત અહીં હતા, તેમણે આ ચંદ્રવો ઓલવ્યો, એવા સમાચાર કહ્યા, તેઓ જઇ આવ્યા પછી ભગતજીની ભક્તિ વિષે કઠલાલના વડાદરાને દૃઢ વિશ્વાસ ઠર્યો. હાલ પણ તેઓ ભગતજીના ઘર સાથે માનદૃષ્ટિએ જુએ છે.

આતરસુંબામાં દ્વારકાદાસ કરીને ભાવસાર ભક્ત હતા, તે રણછોડ ભક્તના શિષ્ય હતા. રણછોડભક્તે પોતાનો દેહોત્સર્ગ જે દિવસે થવાનો હતો તે દિવસે તેમને દ્વારકા જવાનું કહેણ મોકલ્યું હતું. દ્વારકાભક્તને પોતાનું કામ સંકેલી લેતાં થોડા દિવસની વાર છે એમ ઉત્તર કહાવ્યો. તરત જ સમાચાર મળ્યા કે ભક્તજી સ્વધામ પધાર્યા. આથી તેમના આસ્તિક શિષ્યને ઘણો શોક થયો. તેવા

સમયમાં બંને ભકતોએ પરસ્પર કવિતાદ્વારા વાતચીત કરી છે જેની નોંધ પુસ્તકોમાં છે.

રણછોડ ભક્ત નાના ગામડામાં ઉછરેલા અને ગામની રીતે ભણેલા હતા. તેમણે કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કરેલો નહોતો. ગુજરાતમાં ભક્ત કવિઓ થઇ ગયા તે માફક તેમનાપર જાણે સરસ્વતિની પ્રસન્નતા હોય તેમ તાત્કાલિક કવિતાઓ કરતા. એમનાં રચેલાં કાવ્યોમાં વૃંદાવનમહાત્મ્ય, કેવળરસ, નાસિકેતનું આખ્યાન ઇન્દ્ર-ઉત્સવ, બ્રહ્મસ્તુતિ, દશઅવતારની લીલા, કક્કો, વેણુગીત, ગરબીઓ, હિંદોળાનાં પદ, વસંત–હોરીનાં પદ, રાસ, સમયસમયનાં પદ, રાધિકાજીનું રૂપણું, ઇત્યાદિ લખાણ છે. ગોધરામાં બળી ગયેલાં પુસ્તકોની બીજી પ્રતો મળી આવી નથી તેથી પૂરો વિસ્તાર જણાવી શકાતો નથી.

ઉપર જણાવ્યા પ્રમાણે તેમના નારણદાસ ને કૃષ્ણદાસ નામે બે દીકરા હતા, અને નંદબાઇ તથા અગરબાઇ નામે બે દીકરીઓ હતી. દીકરાઓનો પરિવાર નહોતો. દીકરીઓને અમદાવાદ પરણાવી હતી. નંદબાઇના દીકરા હરજીવનદાસ તોરણે આવી ગાદીપતિ થયા. તેમના ચિરંજીવી રામદાસ. રામદાસના મોરલીધરદાસ, અને તેમના ચિરંજીવી પુરૂષોત્તમદાસ; તે નાની ઉમરમાં ગુજરી ગયા, અને હરિવલ્લભદાસ સરકારી નોકરીમાં જોડાયા, તેથી ત્રિભોવનદાસને ગાદીપતિ નીમ્યા. તેમણે પોતાના સેવકોના હિત માટે ઉત્તમ પ્રકારનો પ્રયત્ન કર્યો હતો. સંવત્ ૧૯૭૪ના આસો વદ ૦)) ને રોજ તે ભગવત્શરણ થયા છે.

( ૩ )

## "કાળિદાસ બાપા"

ઉમરેઠમાં આવીને કોઇ પૂછે, કે ખડાયતા જ્ઞાતિનાં જળહળતાં જવાહીર કયાં ? તો આજની વસ્તિને બે નામ નજરે પડશેઃ–(૧) સર ગોકળદાસનું અને (૨) રા. બ. કાંટાવાળાનું.

પણ ઉમરેઠનાં અગિયારસો ઘરના મહાજનમાંથી જેમણે જૂના જમાનાને જોયો છે, તેઓ બે નામો વધારે ઉમેરી આપશેઃ એક 'કાળિદાસ બાપા'નું બીજું 'લલ્લુભાઇ ફોજદાર'નું.

કાળિદાસના પિતાનું નામ રઘનાથદાસ. તેઓ તલાટીના કુલીન કુટુમ્બના નબીરા. રઘનાથદાસના જમાનામાં પેશ્વાઇ હકુમત હતી. તે વખતે તેઓ ઉમરેઠ અને એની આસપાસનાં ગામોનો ઇજારો રાખતા અને એ રીતે એમની જામેલી પ્રતિષ્ઠામાં કાળિદાસ-ભાઇએ સુન્દર ઉમેરો કરેલો.

કાળિદાસ તલાટીની જન્મસાલ આશરે સંવત્ ૧૮૪૨-૪૩.

આ તલાટીનું કુટુમ્બ ઉમરેઠમાં કહાનદાસ વાસનજીને નામે ઓળખાય છે. એ વીસા ખડાયતા કુટુમ્બે મૂળ નડીઆદથી આવીને ઉમરેઠને પોતાનું જાથુનું વતન બનાવેલું. હાલ પણ તેમનાં સગાં સંબંધીઓ—અર્થાત્ બીજા પાંખીઆનાં તલાટી કુટુમ્બો—નડીઆદમાં છે-એમાંના એક, તે નડીઆદના તલાટી ગોકળદાસ "બાપુ."

કાળિદાસભાઇએ તેમના પિતાની પ્રતિષ્ઠામાં ઉમેરો કરી, મેળવેલી આબરૂ અને મોભાના સદુપયોગવડે ગામમાં એવી સુલેહ-શાંતિ જાળવેલી, કે ગામના ઘરડા વડીલો હજુય તેમની સેવાવૃત્તિને સંભારે છે. તેમણે લોકોપયોગી કામો પણ ઘણાં કરેલાં. ગામના ટંટા ફિસાદ, બનતા સુધી તેઓ ઘરમેળે જ પતાવી આપતા. લોકોનો પણ તેમનાપર અડગ વિશ્વાસ એટલો, કે કાળિદાસભાઇનું વેણ કોઇ ઉથાપતા નહિ. આજના કરતાં એ વખત પણ સારો.

એમને પાંચ ભાણેજ હતા. તે તમામ કમાતા થયા, ત્યાં સુધી તેમને સહકુટુમ્બ પોતાને ત્યાં રાખેલા, અને જાતિદેખરેખ હેઠળ ભણાવીગણાવી ધંધે વળગાડેલા. તેમાંના એક ભાણેજ, નામે અમથાલાલ, જે વકીલશ્રી કેશવલાલ રણછોડદાસ પટેલના દાદા થાય, તે ઉમરેઠમાં સૌથી પહેલા વકીલ હતા, અને વકીલ તરીકે લોકપ્રિય તેમજ પંકાયલા હતા. પોતે પરોપકારી હતા. એનું એક દ્દષ્ટાંત તો હજુય હયાત છે-અને તે, ડાકોરને રસ્તે, યાત્રાળુઓની તૃષા છીપાવવા બન્ધાવેલો કુવો. એને, સ્વર્ગસ્થના વારસોએ વખતો-

વખત સમરાવીને ખંડિયેર થવા દીધો નથી, એ સંતોષની ગણાય.

કાળિદાસભાઇ પોતાની પાછળ પુત્ર ગોવર્ધનદાસને મૂકી સં ૧૮૯૮ ના અરસામાં વૈકુંઠવાસી થયા હતા. તેમણે પણ પૂર્વજો કીર્તિ અને પ્રતિષ્ઠાને સંભાળી હતી. તેમને, બહોળું કુટુમ્બ ગુજરી ગયે સાતેક વર્ષ થયાં છે.

કાળિદાસભાઇ વૈકુંઠવાસી થયા પછી તેમની પાછળ ઉમરેઠ આખું ગામ જમાડવામાં આવેલું-ઉપરાંત આસપાસનાં ગામ પણ ન્હોતરેલાં. સ્વ. ગોવર્ધનદાસ તલાટીએ પણ સ્ટેશનને ર ધર્મશાળા બન્ધાવી છે, જે સંતસાધુ અને અભ્યાગતોનું સ સ્વાગત કરે છે.

❦ ❦ ❦ (૪) ❦ ❦ ❦

## ' લલ્લુભાઇ ફોજદાર '

પટેલ લલ્લુભાઇ રણછોડદાસ પણ ઉમરેઠના વીસાખડાયતા હ એમને ગુજરી ગયે બે પચ્ચીસીઓ વીતી હશે. તેઓ વંશપરંપરા પોલિસપટેલ હતા. હતા 'પોલિસપટેલ,' પણ એ 'મુખી'ની કરવાની એવી અજબ કાબેલિયત, કે સૌ તેમને 'લલ્લુભાઇ ફોજદાર નામે બોલાવતા અને ઓળખતા. સરકાર દરબારમાં પણ 'ફો દાર'નું જ સમ્બોધન થાય. ગામમાંજ નહિ, પણ ઉમરેઠફરતાં ગામોમાં એમનો કરપ એટલો બધો, કે ચોરી કે લૂંટફાટનો ભણ સુદ્ધાં ઉઠતો નહિ. અપવાદ દાખલ જો એવો કોઇવાર પ્રસંગ બનતો, તેઓ ગુન્હેગારને પકડી, કબ્જે કરવામાં કદિ નિષ્ફળ નિવડે જ ન

એમની ખાનદાની અને દિલની દાનાઇ પણ ભલભલાને ઉત્પન્ન કરાવે એવાં હતાં. પોલિસપટેલપણું તો હજુય એમના કુટુ ભોગવે છે.



( ૫ )

## ડાભલા ગાંધી

આ, તરસુંબાના ગાંધી કુટુંબમાં એ અગ્રગણ્ય પુરૂષ હતા. એ મૂળપુરૂષથી ત્યાં ઘણાં કુટુંબો ઉતરી આવેલાં છે. પોતે બહિઅલના દશાખડાયતા વાણિઆ અને બહિઅલના 'દલાલ' અટકવાળા, મૂળ અમદાવાદના રહીશ હતા. આશરે બસો વર્ષ ઉપર ડાભલા ગાંધી બહિઅલથી આતરસુંબા આવ્યા હતા. એમનું મૂળ ઘર જે બહિઅલમાં હતું, તેની નિશાનીઓમાં હજી પણ ટાંકાં વગેરે જણાય છે. તેઓ વેપારને અર્થે અહીં આવી ગાંધીનો વેપાર કરતા અને વણજારાની પોઠોની દલાલી પણ કરતા. એમને સાત દીકરા અને એક દીકરીનો વસ્તાર હતો.

એવું કહેવાય છે કે દીકરીને અમદાવાદ પરણાવી હતી, અને જ્યારે પહેલા આણા વખતે સાસરવાસમાં બ્રાહ્મણ તેડવા આવેલો, ત્યારે સારો સાસરવાસો કરીને દીકરી વળાવી. આતરસુંબાથી દોઢેક ગાઉ ગયા પછી બાઈને તરસ લાગી. તેથી બ્રાહ્મણને પાણી લઈ આવવાનું કહ્યું. બ્રાહ્મણે ઉદ્ધતાઈથી જવાબ આપ્યો કે "અહીં તારા બાપે કુવોઅુવો ખોદાવ્યો નથી કે પાણી લાવી આપું. આગળ ગામ આવે છે, ત્યાંથી પાણી લાવી આપીશ." આ સાંભળી બાઈએ બ્રાહ્મણને તરત જ રજા આપી, અને કહ્યું કે જા, તારે જવું હોય તો; હું તો પાણી પીને જ આવીશ. પછી તે કન્યા, ત્યાં નિશાન રાખી, પિયેર પાછી વળી, અને પોતાના પિતાને વાત કરી. તે પરથી બીજે જ દિવસે બાપ જમીનની તપાસ કરવા ગયા અને ત્યાં આગળ બરાબર નિશાન રખાવ્યું. આ તકે ગરમમસાલાની પોઠો આવેલી હતી. તેની દલાલી રાખી, તેમાંથી તેમને બેહજાર રૂપિયા મળ્યા. તે વડે તેમણે કુઈ ખોદાવવા માંડી. કુઈ ખોદતાં કાનો પહોળો થયો, તેથી કુવો કર્યો. પછી

વિચાર થયો કે વખતે કોઇ વટેમાર્ગુની પાસે સાધન હોય કે ન હોય, તેથી તેમણે તે કુવાની પગથીઆવાળી વાવ કરાવી. જ્યારે વાસ્તુપૂજા થઇ, ત્યારે પોતાની પુત્રીને સાસરે સુદામ માણસ મોકલીને શ્વસુરપક્ષવાળાને તેડાવ્યા અને એ લોકોએ આવીને જોયું તો વાવ તૈયાર થએલી દીઠી! આથી પેલા બ્રાહ્મણને ઘણો ઠપકો મળ્યો.

એ વાવ, આતરસુંબા અને બહિઅલના રસ્તાપર, એક ખેતરની બાજુમાં હાલ પણ છે.

❦ ❦ ❦ ( ૬ ) ❦ ❦ ❦

## શિવદાસ–પુત્ર

રણછોડભગતની પેઠે એ પણ ખડાયતો કવિ હતો. અખા, પ્રેમાનન્દ, શામળ, દેવીદાસ વગેરે પ્રખ્યાત કવિઓના કાળમાં, એટલે સત્તરમા સૈકામા, એ થઇ ગયો. પાદરા તાલુકામાં આવેલું ' લુણા ' ગામ એનું વતન. એની ગણના અપ્રસિદ્ધ કવિઓમાં થાય છે. તેણે ' સુદામા 'પર લખેલા કવિતાનાં થોડાંક ચરણો, સન્ ૧૯૧૪ના 'બુદ્ધિપ્રકાશ'માં પ્રસિદ્ધ થયાં હતાં. તેમાં પોતે ખડાયતા છે એવો સ્પષ્ટ ઉલ્લેખ છે:.

' વાસ ' લુણુ ' માંહિ ' ખડાયત ' કુલી
જનમ્યુ શિવદાસનું સુત ત્યાંહાં ' વગેરે.

એ વખતની ભાષામાં 'પ્રત્યયો'નો ઉપયોગ નરને બદલે નાન્યતરજાતિમાં થતો, તે ઉપરનાં ચરણોપરથી પ્રતીત થાય છે. તેણે સુદામાપરની કવિતા સંવત્ ૧૬૭૩ના ભાદરવા શુદ નવમીને રોજ પૂરી કરી હોય એમ સમજાય છે. તે કવિતાનાં કડવાં તેર અને પદ ત્રણસો છે.

આ શિવદાસ–પુત્ર ચુસ્ત વૈષ્ણવ હોઇ, શ્રીકૃષ્ણનો અનન્ય ભક્ત હતો. શ્રીમદ્ ભાગવતના અભ્યાસ કરી, તેણે કાવ્ય માટે સુદામાનું વસ્તુ પસંદ કરેલું.

લુણા ગામ, ઉપર જણાવ્યું તેમ વડોદરારાજ્યના પાદરા તાલુકામાં આવેલું છે. ત્યાં કુલ હજારેક ઘરની વસ્તી છે. ખડાયતા

વાણીઆઓનાં ઘર પણ લાંબા કાળથી ચાલતાં આવેલાં છે, એમ આપરથી જણાય છે. પાદરા તાલુકામાં હાલ પણ ખડાયતાની વસ્તી છે. સરસવણી ગામમાં પણ ખડાયતાના જૂજજાજ ઘર ખરાં. સંવત્ ૧૮૯૦ સુધી, એ તરફની કન્યાઓ ઉમરેઠ આવતી. આ તાલુકામાં ખડાયતાનો મોટો જથો કરખડીમાં છે.

⚜ ⚜ ⚜ ( ૭ ) ⚜ ⚜ ⚜

## રવચન્દ શેઠ

અઢારમા—ઓગણીસમા સૈકામાં, પ્રાંતીજમાં મલેકોનું રાજ્ય હતું. તે વખતે ત્યાં રવચંદ ( રાયચંદ ) નામે એક દશા ખડાયતા ગૃહસ્થ રહેતા હતા. આ સમયમાં એ ભાગનો બધો ખારી કાંઠો ભીલનો હતો અને એ મહેવાસી મુલક ગણાતો.

રવચન્દ શેઠને સંતાનમાં એક દીકરો જ હતો. જેનો વંશ હાલ નથી. પોતે બહુ ધાર્મિષ્ટ હતા અને પૈસેટકે પણ સ્થિતિ સારી હતી. તેઓ ધીરધારનો ધંધો કરતા; તેથી આસપાસનાં ભીલાત ગામડાંમાં તેમને ફરવું પડતું, અને ઉઘરાણીને અંગે ભીલવસ્તી સાથે વારંવાર અથડામણ પણ થતી.

ઉઘરાણીનો એક પ્રસંગ જાણવા જેવો છે. દગડીઓ નામે એક ભીલ લ્હેણદાર હતો. તે ઘસાયતાના ભીલ સાથે ભળી જઇને પોતે નમતું આપે નહિ, ખાતાનો નિકાલ કરે નહિ અને શેઠને ઉલટી ધમકી આપે.

એ વખતે ઘસાયતામાં જે મલેકસત્તા હતી તેનું નામ ધાસી-ખાન હતું. તે બહુ જુલમી અને અન્યાયી હતો. એનો એક નિયમ એવો વિચિત્ર હતો કે રોજ ચોવીસ ઘોડાં ચડે ને એક માણસનું માથું લાવે ત્યારે જ તે નિમાજ પઢે—આના ત્રાસથી આબરૂદાર વસ્તિ તેનાથી કંટાળી ગઇ હતી. તેથી રવચંદ શેઠ, નજીકના વાઘ-પુરના રાઠોડને જઇ મળ્યા, અને ધાસીખાનના જુલમની વાત કરી'

રાઠોડ રાજાને ઉશ્કેર્યો અને પ્રસંગ આવે મલેકને વશ કરવાની હિંમત દાખવી.

ત્યારપછી ટુંકી જ મુદતમાં એક પ્રસંગ બન્યો. ખડાતથી મલેકના દિવાનનો પુત્ર વિજાપુર જતો હતો, તે વખતે ઘાસીખાનના મારાઓએ દારૂના નશામાં તેનું માથું ઉડાવી દીધું. રણાસણ, ખડાત અને વિજાપુરની વચ્ચે એક તલાવડી છે. ત્યાં અગાઉ સાત વડ હતા, અને માતાનું સ્થાનક હતું. ત્યાં પેલા દિવાનના પુત્રનું મસ્તક લાવીને ધર્યું. એ વખતે ઉઠણીઆમાં (વાઘપુરનું મૂળ નામ ઉડ-ણીઆ હતું) રાઠોડસત્તા હતી. દિવાનને આ બાબતની ખબર પડતાં, તે રવચન્દ શેઠને મળ્યો અને બન્નેએ રાઠોડને ઊભો કરી જણાવ્યું કે " આવતી કાલે દસ વાગે ઘોડા લઇને નદી આગળ આવજો અને અમે ડંકો કરીએ તે વખતે ચઢી આવી ગાદી સ્વાધીન કરી લેજો " એ પ્રમાણે રાઠોડે આવીને ગાદી કબજે કરી અને મલેક ઘાસીખાનને મારી પોતાની સત્તા જમાવી. ત્યારપછી ત્યાં રાઠોડવંશી વાઘપુરના ભાયાત ઠાકોરની સત્તા ચાલે છે.

આ બનાવ પછી રવચન્દ શેઠનો માનમરતબો નાતજાતમાં પણ વધતો ગયો. તેઓ મોડાસા એકડામાં એક અગ્રેસર ગણાતા. એમ પણ કહેવાય છે કે આપણા ઇષ્ટદેવ શ્રી કોટયર્કજીની સેવા હાલના મુખ્યાજીના વડીલ ગોવિંદરામને સોંપવામાં આવેલી, તેમાંય રવચન્દ શેઠનો મૂખ્ય હાથ હતો.

રવચન્દ શેઠ ઘણા જ ધર્મશ્રદ્ધાળુ હતા. પોતે પુષ્ટિસમ્પ્રદાયના ચુસ્ત અનુયાયી હતા એટલું જ નહિ, પણ ઇષ્ટદેવ પ્રત્યે તેમની અનન્ય આસ્થા હતી.

